સચિત્ર માસિક

# શ્રીભક્ત

પુસ્તક ૨૦ મું. આષાઢ. અંક ૧ લો.

અધિપતિ અને પ્રકાશક.
જયમિતરામ લક્ષ્મીરામ પંડિત.
રાયપુર—અમદાવાદ.

એજન્ટ ઉત્તરવિભાગ.
છોટાલાલ મગનલાલ ત્રિવેદી, શ્રીભક્ત ઑફિસ—અમદાવાદ.

૧૯૬૯.

બૉમ્બે એજન્ટ—વૈદ્યશાસ્ત્રી પ્રાણજીવન વિરજી જોશી.
ઠે.—મસીદબંદર રોડ, ઓધાકુબેરનો માળો નં. ૧૯, મું[illegible]૩.

સચિત્ર માસિક

# શ્રી ભક્ત.

આષાઢી પૂર્ણિમા–સંવત ૧૯૬૯.

વિષયાનુક્રમ.

## પત્ર વ્યવહાર.

મુંબઈ અને તેની પાસેનાં ગામડાંઓના ગ્રાહકોએ શ્રીભક્ત માસિક સંબંધની ફરીયાદ પુદાપર જણાવેલ અમારા મુંબઈ ખાતાના એજન્ટ તરફ મોકલવા કૃપા કરવી. જો તેમના તરફથી અડવાડીયામાં સંતોષ કારક નિવેડો ન આવે તોજ માત્ર અમને તે સંબધી પત્રથી જાહેર કરવા શ્રમ લેવો. અન્ય સ્થાનના ગ્રાહકોએ પત્રો વ્યવસ્થાપક શ્રીભક્ત, રાયપર અમદાવાદ એ સરનામે મોકલવાં અને ખાસ લેખ વગેરે સંબંધના સર્વ પત્રો અધિપતિને સરનામે મોકલવા.

**જમિયતરામ લ પંડિત.**
અધિપતિ અને પ્રકાશક.
શ્રી ભક્ત ઑફિસ.
અમદાવાદ.

## વિજ્ઞપ્તિ.

શ્રીમદ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીનું સચિત્ર લીલામૃત વધારે ઉપયોગી બનાવવામાં કામ લાગે તેવી હકીકત પુરી પાડનાર કોઇપણ પુસ્તક, લેખ અથવા ખબરો અમારાપર મોકલી આપવા માટે અમે અમારાં વાંચકોને નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરીએ છીએ. ભિન્ન ભિન્ન સ્થિતિનાં શ્રી મહાપ્રભુજીનાં ચિત્રો તથા ફોટાઓ અને મહાપ્રભુજીની જુદી જુદી ગાદીઓને શોભાવનાર સ્વરૂપોનાં ચિત્રો અથવા ફોટાઓ મોકલી આપનારનો પણ આભાર માનવામાં આવશે.

અધિપતિ
**શ્રી ભક્ત ઑફિસ.**
અમદાવાદ.

આ માસિક શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા સાંકલચંદ હરિલાલે શ્રીયુત જમિયતરામ લક્ષ્મીરામ પંડિત અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. ઠે. પાંચકુવા નવા દરવાજા—અમદાવાદ.

અમે ૨૫ વર્ષ સુધી જંગલોમાં ફરીને વનસ્પતિ સંબંધી ઉત્તમ પ્રકારની માહિતી મેળવેલી છે.

આનંદથી બક્ષીસ અને સર્ટીફીકેટો મેળવેલી,

## —ધાતુપૌષ્ટિક રતિવિલાસામૃત ગુટિકા.—

આ અનેક મદનમસ્ત વનસ્પતિમાંથી નવીન રીતે તઇયાર કરેલી વીર્યસ્તંભક ગુટિકા છે. નહાના બાળક, સ્ત્રી, પુરૂષ વગેરેને નબળાઇ માટે આ ખાસ ઉપયોગી છે.

## ધાતુપૌષ્ટિક રતિવિલાસામૃત ગુટિકા.

આ ગુટિકાનું સેવન કરવાથી નપુસકપણું, શિથિલતા, ગર્ભ સંબંધી રોગો, ધાતુવિકાર, ઉપદંશ પ્રમેહ વગેરે વિકાર સત્વર નાશ પામે છે, પાતળી પડેલી ધાતુ ઘટ્ટ અને તેજસ્વી થાય છે. ધાતુ સુધરતાં શરીર પુષ્ટ અને સુદ્દઢ થાય છે. દરેક સ્ત્રી પુરૂષે શરીર સુધારવા માટે આ ગુટીકાનો ઉપયોગ કરવો જોઇએ. નઠારાં વ્યસનોથી નાની વયમાં ઘડપણ આવ્યું હોય તેને આ ગોળીઓથી ફાયદો થાય છે. અપુર્વ શક્તિ પ્રાપ્ત થાય છે. જુવાની પાછી આવે છે. ગોળીઓ બોર જેવડી મોટી છે, છતાં ૪૨ ગોળીઓની ડબ્બીના માત્ર રૂ.૧—૮—૦ રાખ્યા છે. વી. પી. ખર્ચના ૪ આના. અનુપાન ગોળીઓ સાથે.

**વિશેષ સુચના:**—અમારા કારખાનામાં ઉત્તમ પ્રકારના રબ્બરી શીક્કા, મોનોગ્રામ, પીતળનાં સીલ, પેઇન્ટીંગ કામ કરી આપવામાં આવે છે. ગ્રાહકોએ અવશ્ય લાભ લેવા વિજ્ઞપ્તિ છે. ઉપરની ગોળીઓની ત્રણ ડબ્બીઓ સામટી મંગાવનાર ગૃહસ્થના નામનો ૨ અક્ષરનો અંગ્રેજી મોનોગ્રામ પેડ અને શાહીની બાટલી સાથે મફત મોકલી આપવામાં આવે છે.

ડાક્ટરો તથા વૈદ્યના ખપની સર્વ પ્રકારની વનસ્પતિ અમારી પાસે મળે છે.

વૈદ્ય બાબાજી નાના સાવંત.

એમનું આર્યવનૌષધીનું દવાખાનું

ઠાકોરદ્વાર—મુંબઇ નં. ૨

ગરીબ અને શ્રીમાન સર્વમાં પ્રસાર પામે તેટલા માટે ખાસ કિંમત ઘટાડી છે.

### વનૌષધિ ચક્રાવંતી.

આ એક દિવ્ય વનસ્પતિ છે તેને કાપવાથી મનુષ્યશરીરના લોહી પ્રમાણે તાજું લોહી નિકળે છે અને થોડા દિવસમાં રક્તના જેવો ડાગ પડે છે.

### વનૌષધિ ચક્રાવંતી.

આ દિવ્ય વેલીના સેવનથી શરીરમાંથી ગમે તે કારણથી ઘટી ગયલું લોહી શુદ્ધ થઇ તાજા લોહીનો ભરાવો થાય છે અને પ્રમેહથી થએલા અનેક વિકાર મટી જાય છે. તેજ પ્રમાણે સ્ત્રીઓનો લાલ સફેદ પ્રદર પણ

## વનૌષધિ ચક્રાવંતી

ના સેવનથી સાફ મટી જાય છે. તેજ પ્રમાણે ગર્મી પ્રમેહ, ગંડમાળા, ખિનસ, અગ્નિમાંદ્ય મોઢામાં છાલાં પડવાં, નારાં પડવાં, મોંમાંથી ખરાબ વાસ નિકળવી, રક્તરોગ થવો, હાથ પગ વળી જવા, ઉપદંશ જન્યવિકાર, આ દિવ્ય

## વનૌષધિ ચક્રાવંતી

ના સેવનથી બરાબર સાફ મટી જાય છે. ઉત્તમ પ્રકારે રક્તશુદ્ધિ થાય છે. ચાર ઔંસની બાટલીની કિંમત ટપાલ અને વી. પી. ખર્ચ સુદ્ધાં રૂ. ૧-૬-૦ પડે છે. દવા મંગાવતી વખતે પ્રકૃતિ વિગતવાર લખી જણાવવી. વૈદ્ય બાબાજી નાના સાવંત.

ઠાકુરદ્વાર મુંબઇ નં. ૨

 

# શ્રીભક્ત.









## NEW-YEAR-MISSION.

A-head! A-head! I'll go A-head!
Thy Light to spread
Thy Truth to pour,
In Love to soar,
In Joy to roar.
A-head! A-head! I'll go A-head!
I ring Thy bell
I rise to tell
O! Lord! Thy spell:
"A-HEAD! A-HEAD! HO! GO A-HEAD."

# The Exposition of the body of a Yogi from a Samadhi of 11 days and 3 hours.

---

All those who are interested in *Yoga* will not find it less charming to hear of a fact seen by ourselves in an Island near Bombay.

It was in the summer of 1901 that we had the good fortune of being acquainted with Mr K R Rane who has the reputation of being the most skilful artist and manufacturer of Chinese and Japanese goods such as fans, lanterns, toys etc. which articles from their best finish nobody would think could have their origin in India, made by an Indian out of the simple things we throw away every day as mere waste. But this is not all. During further visits we learnt that besides being an artist, Naturalist, and Manufaturer he was also far advanced in his practice of *Yoga*; he talked authoritatively on the subjects and proved his command over it by various wonderful evolutions which he could perform as the result of his mastery over the subject as we had the pleasure to witness from time to time



BEFORE SAMADHI

In one of our interviews Mr Rane informed us that he would go into *Sunaay* on the 29th November. So accordingly we with all our friends went to witness the ceremony at his place We arrived there unfortunately rather late and saw



FOR SAMADHI.

a number of people standing around his body which was then being lowered into a box made for that purpose. It was then sealed in the presence of many gentlemen among whom was Mr. Tipnis, the Sessions Judge of Thana. The body was to be exposed on the 11th day; however we went to have a



SAMADHI.

look at it on the 3rd, 5th and 8th day. On the 11th day it was opened in the presence of the above named gentlemen and a large number of spectators who took a keen interest in it. The body was first taken out, when it seemed almost lifeless. Mr. Rane's son according to instructions given him previously, put his finger in the mouth of the body and set right the tip of Rane's tongue and after some fifteen minutes or so we felt the body a little but warmer and after some half an hour or so, Mr. Rane came to his senses and began to talk with us Many of his friends on the spot expressed their strong desire to print all this, but Mr. Rane was averse from it

I was an eye witness to this, and it has led me to believe all the wonderful performances of other *Yogees* of which we sometimes read in books although such things are generally treated as mere nothings by the majority of people.

*A European Officer.*



# पाछला अंग्रेजी लेखनो भावार्थ.



*The Lakshmi Art Bombay*

Photo Taken among the persons who have come to see Mr. Rane at his Ashrama.

૧૧ દિવસ અને ૩ કલાકની સમાધિ પછી એક યોગીના શરીરનાં દર્શન.

મુંબઈની પાસેના એક ટાપુમાં અમે જોયેલા એક બનાવનું વર્ણન સાંભળીને યોગવિદ્યામાં રસ લેનાર સર્વને ઘણું આશ્ચર્ય થશે

૧૯૦૧ ના ઉન્હાળામાં સદ્ભાગ્યે અમને મી. કે. આર રાણેની સાથે ઓળખાણ થવાનો પ્રસંગ બન્યો હતો. તેઓ ચાહનીઝ અને જેપાનીઝ ચીજો જેવી કે પંખા, ફાનસ, રમકડાં વગેરેને બનાવનાર મોટા ઉદ્યોગી કારીગર તરીકે મશહુર છે. હરહમેશ નિરૂપયોગી તરીકે માત્ર ફેંકી દેવાતી સાધારણ વસ્તુઓમાંથી તેઓ એવી કુશળતાથી બનાવે છે કે જ્યારે સરસ દેખાવ સાથે તેમને તૈયાર કરી દેવામાં આવે છે ત્યારે તે ચીજો હિંદુસ્તાનમાંથી એક હિંદુ કારીગરને હાથે બની હશે એમ કોઈ જ ધારી શકે નહિ. તેઓને આટલું જ જ્ઞાન છે એમ નથી. અમારા વિશેષ પરિચયથી અમારા જાણવામાં આવ્યું કે તેઓ કારીગર, કુદરત વિજ્ઞાનના અભ્યાસવાળા, અને બનાવટનાં કસબવાળા હોવા ઉપરાંત યોગના

આ બાબતો ઉપર તેઓ સપ્રમાણ ચર્ચા કરતા હતા અને તેમાં મેળવેલી નિપુણતાને આધારે તેઓ જાતજાતની આશ્ચર્યકારક ક્રિયાઓથી તે વિષયો ઉપરના તેમના કાબુ સિદ્ધ કરી આપતા હતા, અને તે વખતોવખત પ્રત્યક્ષ રીતે જોતાં અમને આનંદ થતો હતો.

અમારી એક મુલાકાત વખતે મી. શાબુએ અમને જણાવ્યું કે તેઓ ૨૮ મી નવેંબરે સમાધિમાં પ્રવેશ કરશે. તેથી અમારા બંને મિત્રો સાથે અમે તેમના સ્થાનમાં આ ક્રિયા જોવા માટે ગયા. કમનશીબે અમે થોડા મોડા આવી પહોંચ્યા, કે વખતે ખાસ પ્રયોગ માટે તૈયાર કરેલી એક પેટીમાં મુકાતા તેમના શરીરની આજુબાજુ ઉભેલા કેટલાક લોકોને અમે જોયા. ઘણા સદ્ગૃહસ્થોની હાજરી નીચે આ પેટીને સીલ કરવામાં આવી હતી અને તેમ કરવામાં મુખ્ય ગૃહસ્થ થાણાના મેજીસ્ટ્રેટ ન્યાયાધીશ મી. ટીપનીસ હતા. અગીયારમે દિવસે આ શરીરને બહાર કાઢવામાં આવનાર હતું, જ્યાં અમે તે બનાવને ત્રીજે પાંચમે અને આઠમે દિવસે ત્યાં ગયા હતા. અગીયારમે દિવસે પુર્વે જણાવેલા સદ્ગૃહસ્થોની અને આતુરતાથી રસ લેનાર સંખ્યાબંધ બીજા મનુષ્યોની સમક્ષમાં તેમના શરીરને બહાર કાઢવામાં આવ્યું હતું. જ્યારે શરીરને બહાર કાઢવામાં આવ્યું ત્યારે તે નિર્જીવ જેવું દેખાતું હતું. પૂર્વેથી આપી રાખેલી સૂચના પ્રમાણે મી. શાબુના પુત્રે આ મી. શાબુના શરીરના મુખમાં આંગળી નાંખી તેમની જીભના ટેરવાને બરાબર સ્થિતમાં ગોઠવી દીધું. તે પછી લગભગ પંદરમિનિટ જેટલા વખતમાં આખા શરીરમાં ગરમી આવતી દેખાઇ અને અડધા કલાકના અરસામાં તો મી. શાબુ સાવધ થયા અને અમારી સાથે વાતચિત કરવા લાગ્યા. તે સમયે હાજર રહેલા તેમના મિત્રોમાંથી કેટલાકોએ આ બધું છપાવવાની ઇચ્છા જણાવી હતી પણ મી. શાબુ એ વિચારમાં સંમતિ આપવાની વિરૂદ્ધ હતા.*

હું જાતે આ બનાવ જોવામાં હાજર હતો અને જે બાબત અમે કેટલીક વાર પુસ્તકોમાં વાંચીએ છીએ અને જે બનાવો લોકોના મોટા ભાગમાં નકામા જેવા ગણી કાઢવામાં આવે છે તેવા યોગીઓના આશ્ચર્યજનક ચમત્કારોમાં તે સમયથી હું શ્રદ્ધાવાળો થયેલો છું.

* અમારી મુલાકાત વખતે થએલી લાંબી રસમય અને બોધમય વાતોના પરિણામમાં મી. શાબુએ પૂર્વોક્ત હકીકત અમારા માસિકમાં છપાવાની પરવાનગી આપવા માટે અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અમારી મુલાકાતનો હેવાલ હવે પછીના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

## પ્રેમની વ્યાખ્યા.+

" પ્રેમ હૃદયની સુન્દરતા-રૂપ રૂપામાં,
" પ્રેમ-તનુએ ઉદ્ભવ પામે. ૧
" જૂદાં જૂદાં બે હૃદયોના,
" આકર્ષે અજબ રીતે;
" એક બાંધતું;
" પ્રેમ-તનુબન્ધ આકર્ષે. ૨
" બેઉને એક બની જતા!
" નિર્મલપ્રેમ, સમ્પદાથી;
" હૃદય કુંજે,
" મસ્તાને *ગુલ મસ્તાનાનું બેન ૩
" એમ વધે વધે જનમોજનમ,
" ઉચ્ચ પ્રમોદ પ્રમતે;
" સર્વત્ર હા,
" કુદરત કુનિને પ્રેમ દીપાવે-" ૪

—વિમલ.

+ પ્રેમતત્ત્વ પરથી. * ગુલેગુલ.

ગ્રંથમાં મુકવા માટે પસંદ થશે તેના અમારા ખાસ કારીગર પાસે બ્લોક કરાવી, છાપવાના કામનો આરંભ કરીશું.

વિશેષમાં અમને જણાવવાની ફરજ પડે છે કે શ્રી ભારતમાં વપરાતા ઉંચી જાતના કાગળો પુરતા મળી શકતા નહિ હોવાથી અમારે ખાસ ઓર્ડર આપી જાપાન વિલાયતથી મંગાવવા પડે છે. ગયા વર્ષ માટે જે આશરેથી અમે કાગળો મંગાવ્યા હતા તે ગ્રાહકોની સંખ્યા ધારી કરતાં અતિશય પ્રમાણમાં વધી જવાથી અને કેટલાક અંકો મોટા કરવા કાઢવામાં આવેલા હોવાથી ખુટી ગયા છે. ભેટનું પુસ્તક છાપવા માટે હિસાબ ગણી જેટલાં રીમ અમે વધારે મંગાવ્યાં હતાં તે બધાંજ માસિકના અંકોમાં વપરાઈ ગયાં છે અને નવા વર્ષનો આ અંક કાઢવા માટે પણ પ્રયાસે થોડાં રીમ અમે મુંબઈથી મેળવી શક્યા છીએ. અમે ચાલુ માસમાં ભેટના પુસ્તક માટે અને માસિક માટે કાગળોનો ઓર્ડર વિલાયત મોકલાવ્યો છે અને ઘણું કરી ચાર માસમાં તે માલ અમારા સ્વાધીનમાં આવી પહોંચવાની વકી છે. કાગળો આવી પહોંચતાં અને ચિત્રો તૈયાર થતાં તરતજ અમે શ્રીમદ્-વલ્લભાચાર્ય મહાપ્રભુના સચિત્ર ચરિતામૃતનું ભેટનું પુસ્તક પ્રસિદ્ધ કરીશું અને અમારા ગયા વર્ષના ગ્રાહકોને મોકલી આપીશું.

વળી અમને કેટલાક સજ્જનો તરફથી એવી સુચના કરવામાં આવી છે કે અમારાં ભેટનાં પુસ્તક અમે **श्री विश्वचंद्रस्मारक ग्रंथमाला किरणा-वलि** રૂપે પ્રસિદ્ધ કરીએ છીએ તેથી તે પુસ્તકને **श्री विश्वचंद्रना** સ્વરૂપાવસ્થાનની તિથિ માર્ગશીર્ષ શુદ પંચમીએ પ્રસિદ્ધ કરવામાં આવે તો ઘણી અતિશય શોભાના સ્વરૂપ.

પર્યોક્ત સર્વ કારણોને લીધે અમે માર્ગશીર્ષ માસમાં ભેટનું પુસ્તક પ્રસિદ્ધ કરવાની આશા રાખીએ છીએ અને અમારું માસિક અમુક વ્યવસ્થામાં ગોઠવાઈ જતાં અમે વર્ષના આરંભમાજ આવતા અંક સાથે જ ભેટનું પુસ્તક પ્રસિદ્ધ કરી શકીએ એવી યોજના ઉપર આવવા પ્રયાસ આદરી રહ્યા છીએ.

**શ્રી લક્ષ્મીઆર્ટપ્રીન્ટીંગવર્કસ્** વિષે હવે આગળ જ કાંઈ અગત્યનું કહી. અમારા માસિકના કાર્યમાં ઉત્સાહથી અને અદ્વિતીય

**प्रेस अने कारीगरो.** ખંતથી મદદ કરવા માટે અમે તે પ્રેસના માલિકો તથા મેનેજરનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. તેઓ અમારા ખ્યાલ અને નમુના મુજબ બારીકાઈથી ચિત્રો અને છાપકામની ગોઠવણીની જે મદદ અમને આપે છે તેથી અમારા લેખો અને વર્ણનોમાં અમારું માસિક અતીવ ચિત્ત હરી શકે છે. ચિત્રો તૈયાર કરવામાં જે કારીગરોની અમને મદદ મળે છે અને જેઓની પસંદગીમાં જે કળા કૌશલ્યની અમને તેઓ સદ્બુદ્ધિ આપે છે તેથી અમારાં ચિત્રો જગતમાં

# नूरजहांन.

( નલિનકાન્ત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. )

ગત વર્ષ પૃષ્ટ ૫૨૦ થી ચાલુ.

## પ્રકરણ ૧૨ મું.

મિહાર-ઉન-નિસા હેની ઓરડીમાં બેઠી હતી. સ્હવારમાં સૂર્ય ઉગ્યો ને આ ન્હાની ને સુગંધીમય ઓરડીમાં હેનો પ્રકાશ આવ્યો, પણ હેનાથી આ પ્રેમથી ગાંડી થયેલી છોકરીને કાંઇ શાન્તિ ન મળી. હેની બેદરકારી ભરેલી રીત્યથી પ્હેરેલાં વસ્ત્રો ઉપરથી હેના મનની સ્થિતિ જણાઈ આવતી હતી. હેના સુંદર વાળને એક ગાંઠવાળીને રાખ્યા હતા. હેનો સ્હવારનો ઢીલો ઝબ્બો કમ્મરેથી નાજુક સુનાની સાંકળીથી બાંધેલો હતો ને સ્હવારના મંદવાયુથી તે દરિયાના મોજાની પેઠે ઊંચો નીચો થતો હતો. હેની સ્હામે સદીનું બોસ્તન પડ્યું હતું, ને તે, તે વાંચતી હતી ને હજી પણ તે વિચાર કરતી પોતાના મન સાથે બોલી.

"આ તે પ્રેમ કહેવાય ! મ્હારા અંતઃકરણને બાળેછે એવો સ્વાર્થિ પ્રેમ તે પ્રેમ કહેવાય જ નહિં. મ્હારે મજબુત થવું જોઇએ ને આત્મભોગ આપતાં શીખવું જોઇયે. અમર સદીએ તે કેવા રૂપમાં મુક્યું છે. 'પતંગિયાએ મીણબતીને પૂછ્યું "તું કેમ આંસું પાડે છે. ઉલટું મ્હારે ત્હારામાં પડીને હને ખોરાક આપવો જોઇયે." તે મીણબતીએ કહ્યું. "જા જા મૂર્ખ, ત્હારા જહેવા માટે પ્રેમ વસ્તુ છે જ નહિં. ત્હારામાં તો ધીરજને આત્મસંયમ નથી. તું તો તીન ભડકા જોઇને ન્હાસી જાય છે. ને હું તો પુરેપુરી બળી જાઉંછું ત્હાં સુધી ઉભી રહુ છું. અગ્નિરૂપી પ્રેમે ત્હારી પાંખોને તો આંચ જ લગાડી છે ને જો અહિં હું તો પગથી તે માથા સુધી બળુંછું. જો ત્હારે પ્રેમ એ શું છે એ શીખવું હોય તો આત્મભોગ આપતાં શીખવું જોઇયે."

પાછળથી કોઇયે કહ્યું. "દીકરી હને શી વાત પીડે છે ?"

મિહાર-ઉન-નિસાએ ચમકીને કહ્યું. "કોણ મા, તું છે કે હું તો વિચારમાં હતી તેથી હને આવતી ન દીઠી. હું ઘણી ખુશી થઇછું."

તે ઘરડી દાઈએ—"દીકરી ! મ્હેં થોડા દહાડા ઉપર જ સાંભળ્યું કે હને પરણાવવાની છે ને તેથી હને કાંઇ કામ આવું કરીને આવીછું. મ્હેં ન્હોતું ધાર્યું કે તું હા કહીશ. પણ હું જાણીને ખુશી થઇછું કે તે મ્હારૂં ધારવું ખોટું હતું."

મિહાર-ઉન નિસા—"બહુ સારૂં થયું કે તું આવી. મ્હોટી મ્હેરબાની. પણ તું શી રીત્યે આવી શકી ! મ્હને તો કોઇને પણ મળવાની રજા નથી" એમ કહી હેણે તે ઘરડી દાઇના કરચોલી પડી ગયેલા હાથ ઉપર ચુમ્બન કર્યું.

તે ખટપટી દાઈ—"મ્હેં ત્હારી ભલીને મૂર્ખ માને બહુ કહુવાની કહ્યાં ને હને મળવાની રજા મ્હને આપવા માટે હેને કહ્યું." ને શાહજાદા માટે શોચ કરવાનું મુકી દેવાનું હને કહીશ. એમ કહ્યું એટલે મ્હને રજા મળી."

મિહાર—ઉન—નિસાએ પૂછ્યું. "પણ મા, તે લોકોએ મ્હને પરણાવવાનો નિશ્ચય કર્યો છે ને તે અમલમાં આણશે એ ખરી વાત છે ?"

દાઈ—"હા. એમ જણાય છે તો ખરૂં. બધું તૈયાર છે. ને વખતે આજથી પણ બધી વિધિઓ શરૂ થાય ને લગ્ન બે ત્રણ દહાડા પછી થઇ જાય."

મિહાર—ઉન્ન—નિસા ત્હેની પથારીમાં બે ભાન થઇને પડી. તે ઘરડી દાઈ તરત ઉઠી ને મિહાર—ઉન્ન—નિસાના કપાળ ઉપર ગુલાબજળ છાંટયું, પંખાવડે પવન નાંખ્યો ને પગે હાથ ફેરવ્યો. થોડા વખત પછી મિહાર—ઉન્ન—નિસાને શુદ્ધિ આવી, ત્હેણે આંખ્યો ઉઘાડી, ને પીવાનું પાણી માગ્યું.

દાઈ—"શોક મૂકી દે વ્હાલી દીકરી. હજી તો ત્હારાં લગ્ન થાય ત્હારે ને. શાહજાદા હજી પણ અટકાવી સકે. ત્હેને લખ્ય."

મિહાર-ઉન્ન-નિસા—"અરે! હા, તું ખરેખર મ્હારી સ્વર્ગમાંથી મોકલેલી સલાહકાર છે." એમ કહી કાગળ ને કલમ લઇ આવેશમાં નીચે પ્રમાણે લખ્યું.

"મ્હારા શાહજાદા—

તે લોકોએ મ્હારૂં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે ને તે બે ત્રણ દિવસમાં થશે. જો બને તો મ્હને બચાવજો, નહિં તો ત્હમે પાછા આવશો ત્હારે ત્હમને ખરા અંતઃકરણથી જે ભલી છોકરી ચ્હાતી હતી ત્હેને નહિં મળાય. દેહાંત સુધી સત્યશીલ ત્હમારી.

—મિહાર-ઉન્-નિસા.

પછી ઘડી કરીને તે દાઇને આપ્યો. "તું તે જલદી મોકલજે. એક પણ પળ ખોવાની નથી."

દાઇએ ઊઠતે ઊઠતે કહ્યું. "હા. હું શાહજાદા ઉપર એકદમ મોકલી દઇશ."

મિહાર-ઉન્-નિસા—"ઘણો ઉપકાર વ્હાલી દાઇ. તું બહુ માયાળુ છે."

દાઇ મિહાર-ઉન્-નિસાને કપાળે ચુમ્બન કરીને—"વ્હાલી દીકરી! શાહજાદાને હું ચ્હાઉં છું ને તે જેને ચ્હાતો હોય તે મ્હને અપ્રિય કદી હોય જ નહિં. હવે જાઉં છું. ઇશ્વર ત્હને સલામત રાખો.

એમ કહી તે દાઈ ડગમગ ડગમગ કરતી તે ઓરડીમાંથી ગઇ. ને થોડીવાર બેગમ ગયાસ જોડે વાતોચીતો કરી પોતાની પાલખીમાં બેશી ઘેર ગઇ. એકવાર નિશ્ચય કર્યા પછી તે દાઇ ફરે ત્હેવી ન્હોતી. ઘેર જઇ તરત ત્હેણે એક સ્વારને બોલાવ્યો ને પોતે એક કાગળ લખ્યો, ને તે અને મિહાર-ઉન્-નિસાવાળો કાગળ શાહજાદાને હાથોહાથ પ્હોંચાડવાનું કહ્યું. ને પછી પોતાની ઓરડીમાં ગઇ.

મિરઝા—ગયાસ બેગને ઘેરથી દાઇ જતી હતી એટલામાં તો પાલખીઓની હાર્યની હાર્ય આવી ને ત્હેની આગળ ઢોલ ને શરણાઇઓ વાગતી હતી. તે પાલખીઓમાં જુવાન સ્રીયોને ત્હેમની દાસીઓની ટોળીયો હતી. ગયાસબેગના ઘરના આગણામાં તે લોકો પાલખીઓમાંથી ઉતર્યાં ને બેગમગયાસ ને ત્હેની બ્હેનપણીઓએ ત્હેમને ગાતે ગાતે આવકાર આપ્યો ને મિહાર-ઉન-નિસાની ઓરડીમાં સચીક-સફીકની ક્રિયા કરવા લઇ ગયાં. મિહાર ઉન્-નિસા ઉદાસ થઇને ત્હેના ખોળામાં પડેલું બોરતન વાંચતી બેઠી હતી.

અલીકુલીબેગની બ્હેન સુપરારા બોલી, કે "કે'વી-સુન્દર છોકરી છે!"

અલીકુલીબેગની ભનિજી વળી—"કે'વી વ્હાલી લાગે એવી છે. આંખ્યો કે'વી સુન્દર ને સ્વર્ગીય છે!"

મિહાર-ઉન્-નિસા કને જઇને કહ્યું.—"બ્હેન કેમ તું બોલતી નથી?"

બેગમ ગયાસ વચ્ચમાં બોલી—"તે બહુ મર્યાદશીલ છે. તે એટલી બધી શરમાળ છે કે પ્હેલીવાર મળો ત્હારે તો બોલતી જ નથી. આપણે આપણું કામ શરૂ કરો."

અલીની બ્હેન—"હા, ખરી વાત, શરમાળ જણાય જ છે. મ્હને આવી ભાભી

મળ્યા તેથી હું બહુ ખુશી થઇછું."

ઘરની સ્ત્રીઓ ને દાસીઓના આવવાથી આગળ વાતો થઈ અટકી, તે દાસીઓને માથે કીમતી લુગડાં, સુન્દર ઘરેણાં, સ્વાદિષ્ટ મિઠાઇઓ, સુગંધીદાર અત્તરો, માથામાં નાંખવાના તેલની બાટલીઓ, ફૂલના હારોથી ભરેલી ટોપલીઓ હતી. તે ટોપલીઓમાંથી ફૂલના હાર લીધા ને વિધી પૂર્વક મિહાર-ઉન્-નિસાને પ્હેરાવ્યા. ને ત્હેના કાનમાં બે સુન્દર હીરાનાં ઇયરરિંગ પ્હેરાવ્યાં કે તરત આખી ઓરડી મુબારકબાદી ને આશીર્વાદના અવાજોથી ગાજી રહી પછી મિહાર-ઉન્-નિસાની બ્હેનો અને ભત્રિજીઓ રમતમાં ફૂલથી ભરેલી રૂપાની લાકડીવડે અલીકુલીબેગની બ્હેનને અને ભત્રિજીને મારવા મંડી ને સુનેરી ને રૂપેરી કસબનો ઝીણો ભૂકો ત્હેમના ઉપર વેર્યો ને ગુલાબ ને ચંદનમાં પાણી છાંટ્યાં.

મિહાર-ઉન્-નિસાના મનને આ કશું પસંદ ન્હોતું. ત્હેને હાર ને ઇયરરિંગ કહાડી નાખીને ફેંકી દેવાનું મન થયું, ને બેગમ ગુપરારાને ઓરડીમાંથી હાંકી કહાડવાનું મન થયું પણ તે કાંઈ પણ બોલી શકે તેમ ન્હોતું. દિગ્મૂઢ થઇને બેઠી હતી ને જાણે કે કાંઈ જાદુ કર્યો હોય તેમ કાંઇ બોલતી ન્હોતી. આખરે ગાતાં ને પૈસા વેરતાં તે લોકો વિદાય થયાં. આથી મિહાર-ઉન્-નિસ્સાને બહુ ખુશી થઇ કારણ તે લોકોનાં ગીત ત્હેના અંતઃકરણને ચીરી નાંખે ત્હેવી છરીઓ જેવાં લાગતાં હતાં.

હિન્દુસ્તાનના લગ્નોમાં વિધિઓ એકવાર શરૂ થઈ ચૂકી હોય તો તે લગ્ન પૂરું થતાં સુધી ચાલુજ રહે છે. સ્ત્રીઓ તે વખતે ત્હેમની સભ્ય રીતિ ભૂલી જાય, ધાંધલ મચાવવા, ગમત કરવા, નાચવામાં ને હશા ઠીઠી કરવામાં એક બીજાની હરીફાઇ કરે છે.

બેગમ ગયાસને વરને પંઝા મોકલવાનું હતું તેથી તે બહુ કામમાં હતી. ત્હેણે તે ખૂબ ભપકાથી મોકલ્યું. રૂપાનાં ને ચંદનનાં આસનો હતાં ને તે ઉપર સુનાની બનેલી શૃંગારના કામમાં આવે એવી વસ્તુઓ હતી. રૂપાના કોતરણી વાળા લોટાઓ ને વાડકાઓ, સુના રૂપાના તારની પાનની ડબ્બીઓ એક સુનાની ને એક પખુાજ કિંમતી હીરાની વિંટીઓ, સરસ મઝલીનનો ઝબ્બો, સુનેરી કસબથી ભરેલો બનારસનો કમરબંધ, જરીયાન પાયજામો, એક અમુલ્ય શાલ, ને મોતીના ઝુમખાના લટકણ્‌આવાળો હીરાનો શિરપેચ હતાં. આ બધું સરસ રીતે ટોપલીઓમાં ગોઠવેલું હતું ને તે ટોપલીઓ આસનો ઉપર મૂકેલી હતી તે આસનો જાંબુડી રંગના પોષાક પ્હેરેલા મજુરોએ ઉચક્યાં હતાં. હજારો ટોપલાઓ મેંદીનાં પાંદડાંથી ને ઝીકને કસબના તારથી, સુગંધીદાર ફૂલો ને કલગીઓથી ભરેલી હતી. ને તારાની પેઠે ચમકતાં કાગળનાં હજારો ફાનસો હતાં, આ વરઘોડો સાંઝ પડતે પડતે અલીકુલી બેગની હવેલી આગળ આવ્યો ન આવ્યો કે ફટાણાં, ગીતો, ને મશ્કરી-ઓથી ત્હેમને વધાવી લેવામાં આવ્યા. ચંબેલીની ઝૂલતી માળાઓના છત્ર નીચે બેસાડે. ઘરના સ્ત્રી વર્ગથી ઘેરાઇને અલીકુલી બેગે, હવેલીના અંદરના ચોકમાં આ બધી ભેટો લીધી સ્ત્રી વર્ગે બેગમગયાસે મોકલેલાં સુગંધીદાર તેલો અલીકુલીબેગને ચોળ્યાં ને તે સમયને છાજતાં ગાયનો ગાયાં, પછી ત્હેને ગુલાબજળથી ન્હવડાવ્યો ને ત્હેના સસરા તરફથી ભેટ તરીકે આવેલો લગ્નનો ઝભ્ભો પ્હેરાવ્યો. તે વખતે ઘરનો કોઇ પણ બોલ્યા વગર સ્ત્રી વર્ગ જે કાંઇ કહેતો તે કરતો. ત્હેની આંગળીઓ મેંદીથી રંગી ને હાથમાં લગ્નનું કડું પ્હેરાવ્યું ને પાઘડી બાંધીને ત્હેના બદલામાં તે સ્ત્રીવર્ગને સોનાની મોહરો ને કિંમતી ઘરેણાં મળ્યાં ને અલીકુલીબેગ જ્યારે જાનની બ્હાર નીકળ્યો કે ભડાકા થવા મંડ્યાને આકાશમાં સરસર કરતી હવાઇઓ જવા લાગી અને વિધિ પૂરી થયેલી જણાવવાને પાઘમોના અવાજો થયા.

બીજે દહાડે સાંઝે ઘણા ભપકાથી તે વરઘોડો ઉપડ્યો. ઘણી કિંમતી ઝુલોવાળા

હાથીઓ અને ઘોડાઓ, ને સ્વારોને: કપરમજી રંગના પોષાક પ્હેરેલા પરઘમચીઓને ઘરઘુઘરવાળાઓ હતા. સૌથી આગળ સુના રૂપાની છડી લઇને ચોબદારો ચાલતા હતા. ને સુંદર વસ્ત્ર પ્હેરેલી વારાંગનાની ટોળી નૃત્ય કરતી જતી હતી. કેટલાક જુવાનીયાઓ ધુપ બાળતા હતા ને કેટલાક ગુલાબજળ છાંટતા હતા થોડી થોડીવારે ભડાકાઓ થતા હતા ને હવાઇઓ આકાશમાં જઇને રંગ રંગના તારાઓ થઇને પડતી હતી.

અલીકુલીબેગે ઘુંટણ સુધીનો ઢીલો કેસરી રંગનો ઝભ્ભો પ્હેર્યો હતો, ને કમ્મરે રેશમનો પટો બાંધેલો હોવાથી ત્હેના શરીરનો બધો આકાર જણાઇ આવતો હતો. લગ્ન વખતે પ્હેરવાના મોતીના ઘુંપની સેરોથી ત્હેનું સિંહ જેવું મ્હોં ઢંકાઇગયું હતું. ત્હેના મિત્રો ત્હેના ઉપર સુના રૂપાના શિક્કાઓ વેરતા હતા. ને તે શિક્કાઓ વરઘોડાની પાછળ આવનાર લોકો વીણી લેતા હતા. રસ્તાની બન્ને બાજુનાં ઘરોમાંથી બધા લોકો પુરૂષો તેમજ બુરખાવાળી સ્ત્રીઓ આ વરઘોડો જોતાં હતાં. કન્યાવાળાને ત્હીં આ વરઘોડો રાત પડતા સુધી ન્હોતો આવ્યો. પુરૂષોની એક ટોળી ત્હેમને આવકાર દેવા આવી અને ત્હેમને પરોણાઓ માટે ઊભા કરેલા તંબુઓમાં લઇ ગયા. આ તંબુઓમાં પૈસાથી મેળવાય ને કળાથી કરાય એટલા સુખ સાધનો હતાં. અહિં તે લોકોને ઠંડા; ને સુગંધીદાર શરબતોને ફળ વગેરે આપવામાં આવ્યાં.

રાત્રના દશ વાગે વર રાજાને જનાનખાનામાં બોલાવ્યા. તે પોતાના ઘોડા ઉપર ન્હડયો ને બારણા આગળ બંધી એકઠી થયેલી સ્ત્રીઓએ ત્હેને આવકાર આપ્યો ને મિહાર—ઉન નિસાનું ન્હાએલું પાણી જે ખાસ એટલા માટે રાખી મૂકયું હતું તે ત્હેના ઉપર છાંટયું. પછી ઘોડા ઉપરથી ઊતારીને અંદરની ઓરડીમાં ગયા. મિહાર-ઉન્-નિસા જે ચોતરા ઉપર ન્હાઇ હતી તે ઉપર ત્હેને બેસાડયો, ને મિહાર-ઉન્ નિસાનો પાલવ ત્હેના ગળાની આસપાસ વીંટીને કહ્યું. "લ્યો હવે ત્હમે ફસાઇ ગયાછો. ત્હમને કોણ છોડાવી શકશે ?" અલીકુલી બેગે પોતાની આસપાસ સુનાની મોહોરો વેરી, પછી ત્હેને મુખમલના ગલીચા ઉપર બેસાડયો ને બધા ત્હેની આસપાસ બેઠાં.

પંઝાબથી આવેલી વસ્તુઓમાંથી કાન્તિવર્દ્ધક લેપ રાખ્યો હતો ત્હેનાં ન્હાની છોકરીઓએ સિંહ ને બકરી બનાવ્યાં ને બેની વચ્ચે ચાંદીનો દીવો મૂકીને અલીકુલીબેગને "હું બકરી છું ને મિહાર-ઉન-નિસા સિંહ છે. એમ કહેવાનું" કહ્યું.

અલીકુલબેગ—"પણ હું શાવાસ્તે તેમ કહું?"
એક છોકરો—"ત્હમારે તેમ કહેવું જ જોઇયે."

અલીકુલીબેગ—"જો કે મધુર હોઠમાંથી નીકળેલી માંગણીની ના કરવી પડે છે તો પણ હું ના કહીશ જ."

એક કન્યકા—"બહુ વખાણ થયા બસ હવે. હમે ત્હમને એટલા બધા હેરાન કરીશું કે ત્હમને તે છંદગીભર યાદ રહેશે મિહાર-ઉન્-નિસાના જોડાના ગુલામ છો એમ બતાવવાને માથે મૂકવા પડશે."

બીજી—"તે બધુંએ બોલ્યા ચાલ્યા વગર કરશે. હાવી સરસ કન્યા લેવી તે કાંઇ રહેલી વાત છે કે !"

તે શૂરા ઈરાનીથી હવે રહેવાયું નહિં ને—"આ ધારાઓની મરજીથી વિરૂદ્ધ કોણ ચાલી શકે છે ! લ્યો આ કહું કે-હું બકરી છું ને એ સિંહ છે. થયું, ખુશી થયાં !"

એક કન્યકા હસી પડી અને—"જો આખરે કહેવું પડયું ને."

બધી વિધીઓ પૂરી થઈ ત્હારે મધરાત થઇ ગઇ હતી. ને લગ્નનો વખત હવે કને આવ્યો. પછી અલીકુલીબેગને કન્યાની ઓરડીમાં લઇ ગયા ને લગ્નવિધિ કરવા એક કાજીને બોલાવ્યો.

ગયાસબેગ મિહાર-ઉન-નિસાની અલીકુલીબેગ સાથે પરણવાની સમ્મતિ મ્હેળવી શક્યો, તેથી હેણે તે વખતે હેને અફીણ ખવડાવ્યું હતું. જ્યહારે બધી વિધિઓ શરૂ થઇ ત્હારે મિહાર-ઉન્-નિસા બેભાન હતી. બેગમ ગયાસના ખોળામાં તે સૂઇ રહી હતી. કાજીએ ઘણી ગંભીરતાથી બધી વિધિઓ કરી અને જ્યહારે વરવહુને પૂછવાનું આવ્યું ત્હારે અલીકુલીબેગ તરફ ફરીને પૂછ્યું. "દીકરા, મ્હને ખાતરી છે કે તું કન્યાને ચ્હાય છે, પણ મ્હારે વિધિ ખાતર પૂછવું પડે છે કે તું મિહાર-ઉન્-નિસાને, આંધળી, અપંગ કે કોઇપણ ખોડવાળી હોય તોપણ ત્હારી પત્નિ તરીકે સ્વીકારે છે ?"

વરરાજાએ દ્રઢતાથી કહ્યું. " હા. હું સ્વીકારૂં છું."

પછી થોડીવાર રહીને મિહાર-ઉન્-નિસા તરફ ફરીને પૂછ્યું. "ને તું દીકરી" ? એમ ત્રણવાર તે બોલ્યો પણ કાંઇપણ જવાબ ન મળ્યો.

મિરઝા ગયાસબેગે અધીરા થઇને કહ્યું. " હેની હા છે. તે બહુ શરમાળ ને ગભરાઇ જાય હેવી છે ને આટલા બધા લોકો છે તેથી બોલતી નથી. મૌનનો અર્થ જ સમ્મતિ છે."

કાજીએ વિધી પૂરી કરી દીધી ને—"ખરી વાત" પછી હેણે વરકન્યાને આશિર્વાદ દીધા ને જાહેર કર્યું કે મિરઝા ગયાસબેગે કન્યાદાનમાં મિહાર-ઉન-નિસાને બે લાખ સોના મ્હોરો આપી છે, ને પછી હેને બહુ ઇનામ વગેરે મળ્યાં ને કાજી સાહેબ ઘેર ગયા.

કાજી ગયો કે તરત સ્ત્રીઓની વિધીઓ શરૂ થઇ. હેણે વરકન્યાની સ્હામે મ્હોટું ચાટલું મૂક્યું ને મિહાર-ઉન-નિસાના સુન્દર મુખ ઉપરથી બુરખો કહાડી નાંખ્યો. અલીકુલીબેગે પ્હેલીજવાર પોતાની પત્નિનું સુન્દરતાથી ઉભરાઇ જતું મુખ ચાટલામાં ખીલી નીકળતું જોયું. હેણે પ્હેરેલી મોતીની હીરા મઢેલી ચોપથી બંધ થતી માળાં પણ જાણે હેના મુખમાંથી સુન્દરતા લેતી હોય એવું જણાયું. અલીકુલીબેગે આંખો નીચી નાંખી દીધી હતી તેથી મિહાર-ઉન-નિસાની બંધ આંખો ને હેના ચ્હેરા ઉપરની અસાધારણ મુખમુદ્રા હેણે દીઠી નહિં. લગભગ સ્હવાર થયું ત્હારે બધી વિધિઓ પુરી થઈ ને અલીકુલી બેગ ઊંઘવા પોતાના તંબુમાં ગયો.

બીજે દહાડે સ્હવારે બધા કન્યાદાનમાં આપેલા દાગીના, કપડાં, વસ્તુઓ વગેરે બતાવવામાં આવ્યા તે બહુજ સરસ ને ઘણી કિંમતનાં હતાં. સોનાં રૂપાનાં હીરા જડીત ને મોતીના હાથનાં, પગમાં, કાનનાં, નાકનાં ને ગળા વગેરેનાં ઘરેણાં હતાં. ખરા સુનેરી કસબનાં લુગડાં, મખમલના ગાલીચાઓ, સોનારૂપાની રકાબીઓ, વાસણો,'પલંગો ને પથારીઓ, ખુરશીઓ, ને રાચ રચીલું વગેરે હતાં વરરાજાને માટે તે હેના મિત્રો અને સગા સ્નેહીઓ માટે સોનેરી કસબના ઝભ્ભા, ને મિહાર-ઉન-નિસા માટે ચાંદીની પાલખી વગેરે હતાં. મિરઝા ગયાસે પોતાની પદ્વી ને સ્થિતી ઉપરાંત બધું કર્યું હતું. લોકોમાં ને પરોણાઓમાં હેની ઉદારતા માટે હેની વાહવા થવા લાગી વરરાજા તરફના એક પુરૂષને આ બધું દાગીના વગેરે સોંપી દીધું અને પછી બહુ સ્વાદિષ્ટ ભોજનની મિજબાની કરી તે લોકો ગાલીચા ઉપર સફેદ લુગડાં પાથરીને જમવા બેઠા ને સરસ પોષાક પ્હેરેલા જુવાન ગુલામો ચાંદીના વાડકામાં સુગંધીદાર પાણીને સરસ જાતના રૂમાલો દરેક પ્હેરોણાઓને આપતા. બધી વાનીઓ ગુલામ

જળથી રાંધેલી હતી. ને કસ્તુરીથી સુગંધીદાર કરેલી હતી. જમણ ચાલતું હતું તે દરમ્યાન વારાંગનાઓની એક ટોળી સુન્દર ગાન ગાઈને નૃત્ય કરતી હતી. જમણ પૂરૂં થયું કે પાન સોપારી વ્હેંચાયાં ને બધાં પોત પોતાને ઘેર જવા ઉઠયાં. મિહાર-ઉન્ન-નિસા હજી પણ અફીણના ઘેનમાં જ હતી. ત્હેને પાલખીમાં બેસાડીને સ્ત્રીઓ છુટાં પડતી વખતનાં ગીતો ગાતી હતી, ને બધી સ્ત્રીઓની આંખમાં અશ્રુ આવતી હતી. આખરે બધી વદાય લેવાની વિધિ પૂરી થઈ ને અલીકુલીબેગ ત્હેની નવોઢા સાથે પોતાની હવેલી તરફ ચાલ્યો. તે મિહાર-ઉન્ન-નિસાની પાલખી ઉપર સોના રૂપાના સિક્કાઓ વેરતો હતો. આકાશમાં હવાઈઓ છુટતી હતી બંદુકોના અવાજો થતા હતા. અલીકુલીબેગની હવેલી આવી કે તરત ત્હેને માટે તૈયાર કરેલા એક સુન્દર ખંડમાં મિહાર-ઉન્ન-નિસાને લઈ ગયા ને ત્હાં ત્હેને સુંવાળી ને નરમ પથારી ઉપર સુવાડી ને ત્હેને શુદ્ધિમાં આણવાના ઘણા પ્રયત્નો કર્યા પણ વ્યર્થ. તેથી તે લોકોએ અલીકુલીબેગને ખબર કરી, તે માંહિં આવ્યો, ને પોતાની પત્નિને મળવાને આતુર દેખાયો, ને બધાંને થોડીવાર માટે બ્હાર જવાનું કહ્યું. ત્હેના કહ્યા પ્રમાણે, ટીકાઓ કરીને, સર્વેએ કર્યું ખરૂં.

એક સ્ત્રીએ કહ્યું. "અંહ ત્હમે કેટલા ઉતાવળા છો. હવે એ ત્હમારી પાસે જ રહેશે ને ?"

બીજીએ કહ્યું. " હેણે પોતાનું કાળજું વેચી નાંખ્યું છે. "

ત્રીજીએ ઉમેર્યું. "ને શરમ પણ."

પણ અલીકુલીબેગ કાંઈપણ બોલ્યો નહિં. અને એકલો રહ્યો એટલે પછી બારણું બંધ કર્યું ને ત્હેને શુદ્ધિમાં આણવાના પ્રયત્ન કરવા મંડયો. બહુ વારે ત્હેણે આંખ્યો ઉઘાડી આસપાસ નવાઈથી જોવા લાગી, આંખ્યો ચોળીને ઉઘાડી ને પાછી બંધ કરીને પથારીમાં ..ડી થઈને કહ્યું. " હું શું સ્વપ્ન જોઉં છું હું ક્યહાં છું.? "

અલીકુલીબેગે આગળ આવીને કહ્યું. "ત્હારા પોતાના ઘરમાં, ત્હને ચ્હાનારા ત્હારા પતિના ઘરમાં."

મિહાર—ઉન્ન-નિસા ઉઠીને બારણા તરફ ધસીને કહ્યું. " પતિ ! "

અલીકુલીબેગે ત્હેનો હાથ ધીમે રહીને ઝાલ્યો ને રોકીને કહ્યું. "પ્રિયે શાન્ત થા. "

મિહાર—ઉન્ન-નિસાએ હાથ છોડવીને ત્હેની સ્હામું જોઈને ક્રોધમય આંખ્યોથી કહ્યું. " ત્હમારી ટોપી જ કેવી વિક્રાળ જણાય છે. "

અલીકુલીબેગે—'કેવી સુન્દર ! શી ખુબસુરતી ! પ્રિયે મ્હને ક્ષમા કર."

મિહાર—ઉન્ન-નિસાએ પોતાના લુગડામાંથી સંતાડેલો છરો કહાડયો ને કહ્યું. 'મ્હને અડકો. એટલે હું મ્હારો નાશ કરૂં. "

અલીકુલીબેગ વિનંતી કરતા અવાજે-' ગમે તો મ્હને માર્ય, મ્હારા રૂધિરથી ત્હેને રંગ્ય પણ ત્હારા શરીરની એક રૂંવાટીને અડકીશ પણ નહિં. "

મિહાર—ઉન્ન-નિસાએ-" જો ત્હમે મ્હને ચ્હાતા હો તો ૭ મહિના સૂધી મ્હને અડકશો નહિં. ને તે માટે વચન આપો. "

અલીકુલીબેગે કહ્યું. " હે નિર્દય સ્ત્રી ત્હને વચન આપુંછું. હાના કરતાં ત્હેં મ્હને મરવાનું કહ્યું હોત તો ઘણી ખુશીથી તેમ કરત. "

મિહાર—ઉન્ન-નિસાએ પૂછયું. ત્યહારે ત્હમે ત્હમારા માનની ખાતર ઈશ્વર સન્મુખ રાખી, ને મક્કા તરફ મ્હોં કરી વચન આપો છો ? "

અલીકુલીબેગ—"હા. હું તેમ કરૂં છું. "

મિહાર—ઉન્ન-નિસા પોતાનો હાથ ચુમ્બન લેવાને માટે લંબાવીને- "ત્યહારે આપણે મિત્રો છીએ. અલીકુલીબેગે ચુમ્બન કર્યું. ને જાણે કે તે ચુમ્બનમાં અમૃત પાયું હોય તેમ ખુશી થતો બ્હાર ગયો.

# रा. रा. विठलदास नागरदास.

(મળેલું)

ભક્ત માસિક અનેક પ્રસંગે જીવન ચરિત્રો લેખો દ્વારા જનસમાજ સમક્ષ લાવી પ્રજન ઉપર સ્તુત્ય ઉપકાર કરે છે તેજ પ્રમાણે આ લેખ પ્રસિદ્ધ કરવા તે માસિકના તંત્રીએ અત્યંત પ્રસન્નતાથી ઇચ્છા દર્શાવી તે માટે તેમનો ઉપકાર માનું છું.

રા. વિઠલદાસનો જન્મ ખેડા જીલ્લાના મહુધા ગામમાં સંવત ૧૯૦૮ ની સાલમાં મહાસુદી ૬ ને શનિવાર તા. ૩૧-૧-૧૮૫૨ ના રોજ થયો હતો.

રા. વિઠલદાસના પીતાની સ્થિતિ ગરિબ હતી છતાં પણ જેમ કઠણ પથ્થરમાંથી પણ કેટલાક છોડવા, ઉગી શકે છે તેમ પોતાની જન્મ ભૂમિમાં મળે તેટલી ગુજરાતી તથા ઇંગ્લીશ કેલવણી લઇ તે નડિયાદ અભ્યાસ અર્થે સ્કુલમાં દાખલ થયા હતા.

તેમના પિતાનો અને તેમની જ્ઞાતિનો મૂળ ધંધો રંગાટીનો હોવાથી ચિત્રકળાના સ્વરૂપની છાપ કુદરતી રીતેજ તેમનામાં દઢ બેઠી હતી અને તેથી તેમના અક્ષર સુંદર છાપેલા જેવા હતા.

ડ્રોઇંગ તથા સુંદર અક્ષરોમાં કુશળતા જોઇ ડૉકટર બુલર સાહેબ જેઓ એજ્યુકેશન ઇન્સ્પેકટર હતા તે તેમને પોતાની સાથે સુરત લઈ ગયા તથા ત્યાં તેમને નોકરીમાં દાખલ કર્યા.

સને ૧૮૭૫ ની સાલ પહેલાં વડોદરા રાજ્યમાં એકઝીક્યુટીવ ઇન્જીનિયર રા. રા. ખંડેરાવ જનાર્દન હતા એમની પાસે ડ્રાફ્ટસ્મેન તરિકે જગ્યા મેળવવા તે ભાગ્યશાળી થયા. ડ્રૉઇંગ કામમાં કુશળતા દર્શાવવા માટે તેમને ચાંદીનો એક ચાંદ મળ્યો હતો.

તેમનું ઇંગ્લીશ જ્ઞાન જો કે હાવર્ડ ત્રીજી ચોપડી સુધી હતું તોપણ ઇંગ્લીશમાં પત્ર વ્યવહાર દેશ વિદેશમાં ઘણી કુશળતાથી કરતા હતા.

વડોદરા રાજ્યના ઉપયોગ માટે સ્ટાંપ્સ, શીક્કા, વિગેરેના ડીઝાઇન કરવા બદલ લંડનની ફર્મ્સ તરફથી સરટીફીકેટ મળ્યું હતું.

પોતાની કુશળતાની પરિક્ષા ખાતર તેમણે બનાવટી નોટ પણ બનાવી હતી અને તેમના સંબંધના મનુષ્યોને આશ્ચર્ય કરી તે ફાડી નાંખી હતી. એક વાલના દાણા પર સાત હાથી ચિતરી અને એવી કરામતો કરી સર્વ ને આનંદ આપતા હતા.

પ્રસિદ્ધ ચિત્રકાર રાજા રવિવર્માની મોટી ઑઇલ પેન્ટીંગ છબીયો જેવી કેટલીક છબીયો તૈયાર કરી તેમણે પોતાને ત્યાં રાખી હતી.

એક યુરોપીયન સાહેબ પાસેથી ઑઇલ પેઇન્ટીંગનું બસ્ટ લાવ્યા અને તેવોજ બીજો નમુનો બનાવી સાહેબને આપ્યો. તે સાહેબે ભૂલ થાપ ખાધી અને છબી પોતાની ધારી આશ્ચર્ય પામ્યા હતા.

કેપ્ટન પી. એચ. કૉક્સ જેઓ વડોદરા રેસીડન્સીમાં આસિસ્ટંટ રેસીડન્ટ હતા તેમના તરફથી મ્યુઝીયમમાં મૂકવાના પક્ષીયોનાં ઈંડાઓ ઉપર નામ લખવા આપેલાં તે ઉપર સુંદર નામો લખી આપ્યાં હતાં.

તેમને શ્રીમંત ગાયકવાડ સરકારના ખર્ચે મુંબઈ મેસર્સ રીચર્ડસન અને ક્રુડાસ કંપનીમાં મીકેનીકલ એન્જીનિયરીંગ ડ્રૉઇંગનું કામ શીખવા માટે મોકલવામાં આવ્યા હતા. રીચર્ડસન સાહેબ તરફથી ઉત્તમ પ્રકારનાં સરટીફીકેટ મળ્યાં હતાં.

સંવત ૧૯૫૬ ના દુષ્કાળ વખતે જ્યારે રીલીફનાં કામો ચાલતાં હતાં તે વખતે ગરિબ મજુરોનાં પગારમાંથી પગાર કરતી વખતે કારકુનો પૈસા ઉચાપત કરી જતા હતા અને તે વાત રા. વિઠલદાસના જાણવામાં આવવાથી ખેડા જીલ્લાના એક ગામે જ્યાં રીલીફનું કામ ચાલતું હતું, ત્યાં ગરિબ મજુરનો વેષ લઈ કામ કરવા ગયા હતા અને પગાર વખતે ઓછા પૈસા મળવાથી સહી કરીને પગાર લઇશ એમ જણાવી ઇંગ્લીશમાં સહી કરી તથા જેટલો પગાર આપ્યો તે લખ્યો. તેમાં તેજ

# दया देवी.

## ( એક ચિત્ર. )

" સાગર દર્શન " ના દરવાજામાં પેસ્તાંજ, લાલ ભુરા પુષ્પથી ઢંકાયેલા, લીલા, એક સરખા કાપેલા ઝીણા ઘાસ જોતાં; પુષ્પલત્તાની કમાન, અને જુદી જુદી રીતે ગોઠવેલાં જુદા જુદા રંગનાં પાંદડા અને પુષ્પોનાં કુંડાં જોતાં; મનને શાંતી મળી. સ્હેજ આગળ વધતાં મહા સાગરની ગંભીર ગર્જના કાને પડી. બંગલાનું નામ અયોગ્ય ન્હોતું. બંગલાના કમ્પાઉંડમાંથી વિશાળ મહાસાગરનાં દર્શન સ્હેલાઇથી થતાં હતાં. મહાસાગરના બંગલાની ભીંત સાથે અફળાઈ વિખરાઈ પાછાં ચાલ્યાં જતાં હતાં. આસપાસના દેખાવપરથી મનપર અજાયબ અસર થઇ. એક બાજુ કિનારા પરના ન્હાના મ્હોટા, ઊંચા નીચા, બંગલા દેખાતા હતા. બીજી બાજુએથી પણ વધારે ચિત્તાકર્ષક દેખાવ નજરે પડતો હતો. મ્હાલક્ષ્મીનું તોપખાનું, મહાલક્ષ્મીના બંગલા, તેની પાછળ થોડે દુર ઝાંખા, વહાણના સઢ જેવા પરેલની મીલના ભુંગળાં દેખાતાં હતાં. છેક દુર વાંદરાનો કિનારો ભાંગ્યો તુટ્યો નજરે પડતો અને તેનેથી પણ વરસોવાનાં વૃક્ષો પાણીમાં ધસી જતાં હોય એવો કાંઇક આભાસ થતો.

આસપાસના દેખાવનો હું વિચાર કરતો હતો એટલામાં મ્હારા મિત્રે મ્હને મ્હારા વિચાર સ્વપ્નામાંથી જાગૃત કર્યો. હમે બંગલામાં આવી પહોંચ્યા. દીવાનખાનામાં દાખલ થતાં જ હમારી નજર એક મ્હોટી સુંદર છબીપર પડી. " દયાદેવી. " મ્હારા મીત્રે એ છબી ઓળખાવી. "દેવી" ને આવતાં વાર લાગી એટલે હમે દીવાનખાનામાં ગોઠવેલી વસ્તુઓની તપાસ કરવા માંડી, ટેબલ, ખુરશી, ગાલીચા, કિમતી હતા અને સારી રીતે ગોઠવ્યા હતા, પણ મ્હારૂં ધ્યાન તો ત્યાં ગોઠવેલાં ચિત્રો, રમકડાં અને પુતળાંથી ખાસ ખેંચાયું. "દયાદેવી" નાં શોખનો કાંઇક ખ્યાલ આણવા મેં પ્રયત્ન કર્યો. પણ એમાં હું નિષ્ફળ નિવડ્યો. ચિત્રો મૂકવાંજ જોઇએ એવા ખ્યાલથી ત્યાં મૂકાયાં હોય એમ મ્હને લાગ્યું. કારણ કે ઇતિહાસિક; રસિક, ધાર્મિક; કિમતી અને સસ્તા સર્વે ઢંગધડા વગર ગમે તેમ ગીચોગીચ ટાંગી દેવામાં આવ્યાં હતાં. તપાસ પુરી થઈ ન થઈ એટલામાં "દેવી" નાં દર્શન થયાં. એમના મુખપરથી લાગ્યું કે "દેવી" માં કાંઇક હોંશિયારીનો અંશ તો હશેજ. મ્હારૂં અનુમાન ખરૂં પડ્યું. પેહેલેથી છેલ્લે લગી એમના દરેક સવાલ અને જવાબમાં એમનો વિનય અને એમની હોંશિયારી દેખાઇ આવતી. મ્હારા મિત્રે મ્હારૂં ઓળખાણ કરાવ્યું, " ત્હમારા મિત્ર પાસે ત્હમારે વિષે મેં ઘણું સાંભળ્યું છે. " " દેવી " એ વાતની શરૂઆત કરી.

" મ્હારા મિત્ર પક્ષપાત કરી મ્હારાં વખાણ કરે એ સ્વાભાવિક છે,; કારણ કે મનુષ્યનો એ સ્વભાવ છે કે મિત્ર મિત્રના વખાણ કરવાનો પ્રયત્ન કરે અને શત્રુઓ જેમ બને તેમ એક બીજાના દોષજ ઉઘાડા પાડવાનો પ્રયત્ન કરે."

" ત્યારે એમ કહો કે ત્હમારા મિત્ર જુઠા."

" જુઠા કેમ કહેવાય. "

ધીરે ધીરે હમારી વાર્તા આગળ આવી. સ્વાભાવિક રીતે હમારી વાર્તા સમાજનીજ શરૂ થઈ. સમાજમાં ફરતાં સ્ત્રી પુરૂષોની એક બીજા તરફની વર્તણુક માટે " દેવી " એ પોતાના જાણવા જેવા અનુભવનું વૃતાંત કહ્યું. સમાજના સડાનાં કારણો બતાવ્યાં અને તેના ઉપાયો એમણે શોધી કહાડ્યા હતા તે વિષે મ્હારો અભિપ્રાય પૂછ્યો. એ પછી કેટલાંક નાટકો પર ચર્ચા ચાલી-કેટલાંક વખાણ્યાં, કેટલાંક

વખોડયાં. આપણી રંગભુમીની દરીદ્ર સ્થિતિ માટે "દેવી" એ અફસોસ કર્યો. આપણા ધર્મની સ્થિતિ માટે મ્હને પ્રશ્ન પૂછયો. ઘણી સંભાળથી મેં આવું કાંઇક ગોઠવી કહ્યું " ધર્મનો સવાલ ઘણો ગંભીર છે. તેનો સ્હેલાઇથી કે જેવા તેવાથી નિર્ણય થઇ શકે તેમ નથી. મ્હોટા મ્હોટા તત્વવેત્તા એમાં ગોથાં ખાઇ ગયા છે તો હું કોણ માત્ર! પણ એટલું તો કહી શકું કે ધર્મ તરફ જોઇએ તેટલું હાલ ધ્યાન અપાતું નથી. ધર્મગુરૂઓ મ્હોટે ભાગે પશ્ચિમની વિદ્યા અને વિચારોથી અજ્ઞાન હોય છે, એટલે પશ્ચિમની વિદ્યા અને વિચારોથી સીંચાયલા વિદ્યાર્થી અને કેળવાયલા વર્ગપર તેઓ અસર કરી શકતા નથી. પૂર્વ અને પશ્ચિમની પ્રજાના જુદા જુદા વીચારોની અથડામણને લીધે લોકો ગુંચવાય છે અને એ માર્ગ સરળ બનાવવા પ્રયત્ન કરવાને બદલે એ તરફ બે દરકાર રહે " મ્હને નવા ઓળખાણમાં આવનાર સ્ત્રીઓને લાંબા અને આડા અવળા જવાબ આપવાની ટેવજ પડી ગઇ હતી. મ્હને એમ લાગતું કે એથી હમેશ સાંભળનારપર સારી અસર થતી. "દેવી" મ્હારા મિત્ર તરફ ફર્યાં.

"કેમ ત્હમને હું વારંવાર શું કહેતી હતી?" મ્હારા મિત્ર સ્હામું મેં જોયું. અજાણ્યે મેં "દેવી" ને ટેકો આપ્યો પણ મ્હારા મિત્રના મતને તોડી પાડયો એમ લાગ્યું, પણ તેની સ્હામું જોતાં હું સ્હમજી ગયો. "દેવી" ને તો એમજ લાગ્યું કે મ્હારા મિત્રે પોતાનો મત ખોટો હતો એમ કબૂલ કર્યું.

ઘણી વાતો થઇ, ઘણા વિષયોપર વિવેચન થયાં એ પછી "દેવી" હમને બગીચો બતાવવા લઈ ગયાં. બગીચાનાં મેં પુષ્કળ વખાણ કર્યાં, પણ બગીચામાં મોગરા, જાઈ, જુઈ, ચમેલી, સાહેલી, પારિજાતક કરતાં વીલાયતી, સુશોભિત ફુલોની સંખ્યા અને સંભાળ વધારે હોવાની ફર્યાદ કરવાની મેં હીમ્મત કરી. સુભાગ્યે એ ભૂલ એમણે સ્વીકારી. અધારૂં થવા આવ્યું, તોપણ આ નવા અનુભવમાં, બગીચાની ખુશબોમાં, દેવીના ચાતુર્યમાં અને આસપાસના દેખાવમાં હું એવો ગુલતાન થઇ ગયો હતો કે વ્હેલાં જવાનું મ્હને ગમ્યું નહીં. મ્હારા મિત્રે મ્હને પાછો જાગૃત કર્યો. વાત કરતા કરતા હમે દરવાજા પાસે આવી પહોંચ્યા. " કાલે સ્ત્રી સભામાં મ્હારૂં ભાષણ છે, એતો ત્હમને ખબર હશે. "

" હાજી "

" કાલના ભાષણનો વિષય પતિ ધર્મ ". એટલામાં એક નોકરે આવી કાંઇક ખબર આપી.

" શેઠને કહે હાલ હું રોકાઈ છું " ચાકર પાછો ફર્યો.

" કાલ જો ત્હમારા પતિ ત્યાં આવે તો."

" જી મ્હારાં લગ્ન હજુ નથી થયાં "

" એમકે! ત્યારે તો કાંઈ નહી સાહેબજી ફુરસદે જરૂર આવજો. સુરેશ એમને જરૂર તેડી લાવજો "

માત્ર એક દિવસમાં થોડા કલાકની વાતથી આટલી બધી માયા! સુરેશે મ્હને " દેવી "નું ઓળખાણ કરાવ્યું એટલા માટે એને મેં ધન્યવાદ આપ્યો. " દેવી "ની હોંસિયારી કરતાં, એમની સમાજ ધર્મની અને સાહિત્યની વાતો કરતાં એમની માયા અને એમના વિનયે મ્હારાપર ખૂબ અસર કરી.

મ્હારા મિત્ર સુરેશ " દયાદેવી " ના સેક્રેટરી હતા. સેક્રેટરી સાહેબને શું કામ કરવાનું હતું તે અગાડી જણાશે.

" દયાદેવી " નું ખરૂં નામ જ્યાલક્ષ્મી હતું " દયાદેવી " ની ઉપમા તો એમના મિત્રો અને ખાસ વખાણનારાઓએ આપી હતી.

.......................................

.......................................

ગીરગામના કબુતરખાના જેવી એક ચાલીમાં છેક ઉપરને માળે એક ન્હાની સરખી ઓરડીમાં સુરેશ કાંઈ વાંચવાનો પ્રયત્ન કરતો હતો. બે ત્રણ પાના ફેરવી ચોપડી બંધ કરી

તેણે હાથમાં કલમ લઈ લખવાનો પ્રયત્ન કર્યો. એ ત્રણ કાગળ ચીત્રી કલમ નીચે મૂકી ઉભો થઈ ઓરડીમાં આમતેમ ફરવા માંડ્યું. ઓરડીમાં નજર નાંખતાજ એમાં રહેતાં દંપતિની સ્વચ્છતા અને સુઘડતા પુરવાર થતી. ન્હાની સરખી ઓરડીમાં બહુ ફરનીચર તો ન્હોતું પણ જે થોડો ઘણો સામાન ત્યાં પડ્યો હતો તે સારી રીતે ગોઠવ્યો હતો. ભીંતપર ચિત્રોની ભીડાભીડ ન્હોતી. જે થોડાં ચિત્રો ત્યાં જોવામાં આવતાં તે પરથી સુરેશનો શોખ જણાઈ આવતો હતો. જમીનપર માત્ર સાદડીજ પાથરેલી હતી પણ તેનાપર કચરો દેખાતો ન્હોતો. એક ખૂણામાં ટેબલ રાખવામાં આવ્યું હતું તે પણ સ્વચ્છ હતું. જે ત્રણ ખુરસીઓ ત્યાં નજરે પડતી હતી તે પોતપોતાને ઠેકાણે હતી. તોરણ, આસન, બારીના પડદા, અને એવી ઝીણી ઝીણી વસ્તુઓ તથા ગંધ વગરના ફરનીચર ઉપરથી કોઇક હોંશિયાર અને સુશીલ સ્ત્રી એ ઓરડીની સંભાળ લેતી હોય એમ લાગતું હતું. બારીમાં અને ખૂણાપરના ટેબલપર કેટલાંક ફૂલ પડ્યાં હતાં. સુરેશની પત્નિ મૃદુલાની મૃદુ ભાવનાઓ ન્હાની સરખી જગ્યામાં બધે પ્રસરી રહી હતી.

સુરેશ આમતેમ ફરતો હતો એવામાં એની નજર બારીમાંથી રસ્તાપર ગઇ. એને કોઈક દેખાયું. બારીમાંથી થોડાંક ફૂલ લઇ બારણા આગળ જઇ કોઇકની રાહ જોતો ઉભો.

"ત્હમે આવ્યાં ખરાં ! કેમ આટલી વાર લાગી ?" સુરેશે મૃદુલાના હાથમાં ફૂલ મૂક્યાં. મૃદુલાની આંખે સુરેશની આંખને હર્ષનો સંદેશો મોકલ્યો.

"આજ તો હમને ઘણું સાંભળવાનું–સાંભળવા કરતાં જોવાનું મળ્યું."

બન્ને ઓરડીમાં વળ્યાં.

"કેમ ? આજે કાંઈ નવું તો થયું નથી ને ?"

"ના. નવું તો કાંઈ થયું નથી પણ બે નવા સભાસદો આવ્યા 'તા. તેની સાથે દરેક કેમ વાત કરતાં હતાં તથા તેનાપર શું ટીકા કરતાં હતાં તે સાંભળવાની ને જોવાની બહુ ગમ્મત આવી.–બાઇએ એ બે આવ્યાં કે તરતજ તેનાપર ધસી જઈ સભાના ઉચ્ચ ઉદ્દેશ, સભાસદોની નિઃસ્વાર્થ મહેનત, અને ઓીના પવિત્ર ધર્મનાં શાસ્ત્રોનો એમનાપર હુમલો કરવા માંડ્યો. શ્રીમતી દેવીએ એમના અભ્યાસ માટે પૂછપરછ કરી અને હલુએ સવાલ જવાબ પૂરા થાય છે ત્યાં તો–કુમારીએ એમને ખૂણામાં પોતાની પાસે ઘસડી જઇ એમનું નામ અને એમની કુટુંબ કથા જાણવા સારૂ આકાંક્ષા દર્શાવી. એમનાં ઘરેણાં, પોશાક, અને વયપર તો એ દાખલ થયાં ત્યારથી ટીકા થવા માંડી હતી; એટલામાં તમારા સેક્રેટરીએ એમના હાથમાં સભાના ઉદ્દેશ અને નિયમની ચોપડી મૂકી. અને બન્ને જણાએ એ ચોપડી બહુ ધ્યાનથી વાંચવા માંડી. તે પરથી મ્હને લાગ્યું કે બન્ને જણાં ઉપરાઉપરી સવાલથી કંટાળી–ગભરાઈ જઇ ચોપડીમાં મ્હોડું સંતાડ્યું. હશે. પ્રમુખને આવતાં સ્હેજ વાર લાગી એટલે એક ખૂણામાં ઉત્સાહી સન્નારીઓએ બીજી વખત કયા વિષયપર કોણે ભાષણ કરવું તે માટે ખૂબ મ્હોટેથી વાત કરવા માંડી. પ્રમુખ આવ્યા કે સર્વે પોતપોતાની જગ્યાપર બેસી ગયાં. પ્રમુખે કંટાળું મ્હોડું કરી બે ત્રણ વાક્યો પુરાં કર્યાં એટલે "દયાદેવી" ત્હમારૂં ભાષણ કડકડાટ વાંચી ગયાં."

"હા પણ ભાષણની કાંઈ અસર થઇ કે નહીં."

"અસર ! તાળીઓના અવાજ પરથી તો ઘણી થઈ એમ કહી શકાય, પણ ભાષણમાં ઘણા થોડાનું ધ્યાન હતું અથવા જ્યારે મે ત્હમને સુચવ્યો હતો તે ભાગ આવ્યો.–જ્યારે કલાપીની "અસ્વસ્થ ગૃહીણી" નું વર્ણન શરૂ થયું ત્યારે બધાનું ધ્યાન ધીરે ધીરે તે તરફ ખેંચાયું અને જ્યારે—

"પાપી મ્હારૂં હ્રદય ગણતુંનાથ! પાપી તને તો

"રે રે! જોયું તું જ ઉગરના પ્રેમમાં પાપ મેં તો!
"તું તો તારો ગગન પડદે સર્વદા ખેલનારો!
"વ્હાલા હું તો જગતપરના સ્વાર્થનો છેક ક્રીડો!
"રહેશે દોસ્યો તુંજ રસ સદા હું પરેરે!
"ધીક્કાર્યો મેં! નવ કદી જાણ્યું યાય છે શું તને તે!
"'અર્પું છું' એ કદીય સમજ અર્પનાર શકે ના,
"ને ઐદાર્યે મુજ હૃદયનેસાચવ્યું તેંજ વ્હાલા!

એ લીટીએ "દયાદેવી" એ ગંભીર સ્વરે ધીરે ધીરે પુરી કરી ત્યારે થોડી વાર તો બધાં સ્તબ્ધ થયાં હોય એમ લાગ્યું. તાળીઓને બદલે સર્વની આંખમાં એ શબ્દોની અસર દેખાઈ."

"ત્યારે એમ કહોની કે મ્હારૂં લખવાનું નકામું. "દયાદેવી" નું બોલવાનું નકામું અને તમારી સુચતા..............

"ના એમ નહીં તમારા લેખ કરતાં, "દયાદેવી" ના બોલવાના કરતાં કલાપીના ...જ પણ હૃદયભેદક કાવ્યે વધારે અસર કરી."

..................................................

..................................................

..................................................

"ઘરરર, ઘરરર" સંચાના અવાજમાં, નીચે કામ કરતાં અને દાદરપર ઉતરચડ કરતાં માણસોના ગોંધાટમાં; અધિપતિના ઓરડામાં એક ખુણે, ડગમગતા સડી ગયેલા ટેબલપર ધુળવાળી જુની ફાઇલો અને પુસ્તકોના ઢગલામાં હું કાંઇક લખવાનો પ્રયત્ન કરતો હતો. હમારે થોડા વખતમાં નવા વર્ષનો "ખાસ અંક" બ્હાર પાડવાનો હતો એટલે કામનું સ્હેજ દબાણ હતું. મેં પાંચેક લેખ "ખાસ અંક" માટે લખી કઢાવ્યા હતા. અત્યારે એ "ખાસ અંક" માટેજ હું એક "સુંદર" કાવ્ય રચી કઢાવવા માથાકુટ કરતો હતો પણ મ્હારા મનમાં તો અત્યારે "દયાદેવી" અને એની સાથે કરેલી વાતચીત અને "સાગર દર્શન" નો દેખાવજ ભમ્યા કરતા હતા.

"અથો ઘણા ઉથલાવ્યા મેં પણ નહી ત્યાં તો તે જડયું.

"દેશો ઘણા—

"તે તો ત્યાં નહીં જડયું" કે "નહીં ત્યાંતો તે જડયું."

"સત્યેન્દ્ર" અધિપતિએ બુમ પાડી.

"જી" આપણે તેની પાસ જઈ ઉભા.

"જુઓ! આ સૌ. જયલક્ષ્મીના કાલના ભાષણનો રીપોર્ટ આવ્યો છે તે તપાસી જાઓ અને આજને માટે એક લીડર લખી કઢાડો—બીજુ આપણા નવા વર્ષના ખાસ અંક માટે એમના લેખ માટે એમને વીનંતી કરીએ તો કેમ! રીપોર્ટપરથી તો એમનું ભાષણ બહુ સારૂં લખાયું હોય એમ લાગે છે—અને એઓ સમાજમાં બહુ જાણીતાં છે અને આગળ પડતો ભાગ લેછે માટે એમની છબી અને ટુંક જીવનરેખા આપણા ખાસ અંકમાં આપીશું તો ઠીક પડશે. હું એમને એમના લેખ અને છબી માટે લખું છું. "ખાસ અંક" માટેનો ખાસ લેખ સુરેશે લખ્યો. એમની જીવન કયાની નોંધ મેં લીધી.

મ્હારૂં "સુંદર" કાવ્ય અધુરૂં રહ્યું.

અવલોકનકાર.

---

# The Advantages of "Vegetarian Diet."

(By: Dr. Mahadev Prasad, B. M. S., N. D.)

(ગત વર્ષના પૃષ્ઠ ૫૦૪ થી ચાલુ.)

Unperverted instinct is the...... safest and the best guide in matters of diet as in many other things.

The senses are, as it were, the guards of the living temple, that our body really is. The senses of smell and taste especially are the sole and reliable guides of all the animals in nature. The animals and birds have to study neither botany nor food-chemistry to guide them in the selection of foods designed for them by the Creator. Natural instincts are to them in these matters their highest authorities. And really instinct is but another name for the Voice of Nature. Those that follow these soft whisperings of nature know no sorrowing. They live long and happily. But woe unto those unfortunate ones who through deliberate wickedness or criminal neglect disregard the kind warnings of an ever-awake internal monitor (*instinct*).

The senses are our guards.

The reason why the Creator put the nose just over the mouth probably appears to be a double safe-guarding against the intrusion of unsuitable and harmful substances into the body. That is to say, the nose with an unimpaired sense of smell will at once warn its master as to the wholesomeness or otherwise of every article of food even before it can get an entrance to the mouth. The sense of test will do the rest.

But, alas ! Civilization has created for man artificial environments in the chaos of which his instincts have been lost.

But it is as criminal to deceive our taste and sight in matters of food, as it is to obtain money under false pretense from our friends; and the penalty for this wrongdoing is more certain to be paid. We often escape justice in deceiving our friends, but never in deceiving ourselves. We cannot jump our bail with nature. We are always caught and punished for two crimes instead of one.

But for the immense artificiality in matters of food, man could never have succeded in deceiving himself. The unnatural practice of cooking, together with the use of spices and condiments so completely deceive the senses of smell and taste as to baffle all attempts at detection of the original quality of the foods so prepared.

For sooth to say, only those things that taste good to us in the raw, pure, unchanged state of nature (such as fruits and nuts) can be considered as our natural food, for by artificial preparation the most unnatural nauseating things can be made to taste good, for instance, the excrement of snipe. In this way it is very easy to deceive the tongue.

It is a happy circumstance, however, that even centuries of unnatural feeding have not quite sufficied to eradicate human instinct altogether. And for all inclined to lead a natural life it is quite possible (or rather probable) to fan the flickering flame of instinct into a steady effulgence, that would successfully and for ever dispel the darkness and gloom enshrouding many a complex problem of life.

**Flesh and blood is a repulsive sight to every refined temperament, & instinct.**

Animal-slaughter and blood-shed is revolting to every unperverted instinct of man. If a hungry man be shut up in a room containing some fruits, nuts, grains, fowls and goats, his instincts would naturally lead him to make a square meal of the fruits, and grains, and not to the devouring of the innocent creatures. In the sight of a bunch of fresh grapes, or for the matter of that any sort of fresh wholesome fruit, our mouths begin to water but not so on seeing a goat or a pig. The very smell or sight of their prey makes the lion and the tiger ferocious, and they instantly pounce upon their prey sucking the gushing warm blood, and gulping down large pieces of live raw flesh. As far as our inquiries go no sane human being is found capable or inclined to copy this monstrous carnality; because such is not his nature. Flesh and blood is not a natural food for man.

In gardens blossoming with fragrant flowers, in orchards enchanting with ripening fruit, in fields waving with golden grain man delights to room; but the sickening sights in shambles, *the horrible heaps of slaughtered animals,* the deafening shreaks and shouts of tortured creatures offer very little attraction even to the flesh-eating man. Nay, most men would even faint on witnessing such a disgusting spectacle. No man gets offended on seeing a member of the softer sex slicing a mango or an apple, but think of the shocking horror of a demsel cutting the throats of innocent dumb brutes. The contrast is telling and significant.

*By destroying life, we produce a gap in the natural order of things that we cannot fill up.*

It is well to remember that when we destroy life of any kind, we destroy something we did not give, cannot restore, do not understand——which has many principles and ellments exactly like our own——which demands of us, when we take it without provocation or need of self preservation, that we should not cast aside *our common human feelings.*

*Man eats and works by day while the carnivore seek their prey by night (નિશાચર or night wanderers.)*

Another instinctive habit of man goes to prove significantly his non-carnivorous nature. It is this; that while the Almighty has implanted in those animals which feed upon flesh instincts which lead them to seek their food by night, man's natural instincts lead him to sleep by night and to eat and work by day. Thus it is that the Holy Bible also enjoins: "Work while it is called day, for the night cometh wherein no man can work."

All this goes to prove that Nature did not intend man to be a meat-eater, a beast of prey.

*Man does not relish meat in the raw state as the carnivora do.*

Man does not relish meat in the raw state without some sort of seasoning and preparation. He must at least have salt with his meat, such is not the case with fruits and nuts.

The beasts of prey are transported with voluptuous delight when they can kill an animal; they become intoxicated with the fresh blood.

But man, when he is not yet entirely brutalized, shrinks from killing; his conscience is always aroused when he raises the murderous steel against an animal, his fellow-creature. The death rattle of an expiring animal still moves the most hardened man. Most people would not eat meat if they themselves had to kill the animal. The raw unprepared flesh, the animal corpses in the butcher shops, are always a revolting sight. In some places, therefore, the law forbids meat being carried about openly.

And why will people, in this respect, turn a deaf ear to nature, to instinct, to the sense of taste, smell, hearing, sight, to conscience ?

Several scholars, who certainly are themselves very much attached to their roast, have claimed that man was designed for a partial meat diet, according to the structure of teeth, stomach &c., and there are many who thoughtlessly repeat this after them.

Such false notions with regard to man's real position in Nature and his natural diet has not escaped notice of the learned Dr. Alexander Haig, M A., M. D., who, in his book "Diet and Food," remarks on this point (page 87 and 88) as *follows*:—

"I have so often been asked about the structure of man's teeth in relation to his diet, and such and widespread ignorance of comparative anatomy has been shown by questioners, that I now give two figures, which I shall, to a large extent, leave to speak for themselves.........In a word, man is provided neither with the teeth to cut flesh, nor the power to hold its poisonous salts in solution and pass them out of his body, whilst the carnivore is provided with these powers to a very considerable extent."

Continued.

મહાજનનું વેજીટેબલ બાદશાહી.

# पेनक्यूर

સોએ સો ટકા ખાત્રી આપવામાં આવે છે કે સઉથી સરસ છે.
તમામ આબરૂદાર ગાંધીઓની દુકાનેથી મળશે.
રજીસ્ટર નં૦ ૭૯૫ તપાસી ખરીદ કરવું.
સી. સી. મહાજન એન્ડ કું. મુંબઇ નં. ૨.



વગર ઇજાએ વાળ કાઢવા માટે

## બાદશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ ઘણીજ સફાઈથી દુર થાય છે. ચામડીને કંઇ પણ ઇજા થતી નથી ચામડીનો કુદરતી રંગ બનાવે છે. ત્રણ સાબુના બાક્સની કીંમત રૂ. ૧. પોસ્ટેજ ચાર આના.

સી. સા. મહાજન-મુંબાઇ નં. ૨.



કાર્ડ સાઇઝ કીંમત માત્ર રૂ. ૪.

ફોટોગ્રાફ પાડવાના ન્યુ

## છુપા કેમેરા.

હાલમાં વીલાયતથી મોટા ફેરફાર સાથે કેમેરાનો મોટો જથ્થો આવી પહોંચ્યો છે. આ કેમેરાથી નાનું બચ્ચુ પણ સહેલાઇથી ફોટો ઉતારી શકે છે. દોડતી ગાડી, ઉડતું પક્ષી વગેરેનો સહેલાઈથી ફોટો ઉતારી શકાય છે, ફોટોગ્રાફ ઉતારવાની સંપૂર્ણ માહીતી ઘેર બેઠે શીખવી શકીએ છીએ. કેમેરા સાથે વ્યુફાઇન્ડર ( જેનો ફોટો લેવો છે તે જોવા માટે ) ગ્રાઉન્ડ ગલાસ, ડબલ ડાર્ક સ્લાઇડ, પ્લેટ, દવાઓ, સાથે કીમત ફક્ત રૂ. ૪ પોસ્ટેજ દશ આના.

છોટાલાલ છગનલાલ મહાજન.
શેખમેમણ સ્ટ્રીટ-મુંબાઇ.

બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો ! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ ! ! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે.

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વરસની મોટી ઉમ્મરના અનાથને, અને દરમાસે રૂ. ૩–૮–૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પૂણ્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી

લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીયાદ.




પુસ્તક ૧૦ મું. ભાદ્રપદ. અંક ૩ જો.

# SHREE BHAKTA.

A high class illustrated monthly Magazine.

EDITED BY

Jamiatram Laxmiram Pandit.

RAIPUR—AHMEDABAD

એજન્ટ ઉત્તરવિભાગ

છોટાલાલ મગનલાલ ત્રિવેદી, શ્રીભક્ત ઑફિસ—અમદાવાદ.

૧૯૬૯.

મુંબઈ એજન્ટ—વૈદ્યશાસ્ત્રી પ્રાણજીવન વિરજી બોરી.
ઠે.—મસ્જીદબંદર રોડ, ઓપાડુશેરીનો નાકો નં. ૧૬, મુંબઈ ન

સચિત્ર માસિક

# શ્રી ભક્ત.

ભાદ્રપદ પૂર્ણિમા-સંવત ૧૯૬૯.

વિષયાનુક્રમ.





આ માસિક ધી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે શ્રીયુત નિમિષતરામ લક્ષ્મીરામ પંડિત અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. ઠે. પાનકુવા નાકા દરવાજા-અમદાવાદ.




# संसार तरंगो.



*Lakshmi Art—Bombay.*

## સુખી કુટુંબ.

રાગ.-ગઝલ. ભૈરવી.

સાખી— રમતાં ભ્રાત ભગિનીઓ, રાચી જોતી માત;
ઉજમાતી વ્હાલી અને હર્ષે સુતા તાત.

સુખદ સંસારની એ લ્હેરીના કંઈ લ્હાવ ન્યારા છે.
દુઃખી દિન વીતતાં આનંદના કંઈ સાજ ન્યારા છે.
વહે છે ઉષ્ણ ને શીતળ
અનિલ કેરા તરંગો ત્યાં.
કોરી ઉર્મિના જાતાં; ફૂલોના બ્હાર ન્યારા છે. સુખદ૦ ૧

# तत्त्वमसिस्तोत्रं (कृष्णानंदः)

ॐ मनःकल्पितमेवेदं जगज्जीवेशकल्पनं । तदेकं संपरित्यज्य निर्वाणमनुभूयताम् ॥१॥ सति सर्वस्मिन्सर्वज्ञत्वं सत्यल्पे वा स्वल्पज्ञत्वं । सर्वाल्पत्वाभावे कस्माज्जीवेशौ वा तत्त्वमसि ॥२॥ सत्यां व्यष्टौ जीवोपाधिः सति सर्वस्मिन्नीशोपाधिः व्याष्टिसमष्ट्यो. र्ज्ञाने कस्माज्जीवेशौ वा तत्त्वमसि ॥३॥ सत्य ज्ञाने जीवत्वोक्तिर्मायासत्त्वे त्वीशत्वोक्तिः । मायाविद्याबाधे कस्माज्जीवेशौ वा तत्त्वमसि ॥४॥ सति वा कार्ये कारणतोक्तिः कारणसत्त्वे कार्यत्वोक्तिः । कार्याकारण भावे कस्माज्जीवेशौ वा तत्त्वमसि ॥५॥ सति भोक्तव्ये भोक्तार्थं स्याद्दातव्ये वा दाता सत्याद् । भोग्यो विध्यो भावे कस्माज्जीवेशौ वा तत्त्वमसि ॥६॥ सत्यज्ञाने गुरुणा वाच्यं सति वा द्वैते शिष्यैर्भाव्यम् । अद्वैतात्मनि गुरुशिष्यौ कौ त्यज रे भेदं तत्त्वमसि ॥७॥ सत्यद्वैते प्राप्तौ यत्नः । सति वा द्वैते बाधे यत्नः । द्वैताद्वैते ते संकल्पस्त्यज रे शेषं तत्त्वमसि ॥८॥ साक्षित्वं यदि दृश्यं सत्यं दृश्यासत्वे साक्षी त्वं कः । उभया भावे दर्शनमपि किं तूष्णीं भव रे तत्त्वमसि ॥ ९ ॥ मज्ञानामलविग्रहनिजसुखजृंभणमेतन्नेतरथा । तस्मान्नैवादेयं हेयं तूष्णीं भव रे तत्त्वमसि ॥१०॥ ब्रह्मैवाहं ब्रह्मैव त्वं ब्रह्मैवैकं नान्यत्किंचित् । निश्चित्येत्थं निजसम सुखमुक्तूष्णीं भव रे तत्त्वमसि ॥११॥ एतत्स्तोत्रं मपठना विचार्य गुरुवाक्यतः । प्राप्यते ब्रह्मपदवी सत्यं सत्यं न संशयः ॥१२॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यकृष्णानंदसरस्वतीविरचितं तत्त्वमसिस्तोत्रं समाप्तम् ॥ १५७ ॥

# अमे बे

अथवा

## चमत्कारिक जीवन

शोधक—शैलेन्द्र.

## અભ્યાસકને સંદેશો.

### ॥ ॐ आपो ज्योतिः रसोऽमृतम् ॥

I sing the Progress of a Deathless Soul,
*Whom Fate-which God made, but doth not control-*
Placed in most shapes All times before the law
Yoked us, and when, and since, in this I sing;
And the Great World to his aged Evening,
From infant Morn through manly Noon I draw;
What the gold Chaldee, or silver Persian saw,
Greek brass, or Roman Iron, 'tis in this one;
A work to out swear Seth's Pillars, brick and stone;
And, Holy Vedas excepted, made to yield to none.

વાર્તાની રંગભૂમિ, દુનિયાના જુદા જુદા દેશ છે ... * * ... પાત્રો, દેશ દેશાંતરનાં તથા જગતની સામાન્ય ભૂમિકાથી ઉપરના પ્રદેશોનાં છે ... * * ... ઉદ્દેશ, ચમત્કારિક જીવન કેવાં હોઈ શકે છે તથા મર્યાદિત શક્તિવાળું મનુષ્ય પોતાની ગુપ્ત અમર્યાદ શક્તિઓને દૈવી સત્તાઓના કેવા કેવા સંકેતો અને સંજોગોવડે પોતાની સત્યશોધક આકાંક્ષાની દૃઢતાથી વિકસાવી શકે છે એ દર્શાવવાનો છે ... * * ... આશય, શરીર મન અને આત્માની અપૂર્વ ઉન્નતિ ઇચ્છનારનું હૃદયબળ કેવું થવું જોઇએ તેનું દૃષ્ટાંત દર્શાવવાનો તથા અભ્યાસકને આ ઉન્નતિની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ દર્શાવી તેની તેની પ્રાપ્તિના વેગમાં મૂકવાનો છે ... * * ...

વાર્તામાં આવતા સામાન્ય અથવા ચમત્કારિક બનાવો, ગુપ્તમંડળો, ગુપ્ત-પ્રદેશો, રહસ્યમય સિદ્ધાન્તો, મતમતાંતરો, અને કેટલાંક ચકિત કરનાર ગૂઢ વર્ણનો વગેરેમાંથી શું શું અને કેટલું કેટલું માન્ય કરવું વગેરે, અભ્યાસક ! તારા અધિકારની બાબત હોવાથી અમે કોઈપણ પ્રકારની જોખમદારી સ્વિકારતાં નથી ... * * ... દૃષ્ટ જગતનું નિયમન કરનાર અદૃષ્ટ જગતનાં-દર્શન કરવા, **દેશકાલથી અબાધિત** તારા આંતર ચક્ષુને ઉઘાડ અને શું દેખાય છે તે જો ... * * ... इति शिवम्.

* * ... *रश्मि-विजय* ... * *

# अमे बे

अथवा

# चमत्कारिक जीवन.

## दर्शन १.

### મારી ઓળખાણ.

**ચંદ્રનાં શીતળ કિરણ-બિંદુઓનું પાન કરી હર્ષ પામેલી ભૂમિઉપર ઉદય પામતા સૂર્યનાં સોનેરી રશ્મિ બિંદુઓ પોતાનો પ્રવાહ ફેંકી રાત્રિએ સુતેલી પૃથ્વીને પ્રભાતમાં જીવનપૂર્ણ કરી રહ્યાં હતાં.** સમુદ્રના જીવનદાતા સાક્ષાત વિષ્ણુ ભગવાનને પોતાના પ્રવાહદ્વારા આકર્ષવાનો પ્રયાસ કરતી હોય તેવી પવિત્ર ગંગાની દિવ્ય મૂર્તિરૂપ ગણાતી હુગલી નદી મંદ મંદ હાસ્ય કરતી હોય તેમ સૂર્યકિરણનાં પ્રતિબિંબ પ્રસરાવતી વહેતી હતી. જેની ત્રણે બાજુએ નદીનો સુંદર દેખાવ દૃષ્ટિગોચર થતો હતો એવા હિંદમાં બ્રિટીશ રાજ્યની સ્થાપનાના સ્થંભ જેવા કલકત્તાના ફોર્ટ વિલ્યમ્સના ઐતિહાસિક નામથી પ્રસિદ્ધ થયેલા એક ભવ્ય અષ્ટકોણાત્મક સ્થાનની બાજુમાં ત્રણ મજલાના પથ્થરના એક સુંદર બંગલાના આગળના કંપાઉંડના બાગમાં બે બાળકો જાત જાતનાં ફુલો ચુંટતાં આનંદવાર્તા કરતાં ફરતાં હતાં.

બાળા બોલી "ભાઈ! આજે હું માતા માટે મોગરાની સુંદર વેણી ગુંથું અને તું પિતાજી માટે ગુલાબનું બટન બનાવ."

એક બાળક મોગરાનાં ફુલ તોડતું હતું તથા બીજું ગુલાબ ચુંટતું હતું. બાગમાં આમ ફરતાં ફરતાં તેઓ વચમાંના ફુવારા પાસે આવી પહોંચ્યાં. એક નાજુક પતંગીયું રંગ બેરંગી ઝળકતી પાંખથી ઉડતું ઉડતું મોગરાના ઝાડ ઉપર બેસી ગયું. બન્ને બાળકો તેના આકર્ષક રંગની પાંખ જોતાં ચુપચુપ ચોડી ક્ષણ ઉભાં રહ્યાં.

બહેનનું મન વિશેષ આકર્ષાયું અને ભાઈ તેને અટકાવે તે પહેલાં તો તેણે પતંગીયાની બન્ને પાંખ પકડી લીધી.

"બહેન! બહેન! બિચારૂં દુઃખી થશે. જો એની પાંખ ચોળાઈ જાય છે." ભાઈના એટલા શબ્દો સાંભળતાંજ બ્હેને તેને મુકી દીધું પરંતુ પાંખને થોડી ઈજા થવાથી તે બરાબર ઉડી શક્યું નહિ.

"બહેન. એ સ્વતંત્ર રીતે ઉડતું હતું અને પ્રફુલ્લિતપણે આ ફુલથી પેલાપર એમ બેસતું હતું ત્યારે એ કેવું સુંદર દેખાતું હતું. ખરેખર એની સ્વતંત્રતાનો ભંગ થવાથી આપણો અને એનો આનંદ જતો રહ્યો!" ભાઈએ કહ્યું.

બન્ને બાળકોને કંઈક ખેદ થયો અને બંગલામાં આવી માતા પિતા બેઠાં હતાં તે ઓરડામાં દાખલ થયાં. એક સ્વચ્છ અને સુશોભિત ઓરડામાં એક ખુરશી ઉપર પિતા તથા પાસેની બીજી ઉપર માતા બેઠી હતી. તેમની સાથે નિત્ય સવારમાં મળવા આવતો એક મિત્ર બેઠો હતો.

બન્ને બાળકોએ નમસ્કાર કરી ફુલ આપ્યાં, પરંતુ બન્નેનાં મુખ ઉપર દિલગીરીની છાયા જોઈ માતાએ પુછ્યું "બાળકો! કેમ આજે ઉદાસ દેખાઓ છો."

બહેનની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં અને તે માતાના પગ પાસે બેસી જઈ પોતાનું મુખ તેના પગમાં સંતાડી રડી પડી. ભાઈ પાસેથી બધી હકીકત સાંભળી માતાએ કોમળ શબ્દોથી તેનું સમાધાન કર્યું તથા જણાવ્યું કે "બાળકો! જગતમાં બધાં પ્રાણીઓનું જીવન ઈશ્વર તરફથી અર્પાયેલું હોવાથી પવિત્ર છે અને ઝીણામાં ઝીણાં જંતુઓ પણ કોઈ અમુક ઉદ્દેશથીજ સરજાયેલાં હોય છે, તેથી તેમની જીંદગીને નુકશાન પહોંચાડી આપણે તેમના સંબંધી જેટલું જ્ઞાન મેળવી શકીએ તેના કરતાં તેમની જીંદગી તથા તેની સ્વતંત્રતાને સાચવી રાખી તેમના અભ્યાસથી આપણે વિશેષજ્ઞાન મેળવી શકીએ એમ હોય છે." આ પ્રમાણે વિવિધ યુક્તિ પ્રયુક્તિથી

સ્વીકર શબ્દોમાં માતાએ બંને બાળકોને ઘણો બોધ આપ્યો અને પ્રેમથી બ્હેનના મસ્તક ઉપર હાથ ફેરવ્યો. થોડી ક્ષણ શાંત રહી માતાએ ગંભીરતાથી પોતાની આંખ સ્થિર કરી દીધી અને કંઇક સદ્વિચાર પ્રેરવાનું બળ ફેંકતી હોય એમ દેખાવા લાગી ઘણી. આતુરતાથી પિતાના મિત્ર ઉભા થઈ આ ક્રિયા જોવા લાગ્યા તથા ભાઈ પણ ઉંડી જીજ્ઞાસાથી જોતો હતો. પિતાના મુખ ઉપર પણ કંઇક તેવો ભાવ હતો પરંતુ તે જાણે આ સઘળું બરાબર જાણતા હોય તથા સમજતા હોય એવું તેમના મુખના ભાવ ઉપરથી જણાતું હતું.

**માતાની મુખમુદ્રા શાંત હતી અને તેની પ્રેમવાળી ચળકતી આંખમાંથી ચમત્કારિક તેજનો પ્રવાહ વહેતો હતો.**

* * * *

......પિતા અને માતા પારીસમાં વિદ્યાભ્યાસ વખતે કેટલાંક વર્ષ પૂર્વે પ્રથમ મળ્યાં હતાં. દશ વર્ષના ઉંડા અભ્યાસ તથા મિત્રતા પશ્ચાત્ ઉંચી પંક્તિની વિદ્યાની ડીગ્રીઓ મેળવ્યા પછી તેમનાં લગ્ન થયાં હતાં. તેમના વિદ્યાભ્યાસ સંબંધી એવો કાંઇક ગૂઢ ભેદ રહેલો હતો કે તે કોઈના સમજવામાં આવતો ન હતો. તેમનું જ્ઞાન વિવિધ જાતનું તથા ચમત્કારિક રહસ્યવાળું હોવા ઉપરાંત તેઓ યોગની તથા બીજી પશ્ચિમની ગુપ્ત વિદ્યાઓની ક્રિયાઓ અને પ્રયોગોમાં કુશળ હતાં. દુનીયાના જુદા જુદા દેશમાં કેટલાંક વર્ષ ગાળી થોડાં વર્ષ હિંદુસ્તાનનાં વિવિધ સ્થળોમાં પ્રવાસ કર્યો હતો અને તે પછી તેઓ કલકત્તામાં રહેતાં હતાં.

ઘણી વખત માતા પોતાનાં બંને બાળકોને સાંજને વખતે ફરવા લઇ જતી અને તેમને આકાશના ગ્રહો તથા તારાઓ સંબંધી જ્ઞાન આપતી. તે કહેતી કે આકાશમાં દેખાતા તારાઓ માત્ર પ્રકાશનું ભાન થવા માટે નથી પરંતુ તે સર્વમાં જીવન રહેલું છે અને તેમાં દેવતાઓનો વાસ છે તથા પૃથ્વી ઉપર વસતાં પ્રાણીઓ સાથે તેમનો સંબંધ રહેલો છે.

કોઇ વખત દૂર ટેકરીઓ ઉપર માતા પોતાનાં બાળકોને પ્રાતઃકાલે લઈ જતી અને ત્યાંથી દેખાતાં વાદળાં તથા આસમાની જળપ્રવાહ સંબંધી રસમય રહસ્યો સંભળાવતી. વાદળાંઓ કેમ બને છે, સમુદ્રનું ખારૂં જળ સૂર્યની ઉષ્ણતાથી વરાળ બની કેવી રીતે ઉંચે જઈ ગગનમાં નિવાસ કરે છે અને ત્યાંથી નીચે પડી પૃથ્વી ઉપર જીવનરસ બની કેવી કેવી રચનામાં ફેરવાઈ જાય છે વગેરે બાબતો એવી તો રસિક વાણીથી માતા સમજાવતી કે બાળકોના આત્મામાં કંઇક અલૌકિક પ્રકાશ પડતો હતો. કેટલીક વખત કુદરતની રચનાના ક્રમ સંબંધી અને ભૂસ્તરશાસ્ત્ર સંબંધી વર્ણનો આપી કેટલાક વિચિત્ર પથરાઓ, રોપાઓ અને પ્રાણીઓવડે ઉંડા અભ્યાસમાં બંને બાળકોનાં મન તે જોડી દેતી હતી.

આવા લાંબે ફરવાના વારંવાર થતા પ્રસંગોથી તે તે સ્થાનનાં પક્ષીઓ પણ બાળકો સાથે હળી ગયાં હતાં અને તેમના હાથ તથા ખભા ઉપર નિર્ભયપણે બેસી ગેલ કરતાં હતાં.

પિતાનો ઘણો વખત વાંચવામાં, ગુપ્ત પ્રયોગશાળામાં ચાલતા પ્રયોગોમાં અને કેટલાક મિત્રો સાથે જોડાયલા રહેવામાં જતો હતો. આમ છતાં ઘણી વખત ફરવામાં તેનું જોડાવું થતું હતું. કેટલીક વખત બંગલાના બગીચાના ફુવારા પાસે ખુરસીઓ નાખી માતા પિતા બેસતાં અને ફીલોસોફી તથા સાયન્સ સંબંધી કલાકના કલાક સુધી ચર્ચા કરતાં. જોકે બંને બાળકો વયમાં નાનાં હતાં છતાં પણ તેઓને આ સાંભળવાનો ઉંડો રસ પડતો હતો, અને જાણે તેમનો અંતરાત્મા આવી બાબતોથી જ્ઞાન લેતો હોય તેમ તેમને ભાન થતું હતું. એક તત્વજ્ઞ પુરૂષે કહ્યું છે કે " The child knows more than we are wont to give it credit. Knowledge does not come from the intellectual mind alone; the pure, uncontaminated heart dwells close to the spirit wisdom and reflected its light. " આપણે ધારી શકીએ તે કરતાં બાળક વિશેષ જાણે છે. બુદ્ધિની શક્તિઓની ખીલવણીથીજ માત્ર જ્ઞાન આવે છે એમ કાંઇ નથી, પણ પ્રેમાનમય

આત્માની સંનિધિમાં રહેલું વિશુદ્ધ અંતઃકરણ તેના પ્રકાશને પ્રતિબિંબિત કરે છે. આ બંને બાળકોમાં પણ એમજ બન્યું હતું.

પોતાના કામમાંથી વખત કાઢી કેટલીક વખત પિતા બાળકોને શરીરશાસ્ત્ર તથા વૈદક-શાસ્ત્રનું જ્ઞાન આપતો હતો. બંગલાને ત્રીજે મજલે એક પ્રયોગશાળા હતી જેમાં આ બાળકો કદી પણ દાખલ થયાં ન હતાં. તેનું બારણું એક વિચિત્ર આકારના મજબુત તાળાથી બંધજ જોવામાં આવતું હતું, તથા તેની અંદરની બારીઓ મજબુત સળીયાવાળી અને ખેંચવાના પડદાની સગવડવાળી રાખવામાં આવી હતી. દર બુધવારે રાત્રે કેટલાંક માણસો બંગલામાં આવતાં અને માતા પિતા તે સર્વ સાથે આ પ્રયોગશાળામાં જતાં. હમેશાં આ માણસોની સંખ્યા બારનીજ જોવામાં આવતી. આ વખતે બંને બાળકોને એક વિશ્વાસુ નોકરને સોંપવામાં આવતાં હતાં અને તેમને ઉંઘાડી દેવામાં આવતાં. આ પ્રમાણે સમય વિતતો હતો અને પ્રેમ અને આનંદના વાતાવરણમાં માતા પિતા તથા બંને બાળકો પોતાનું કર્તવ્ય બજાવતાં હતાં. માતાનું ભાષાજ્ઞાન ઘણું ઉત્તમ હતું. તેને ઈંગ્લીશ, ફ્રેંચ, સ્પેનીશ, હિંદુસ્તાની, સંસ્કૃત અને ગુજરાતી ભાષાઓનું ઉંચું જ્ઞાન હતું. પિતાનું જ્ઞાન પણ તે તે ભાષાઓમાં ઠીક હતું; આ ઉપરાંત બંનેનો સાયન્સ, ફીલોસોફી અને આર્ટમાં ઉંડો પ્રવેશ હતો.

બહેનનું સંગીત એવું તો મધુર હતું કે તે ગાતી તથા વગાડતી ત્યારે સાંભળનારાઓ ઉંચા શ્વાસથી સ્તબ્ધ બની જતા હતા. કેટલીક વખત ભાઈ બહેન સાથે મળી ગાતાં અને માતા પિતા સતાર તથા ફીડલ વગાડતાં.

એક દિવસે સાંજની વખતે બંને બાળકો રમત રમતાં બગીચાના ફુવારા પાસે બેઠાં હતાં તથા માતા એક પુસ્તક વાંચતી ખુરશી ઉપર બેઠી હતી એટલામાં પિતાએ આવી કંઈક ચિંતાતુર ચહેરે માતા સાથે વાત કરવા માંડી.

તેણે કહ્યું " પ્રિયે ! તારા સ્મરણમાં હશે કે આપણાં વીશ વર્ષ લગભગ પુરાં થવા આવ્યાં છે. " માતાના મુખ ઉપર એકદમ શોકની છાયા આવી ગઈ પણ થોડી ક્ષણમાં તેનો ચહેરો બદલાયો અને ગંભીરતાથી તેણે ઉત્તર આપ્યો " કેટલાક સમયથી ધારેલો વખત આવી પહોંચવાનો છે એવા વિચારથી હું સાવધજ છું; પરંતુ તમે આટલા બધા દિલગીર કેમ દેખાઓ છો, તે જણાવવાની કૃપા કરો; અને જે કારણ હોય તેમાં આપણે બને સાથે ભાગીદાર થશું. "

પતિએ કહ્યું " હમણાં થોડા સમયથી મારા વિચારોમાં કંઈક અવ્યવસ્થા થવા માંડી છે અને મને વારંવાર યાદ આવ્યા કરે છે કે હવે આપણું પ્રેમ-સંયુક્ત જીવન પડવા માંડશે અને આપણે ગંભીર ફરજની જોખમદારીમાં દાખલ થવું પડશે. જોકે આ કાર્યથી મને એક ક્ષણ પણ નિરુત્સાહ થતો નથી પરંતુ વારંવાર એટલુંજ લાગી આવે છે કે આપણે હવે છુટાં પડવું પડશે. "

" પ્રિય પતિ ! આપણે હવે વારંવાર એ સિદ્ધાન્ત દૃઢ કરવો પડશે; જોકે આપણે દેખીતી રીતે છુટાં થઈશું છતાં આપણા આત્માઓ કે જે એકરસતાના અનુભવમાં આવી ગયેલા છે તે સંયુક્તજ રહેશે; અને જ્યાં તમે હશો ત્યાં તમે એકલા નહિ હો પણ આપણે બે હોઈશું અને જ્યાં હું હોઈશ ત્યાં હું એકલી નહિ પરંતુ અમે બે હોઈશું. વિશેષ શું કહું ! આપણા વીશ વર્ષના સતત સંબંધથી આપણાં આંતર્ વાતાવરણો દૃઢપણે સંયુક્ત થયેલાં છે અને હવે આથી પણ ઉંચી ભૂમિકાઓપ્રતિ જવાનો માર્ગ આપણે માટે ખુલ્લો થયો છે. આપણે અન્યોન્યને સ્વાત્માર્પણના શુદ્ધ દૈવી પ્રેમથી ચાહીએ છીએ અને હવે આપણે આપણી દૈવી રક્ષક સત્તાઓ કે જેની સાંકેતિક છાયાથી આ ઉત્તમ સુખને પામ્યાં છીએ તેમના આદેશને ગ્રહણ કરવામાં વિલંબ કરવો જોઈએ નહિ. જગતની સર્વ વસ્તુઓ જ્યારે નાશવંત છે ત્યારે આપણે બંનેના એક રસ આત્માઓ સ્થિર અને અચલ છે. જે જ્ઞાનથી સાચી ઉન્નતિ મેળવી શકાય છે તે જ્ઞાનનો આપણામાં ઉદય થયેલો છે અને વીસ વર્ષ સુધી આપણે એક પછી એક એવાં ઉત્તમ સુખોનો અનુભવ કરેલો છે અને હવે આપણે



" માતાની મુખમુદ્રા શાંત હતી અને તેની પ્રેમ-
વાળી ચળકતી આંખમાંથી ચમત્કારિક
તેજનો પ્રવાહ વહેતો હતો."

છુટાં પડવાનું છે એ વિચારમાં આગળનાં વિશેષ સુખનાં પગલાંમાં પ્રવેશ કરવાની શું હવે ઢીલ કરીશું ?" આ પ્રમાણે બોલતી વખતે માતાનાં નેત્રમાં ચમત્કારિક તેજ ઉભરાતું હતું અને તેના મુખનો ભાગ શાંત, ગંભીર અને પ્રેમમય દેખાતો હતો.

વિશેષ સ્થિરતાને ધારણ કરતાં પુરૂષે કહેવા માંડ્યું " પ્રિયતમા ! તારામાં ખરેખર દૈવી સજ્જનોનો સંકેત સિદ્ધ થયો છે. તું મને મારા સાચા કર્તવ્ય તરફ માર્ગ બતાવે છે અને સંસારમાં મોહ પમાડનાર આવેશોથી મને બચાવે છે. તારૂં કહેવું સત્ય છે. આજે આપણે સુખી છીએ. કાલે એકાદ દુઃખનું વાદળું આપણે માથે તુટી પડે, મૃત્યુ આપણને જુદાં પાડે, અથવા આપણે નિર્ધન થઈ જગતનું સુખ લેવાની લાલસામાં અસંતુષ્ટ બની દુઃખી થઈ જઈએ તો આપણા ખરા કર્તવ્યમાં આપણે અપૂર્ણજ રહી જવાનાં. આપણે સંકેતો અને રહસ્યોને કંઈક સમજી શકીએ છીએ તેથી હવે જે નવિન કર્તવ્ય આપણે માટે ઠરી ચુકેલું છે તેનો ધર્મ સ્વિકારવા માટે મારૂં હૃદય આતુરતાથી ઉત્સાહવાળું થાય છે."

ઉજ્જ્વળ હૃદયમાંથી હર્ષ ભર્યા શબ્દો નિકળ્યા. " ધન્ય છે આ નિશ્ચયને અને તેને ધારણ કરનાર મારા પ્રિયતમને !.......... હવે કૃપા કરી જે નવિન સમાચાર તમને મળ્યા હોય તે જણાવો."

ઉત્તર આપતાં પુરૂષે જણાવ્યું " ફ્રાન્સથી આજે મારાપર ખાસ સમાચાર છે. સન્તીએ પોતાની દીક્ષા પુરી કરી છે અને મારો અવનો આજે લઇ મને છુટો કરવા માટે થોડા વખતમાં તે અહીં આવી પહોંચશે. તેની સાથે યોગીશ્રી તીવજ્યોતિ પણ આવનાર છે જેનું કારણ હું સમજી શકતો નથી. પરંતુ મારી ખાત્રી થાય છે કે કંઈક મોટો ફેરફાર થવાનો છે."

" ફેરફાર થવાનો છે તેથી દિલગીર થવાનું કાંઈજ કારણ નથી. આવા સમર્થ યોગીનું અત્ર આગમન થવાનું છે તે ઉત્તમ દિન માટેજ હશે, પરંતુ હવે આપણે આપણાં બાળકોને જે જે જરૂરી સુચનાઓ છે તે જણાવી દેવી જોઇએ, જેથી આપણું કર્તવ્ય પૂર્ણ થયું ગણાય," ગંભીર અને શાંતપણે ઉત્તર નિકળ્યો.

આગળ ચલાવતાં પુરૂષે કહ્યું " સત્ય છે ! તેમનું જ્ઞાન અને આંતર સ્ફુરણ જોતાં તેઓ તે તે બાબતો સમજવા લાયક થયેલાં છે. કાલે સવારે ટેકરીઓ ઉપર ફરવા જતાં હું પાછળથી તમને આવી મળીશ અને ત્યાં આપને તેઓને જે બાબતો હાલ સુધી સંભાળથી ગુપ્ત રાખી છે તેનો ભેદ ખુલ્લો કરીશું. જેથી તેમના આગળના જીવનમાં આ જ્ઞાન તેમને ઘણુંજ ઉપયોગી નિવડે."

થોડીવારમાં વાતચિત પુરી થઈ અને માતા પિતા તથા બંને બાળકો સંગીતના કોરસ સાથે સુરથી નીચે પ્રમાણે ગાવા લાગ્યાં.

" They surely would be lifted but, alas their hearts are so
Encased within the garments and the shrouds of earth below,
They cannot hear the music of the angels till they die
*To all exterior teachings, and the shouts of "crucify*
The false blasphemer" ring through their spirits, and they feel
The nails pass through them also, then Life comes in Death to heal.

× × × × × ×

But it is because thine inmost have been quicken'd from the True,
The beautiful and Holy Redeeming Living Sphere
Of Love Divine, that through these old legends doth appear
The gleamings of that "evening light" and radiance, dimly seen
By those within the shadows, where thy spirit hath not been."

× × × × × ×

......બીજા દિવસનો પ્રાતઃકાળ થયો. માતાનું હૃદય શાંત અને ગંભીર હતું. બંને પોતાના મુખ ઉપરનો શોક જતો રહેલો હતો. બાળકો ઉત્સાહથી માતા પિતા સાથે ટેકરી.

ઓમાંથી મળી આવતા જુદાજુદા પથરાઓને, ફુલોને, રોપાઓને અને છીપોને વીણી લાવી પિતા પાસેથી તે તે સંબંધીની હકીકત સાંભળતાં હતાં. પ્રસંગનો લાભ લઈ પિતાએ તેમનાં અંતઃકરણમાં હજારો વર્ષ પૂર્વે આ પૃથ્વી કેમ હશે તેનો ખ્યાલ આપવા માંડ્યો. આ પથ્થરો તે વખતે કેવા હોવા જોઇએ અને કેવા કેવા ફેરફારોથી હાલની સ્થિતિમાં તેઓ આવ્યા હશે એ વગેરે વર્ણવવા માડ્યું. આજે આ સ્થલે જમીન દેખાય છે પણ અસંખ્ય વર્ષ પૂર્વે તે એક મહાસાગરનું તળીયું હશે અને જ્યાં અમુક સમુદ્ર છે ત્યાં કેટલાક કાળ પૂર્વે અદ્ભૂત શક્તિવાળાં મનુષ્યોની વસ્તી વાળો એક મોટો દેશ હતો વગેરે વગેરે રસથી સમજાવવા માંડ્યું.

વાર્તાનું સ્વરૂપ બદલાતું ચાલ્યું. એક વિષય ઉપરથી બીજે અને પછી ત્રીજે એમ સંબંધ પરંપરાએ એક કલાક જેટલા સમય માં વિલક્ષણ વિચારો ચર્ચાઇ ગયા. કેટલીક ચર્ચા પછી પિતાએ કહ્યું "બાળકો! મેં તમને જે જે કહ્યું છે અને હજી જે કહેતો જાઉં છું તેનો ખરો અર્થ તમે જ્યારે મોટી ઉમરનાં થશો ત્યારે સ્પષ્ટ થશે, કેમકે તેમાં કેટલાંક એવાં રહસ્યો રહેલાં છે કે જે હમણાં તમારી પાસે ખુલાસાથી જણાવી શકાય એવાં નથી, પરંતુ તે તે બાબતોના સંસ્કાર તમારા બળથી સ્થિર રહેશે તો તમારો અંતરાત્મા તમને તેનો પ્રકાશ બતાવશે... * *... તમારી માતા અને હું એક ગુપ્ત દૈવી મંડળના અધિકારીઓ છીએ કે જેમાંના સર્વેનું કર્તવ્ય દૈવી વિદ્યાઓના રહસ્યોને પ્રાપ્ત કરવાનું તથા જનસમાજમાં દૈવી સત્તાઓના સંકેત પ્રમાણે જે જે ઉપકારક કર્તવ્યો કરવાનાં હોય તેમાં નિઃસ્વાર્થપણે પોતાની સેવા બજાવવાનું છે. અમે પોતેજ આ દૈવી મંડળમાં છીએ એટલુંજ નહિ પણ આપણા પૂર્વજો પણ તેમાં હતા. આ મંડળમાં અધિકારની ઘણી ડીગ્રીઓ –ભૂમિકાઓ છે અને તે પવિત્ર જીવન ગાળનાર નિઃસ્વાર્થી સામાન્ય અધિકારીથી ચમત્કારિક શક્તિઓવાળા મહાત્માઓ સુધીમાં વહેંચાયલી રહે છે. દરેક ડીગ્રીનાં જુદાં જુદાં કર્તવ્યો હોય છે. હું અને તમારી માતા ચોથી ડીગ્રીનાં ગણાઇએ છીએ, અમે આગળની ત્રીજી ડીગ્રીમાં પ્રવેશ કરીએ તે પહેલાં અમારે અમારા પ્રેમ અને શુદ્ધ ભાવોને દૃઢ રીતે સ્થિર રાખવાની કસોટીમાંથીપસાર થવું પડશે અને અમે આ દુનીયા છોડીને જઇએ તે પહેલાં અમારે અમારા જેવા બીજા બે આત્માઓને અમારી પાછળ તૈયાર કરી રાખવા પડશે, અમારી ખાત્રી થાય છે કે વહાલાં બાળકો! તમે તમારું કર્તવ્ય યોગ્ય રીતે બજાવશોજ અને અમે જે આશા તથા અંતરથી તમને જુદી જુદી જાતનું ઉપયોગી જ્ઞાન આપ્યું છે તેનું તમારી પુખ્ત વયે સાર્થક કરશોજ. અમારે તમારા પ્રત્યે ફરજ બજાવવાની હોય છે એટલુંજ નહિ પણ જગતમાં જુદાં જુદાં દેશનાં સામાન્ય મનુષ્યોમાં વીસ વર્ષ સુધી પ્રેમવાળું તથા નિઃસ્વાર્થ જીવન ગાળવું પડે છે. જો આ બધાં કર્તવ્યો અમે સારી રીતે કરીએ છીએ તો જ આગળ ઉપર અમને ત્રીજી ડીગ્રીમાં પ્રવેશવાનો અધિકાર આવે છે કે જ્યાં શુદ્ધ સંયુક્ત પ્રેમવાળું જીવન ચાલુ રહે છે, તથા મૃત્યુ અને વ્યાધિઉપર પણ સત્તા મેળવાય છે. પ્રિય બાળકો! અમારાં વીસ વર્ષ લગભગ પુરાં થવા આવ્યાં છે અને એકજ ફરજ અમારે માથે હાલ ખાસ રહેલી છે કે તમે અમારી જગ્યા સાચવવાને ભવિષ્યમાં લાયક થઇ શકો.

આ આશ્ચર્ય ઉપજાવનારી હકીકત અમે તમને કહેવાની હાલ ખાસ અગત્ય જોઇએ છીએ તેથીજ જણાવીયે છીએ; કારણકે અમારા સમજવામાં એમ આવ્યું છે કે અમારે આગળની ડીગ્રીનાં કર્તવ્યો માટે થોડા સમયમાં આગળ ચાલવું પડશે અને તેમ કરવામાં પ્રેમનાં બાકી રહેલાં બંધનોને કદાચ ઢીલાં કરવાં પડશે. જોકે તમને આ શબ્દો ત્રાસ આપનાર તથા ભાતકી લાગશે, પરંતુ અમારે સમજાવવું જોઇએ કે સામાન્ય સ્વાર્થનો જે પ્રેમ હોય છે તે ઉંચી સ્થિતિઓના અને દૈવી જીવનના તદ્દન શુદ્ધ પ્રેમ પાસે ઉતરતી જાતિનો ગણાય છે. અમારાં વહાલાં બાળકો! તમે અમારી એટલી સૂચના ખાસ ધ્યાનમાં રાખજો કે જ્યારે તમને ભારે દુઃખ તથા મુંઝવણના પ્રસંગ આવે, પ્રેમનાં સબળાં બંધનો તુટી ગયેલાં દેખાય, તમારો દુનીયામાં

એક પણ મિત્ર કે લાગણીવાળો મનુષ્ય નથી એવું ભાન થાય ત્યારે તમારા શુદ્ધ વર્તન અને દૈવી મંડળની ઉદાર છાયાથી તમે નિર્ભયપણે રક્ષાયેલાં છો અને ગમે તેવું વિરોધી વાતાવરણ પણ તમને હાનિ કરી શકે તેમ નથી એવી ખાત્રી રાખજો. **જ્યાં સુધી તમે સદ્‌ગુણી અને શુદ્ધ આચરણવાળાં રહેશો તથા તમારા પ્રેમ ધર્મમાં નિઃસ્વાર્થપણે અને ઉત્સાહથી જોડાયલાં રહેશો ત્યાં સુધી દિવ્ય શક્તિઓ તમારી આજુબાજુ** રક્ષા કરશે અને ગમે તેવા ભયના વખતમાં પણ તમને ઈજા થવા નહિ દે. ”

પિતાની વાણીનો પ્રવાહ વિલક્ષણ વેગથી ચાલતો હતો. માતાની પ્રેમવાળી આંખ સ્થિરપણે બાળકો ઉપર ઠરી રહી હતી, અને બાળકોનાં નિર્દોષ મુખ નવિન બળ તથા ઉત્સાહથી ખુમારીવાળાં દેખાતાં હતાં.

છેવટે પોતાની સૂચનાઓની સમાપ્તિ કરતાં પિતાએ કહેવા માંડયું “ બાળકો ! એમ સમજો કે અમે તમને અમારા સંપૂર્ણ વિશ્વાસમાં લઇને આ બધી વાર્તા જણાવી છે, અને જોકે અમે તે ગુપ્ત રાખવા માટે તમારી પાસે સોગન ખવરાવવાનું કે એવું કાંઇ બંધન કરાવતાં નથી તોપણ અમે ખાત્રીથી માનીયે છીયે કે આ સર્વ બાબતો જ્યાં સુધી તેને બહાર જણાવવાની છુટ તે તે સત્તાધારીયો તરફથી આપવામાં આવે ત્યાં સુધી ગુપ્ત રાખશોજ. ફરીથી તમને જણાવીયે છીએ કે જેમ જેમ સમય આવતો જશે અને તમે વૃદ્ધિ પામતાં જશો તેમ તેમ અમારા શબ્દોનું ખરૂં સ્વરૂપ સમજી શકશો. ”

માતાયે દૈવીશક્તિઓની, ચમત્કારિક બાગની અને જુદી જુદી જાતનાં જ્ઞાનની કેટલીક વાર્તા બંને બાળકોને સંભળાવી. બાળકોની જીજ્ઞાસા વેગથી વધતીજ જતી હતી અને જ્યારે તેઓ ઘેર આવ્યાં ત્યારે તેમને તેજ મકાન અને બાગ કાંઇ નવા રૂપમાં બદલાઈ ગયાં હોય એવાં ગંભીર અને શાંત દેખાતાં હતાં.

સાંજ પડતાં બંને બાળકો બાગમાં આજ વિષય ઉપર પરસ્પરમાં વાત કરતાં કરતાં ફરવા લાગ્યાં અને રાત્રિ પડતાં તેમને યાદ આવ્યું કે આજે તો બુધવાર છે.

પ્રયોગશાળામાં માતા પિતાને જવાનો દિવસ હતો. રાત્રિ પડવા આવતાંજ પિતા એક અજાણ્યા માણસ સાથે પોતાના બંગલામાં આવ્યા. આ પુરૂષ ઉંચો, શરીરે બળવાન, કાળા ગુંચળાંવાળા વાળના લાંબા ઝુલફાં વાળો, તથા બારિક મુછવાળો હતો. તેની આંખનો રંગ ઘેરો આસમાની હતો અને તે કમળના જેવી ખુલ્લી તથા ચળકતી દેખાતી હતી. તેની દૃષ્ટિ ઘણી તીક્ષ્ણ હતી અને જેના સામું ને જોતો તેના તરફ બરાબર ખુલ્લી આંખ રાખી હૃદયને ભેદી તેમાંથી ગુપ્ત વિચારને બહાર આકર્ષી લેતો હોય એમ લાગતું હતું. તેણે કાળા રંગનો લાંબો જબ્બો પહેરેલો હતો તથા હાથ ઉપર સખત મોજાં પહેરી લીધાં હતાં, તે ધીમા ગંભીર અવાજથી બોલતો હતો. તેના શબ્દોથી સાંભળનારના શરીરમાં સહજ કંપ થતો હોય એમ જણાઇ આવતું હતું. આ પુરૂષ કોઇની સાથે વાતચિતમાં પડતો દેખાતો ન હતો; અને બંગલામાં આવ્યા પછી થોડી વારે તે ગેલી પ્રયોગશાળામાં ગયો. જ્યાંથી તે બીજે દિવસે સાંજ સુધી બહાર આવેલો દેખાયો નહિ. તેનો કંઇક ખોરાક માતાયે પોતેજ ઘણી સંભાળથી તૈયાર કરી તેને જાતે જઇને પ્રયોગશાળામાં આપ્યો હતો.

રાત્રિના દશ વાગે માતાએ બંને બાળકો પાસે આવીને કહ્યું “ બાળકો ! આજ રાત્રિયે ઘણુંજ જરૂરનું કામ આવી પહોંચવાથી બીજા દિવસની સવાર પછી મોડાં અમે બંને નીચે આવીએ ત્યાં સુધી અમારી ચિંતા કરશો નહિ. ”

પ્રેમથી બંને બાળકોને માથે હાથ ફેરવી, હસીને તેમની પાસે એમારી માતા ચાલી ગઈ. નિયમ પ્રમાણે બુધવારે આવનારાં બીજાં માણસો પણ આવ્યાં હતાં. વાર્તા કરતાં તથા આશ્ચર્ય પામતાં ભાઇ બહેન ઉંઘી ગયાં અને માતા પિતા તથા બીજા આવનારાઓ યોગીશ્રી તીવ્રજ્યોતિ પાસે પ્રયોગશાળામાં ગયાં.

ભાઇના મગજ ઉપર જીજ્ઞાસાનો બોજો એટલો બધો વધી ગયો હતો કે તેને ઉંઘ આવતાં ઘણીવાર થઇ પણ આખરે નિદ્રા દેવીએ પોતાનો કોમળ હાથ તેના ઉપર ફેરવ્યો. નિદ્રા પણ એક વિચિત્ર રહસ્યવાળી સ્થિતિ છે.

ભળેલા એવા અદ્દભુત દેખાવોના અનુભવ કરાવનારી ખરેખર આ એક આશ્ચર્ય કારક અવસ્થા છે.

નિદ્રામાં ભાઇનો આત્મા કોઈ અદ્દભૂત અનુભવમાં પડ્યો. પર્વતો અને ખીણોવાળો પ્રદેશ તેને દેખાયો. ચારે બાજુ બરફથી ઢંકાયલાં ઉંચી ટોચવાળાં શિખરોની મધ્યમાં એક સફેદ ભવ્ય મહેલ તેની દૃષ્ટિએ પડ્યો. થોડી વારમાંજ તેની અંદરના રહસ્યમય કથાઓનાં ચિત્રો કોતરેલાં ગંજાવર સ્થંભોવાળા એક વિશાળ ચોકમાં તે ઉભો રહ્યો. આ ચોકમાં સંખ્યાબંધ સફેદ ઝભ્ભા પહેરેલા મહાત્માઓ દેખાતા હતા. એક મોટું મોતી તથા હાથીદાંતથી બનાવેલું હોય એવું દેખાતું સિંહાસન એક બાજુએ નજરે પડતું હતું તથા તેના ઉપર સુવર્ણના રત્નજડિત સુશોભિત આસન ઉપર એક ઝભ્ભો ઓઢેલી વ્યક્તિ બેઠેલી હતી. તેનું મસ્તક ઉઘાડું રહ્યું અને તેના વાળ આછા કાળા રંગનાં ઝુલફાંવાળા હતા. તેની મુખાકૃતિ યૌવનના તેજ વાળી તથા આંખો સાત્વિક આસમાની દિવ્યતાવાળી હતી. બાળક તેના તરફ ઝીણી નજરથી જોતો હતો, એટલામાં આ વ્યક્તિના મસ્તકની આજુ બાજુ આસમાની રંગની પ્રભાનો ગોળાકાર પ્રકાશ દેખાવા લાગ્યો. જેમ જેમ તે વધારે જોતો ગયો તેમ તેમ તેને જણાયું કે એ શરીર સ્ફટિકની મૂર્તિ જેવું પારદર્શક હતું તથા શરીરની અંદર આછું સુવર્ણ જેવું તેજ પ્રસરી રહી બહારના જભ્ભામાંથી આશ્ચર્ય જનક દેખાવ આપતું હતું. જેમ વધારે બારીકાઈથી બાળક જોતો ગયો તેમ તેને તે વ્યક્તિની મુખમુદ્રાનો ભાવ વૃદ્ધ દેખાવા લાગ્યો. શાંત અને પ્રેમવાળા ભાવને બદલે તેના ઉપર સ્થિર અને હૃદય ભેદક ભાવ દેખાયો. તેની આંખમાંથી સામાના હૃદયને ભેદનારૂં આંજી નાંખે એવું તેજ ફેંકાતું દેખાયું અને આજુના વાતાવરણમાં તેનાથી આંઝાં ભંજતી કિરણોનાં મોજાં પ્રસરતાં દૃષ્ટિએ આવવા લાગ્યાં આશ્ચર્ય અને ભયથી ચકિત થએલો બાળક શું શું જોતું અને કયાં જોતું તેનાં વિચારમાં દગાઈ ગયો હતો, એટલામાં પેલા સફેદ જભ્ભાવાળા પુરૂષો પાછા ખસવા માંડયાં અને સ્ફટિક જેવા પારદર્શક પરંતુ સિંહાસન પરની વ્યક્તિ કરતાં જુદી પ્રભા તથા તેજ વાળા પીળા જભ્ભાવાળા બાર બીજા મહાત્માઓ અમુક આકારમાં ગોઠવાઈ આગળ આવ્યા, અને પેલા ભવ્ય સિંહાસનની આસપાસ ગોળ ઉભા રહ્યાં. બાળકને જોતાં આશ્ચર્ય ઉપજ્યું. દરેક પુરૂષ એક રાશિચક્રમાં ઉભેલો હતો અને તેની આસપાસ લંબગોળ આકારમાં તે રાશિનો રંગનું વાતાવરણ તથા આકૃતિ દેખાતાં હતાં, પ્રત્યેક પુરૂષ જાણે તે રાશિ ચક્રની મધ્યમાં ઉભો હોય એમ દેખાતું હતું, આખા ચોકમાં વિલક્ષણ રંગનું તેજ પ્રસરી રહેલું હતું, પરંતુ તે ક્યાંથી આવે છે તે જણાઇ શકતું ન હતું. જોતા જોતામાં કાળા ઝભ્ભા પહેરેલી બીજી બાર વ્યક્તિઓ અમુક આકારમાં આગળ આવી અને તેની કાળા ઝભ્ભાવાળી એક બીજી વ્યક્તિને પોતાની સાથે અમુક રીતે આધાર આપી લાવતી હતી, ઝભ્ભાવાળું શરીર કંઈક પારદર્શક હતું અને સૌંદર્યની અપૂર્વ પ્રભાવાળું તે દિવ્ય શરીર દેખાતું હતું. બાળક ધારી ધારીને તે પ્રતિ જોતો હતો. તેનાં પહોળાં ભવ્ય તથા મોતીના જેવી પ્રભાવાળાં ભવાં ઉપર સુવર્ણ તેજવાળો પંચકોણાત્મક એક તારો ઝગઝગતો અદ્દર વાતાવરણમાં દેખાતો હતો, તેની મુખાકૃતિ કેવી સુંદર, શાંત, પ્રભામય અને ગંભીર દેખાતી હતી. તેની સાથેના બાર ઝભ્ભાવાળા પુરૂષો એકદમ બે વિભાગમાં આસપાસથી છુટા પડ્યા અને આ વ્યક્તિદિવ્યતાની જ્ઞાનમય મૂર્તિ-પાછળ ત્રિકોણાકારમાં ચાલતા કાળા ઝભ્ભાવાળા મહાત્માઓના નેતાપદમાં વિરાજતી કોઈ કોઇ અદ્દભૂત શક્તિ હોય એવી દેખાતી ધીમે ધીમે સ્થિર દૃષ્ટિથી આગળ આવતી હતી. બાળકના નિકટના દૃષ્ટિ પ્રદેશમાં તે આવી પહોંચવા લાગી. બાળકનું હૃદય આવેશથી ઉભરાયું અને નિદ્રામાંજ તે અજ્ઞાતપણે બોલી ઉઠ્યો. "ઓહો ! આ તો ભાગ્ય !!"

( ચાલુ )

# आत्मज्योति.

(१)

पक्षी के रव वायुनो पण नहि कर्णे पडे आ समे,
हाले ना तरूपत्र, अत्र सघळे शान्ति-निशामां रमे;
काळो ए तिमिरे भरी रजनीमां जंप्या दिसे जो! जनो,
ते वेळा यदि कोण! स्वस्थ चित्तथी बेठुं खुली लोचनो?



छे पर्णकुटि तरुनी नीच जो! गलीमां,
छाया तळे अजब मूर्ति तलीन शामां?
वाळी पलांठी कर बे, पर पद्द मूक्या,
वल्कल् धर्युं, कुदरती प्रिय योगीए आ.
ब्रह्मचर्यना तेज प्राबल्यथी शुं?
खुल्लुं झगे अंग मजबुत. किन्तु-
कंठ धरी माळ काळी रही छे!
ने, शेष काळाश शिर केश महीं छे!
काळा के धोळा नथी परखा ना पने —ती:

બધું તો આપણે જાગતા હોઈએ છીએ, તે વખતમાં બને છે, પણ જ્યારે આપણે ઉંઘી એ છીએ ત્યારે પૂર્વે પૃથ્વી પર હતા ત્યારે આપણી સાથે જેવી રીતે વાત કરતા હતા તેવી રીતે વાત કરે છે. આ સ્થૂલ ભુવનમાં તો આપણે આપણી લાગણીઓને સંતાડી બીજારૂપે દેખાડીએ. પણ તે ઉચ્ચ ભુવનમાં તેમ થવું અશક્ય છે, કારણ કે તે લાગણીઓના પ્રમાણમાં શરીરમાં થતો ફેરફાર નજરે પડે છે.

આપણા ઘણા વિચારો લાગણીઓને લગતા હોય છે, તેથી આપણા ઘણા ખરા વિચારો તે ભુવનમાં ખુલ્લા જણાઈ આવે છે. પણ જે ભાવવિષયક ( abstract ) વિચાર છે તે હજુ ગુપ્ત રહે છે.

તમે કહેશો કે અમને સ્વર્ગ અને નરક વિષે બાલ્યાવસ્થામાં જે કહેવામાં આવ્યું હતું તેની સાથે આ બીનાને બહુજ ઓછું મળતાપણું છે. તે છતાં ઉપર જણાવેલી બીના સત્ય વાત છે અને તે દંતકથાઓની અંદર રહેલું ખરૂં રહસ્ય છે. ખરેખર નર્ક છે જ નહિ; તોપણ દારૂડીઆએ તેમજ વિષયી મનુષ્યે પોતાની મેળે જે સ્થિતિ ઉત્પન્ન કરી હોય છે તે કદાચ નરકની ખોટી નકલ નથી. ફક્ત તે **શાશ્વત** નથી. વાસનાઓ ક્ષય પામી જાય તેટલા વખત સુધી તે સ્થિતિ ટકે છે. જો મનુષ્ય સ્થૂલ પદાર્થોની વાસનાઓ ઉપર જય મેળવવાને જોઇતું ડહાપણ અને ધૈર્ય ધરાવતો હોય તો ગમે તે વખતે તે સ્થિતિનો અંત આણી શકે અને તેના કરતાં પોતાની જાતને વધારે ઉચ્ચ સ્થિતિએ લેઈ જાય. કેટલીક ધર્મવાળા જે Purgatory–પાપમોચન સ્થાન કહે છે, તેનું રહસ્ય આજ છે. તે જણાવે છે કે મનુષ્ય સ્વર્ગનું સુખ ભોગવવાને લાયક અધિકારી થાય તે પહેલાં મરણ પછી તેણે હલકા પ્રકારના દુર્ગુણોને, કેટલુંક દુઃખ ભોગવીને, બાળી નાખવા જોઇએ.

મરણ પછી બીજી **ઉંચા** પ્રકારની પણ સ્થિતિ છે કે જે **સ્વર્ગ**ના યોગ્ય સ્વરૂપને મળતી આવે છે. જ્યારે સઘળી હલકી અને સ્વાર્થી તૃષ્ણાઓ નાશ પામી ગઈ હોય છે, ત્યારેજ ઉચ્ચ પ્રદેશ મેળવી શકાય છે. તે વખતે મનુષ્યના પોતાના સ્વભાવ અને તેણે આ પૃથ્વીપર ગાળેલા જીવન અનુસાર તેને વાસ્તે આ વખત અનંત સુખનો છે. તે વખતે તેને ઘણું ઉંડું અનુભવજ્ઞાન થાય છે અને સત્ય તત્વની સમીપમાં તે વધુ આવતો જાય છે; પણ કેવળ ધર્મિષ્ઠ મનુષ્યોનેજ આ આનંદ મળે છે એમ નથી, પણ સર્વને મળે છે.

કોઈ પણ રીતે આ સ્થિતિને **બદલા**રૂપ માનશો નહિ. પણ જીવનમાં પસાર કરેલા ચારિત્રનું અનિવાર્ય **પરિણામ** છે એમ ગણજો. જો મનુષ્યમાં ઉંચી અને નિઃસ્વાર્થી અભિલાષાઓ હોય, જો તે વિદ્યામાં તેમજ કળામાં બહુ ખાસેલો હોય, તો આવી ખીલવણીના–વિકાસના અનિવાર્ય પરિણામરૂપે જે સુખ વિષે આપણે વિચાર કરીએ છીએ, તે સ્વર્ગીય સુખ પ્રાપ્ત થાય છે. હમેશાં સ્મરણમાં રાખવું ઘટે છે કે આ બધી સ્થિતિઓ એક જીવનના જૂદાં જૂદાં **પગથિયાં** રૂપે છે; અને જુવાનીમાંના મનુષ્યના ચારિત્ર ઉપર તેની પુખ્ત ઉમર અને વૃદ્ધાવસ્થાની સ્થિતિનો આધાર છે તેજ રીતે પૃથ્વી ઉપરની જીંદગીમાંના મનુષ્યના ચારિત્ર ઉપર આ મરણ પછીની સ્થિતિઓનો આધાર છે. તમે પુછશો કે શું આ સુખની સ્થિતિ **શાશ્વત** છે?

ના, કારણ કે મેં જણાવ્યું છે કે આ માત્ર પૃથ્વીપર ગાળેલી જીંદગીનું **પરિણામ** છે અને એક અંતવાળું કારણ અનંત પરિણામ કદાપિ ઉત્પન્ન કરી શકે નહિ.

તમે ધારો છો તે કરતાં મનુષ્યની જીંદગી વધારે લાંબી અને મોટી છે. ઈશ્વરમાંથી આવેલો સ્ફુલિંગ ઈશ્વરપાસે પાછો જવોજ જો-

ઈએ; અને હવે આપણે તે દિવ્યતાની સ્થિતિથી ઘણા દૂર છીએ. અથવા ઉન્નતિના ક્રમમાં છે, કારણ કે ઉન્નતિક્રમ એ ઈશ્વરી નિયમ છે; અને મનુષ્ય બાજુનાઓની સાથે ધીમે ધીમે પણ દૃઢતાથી આગળ વધે છે. જે મનુષ્યની જીંદગી કહેવામાં આવે છે, તે ખરેખર મનુષ્યની ખરી અને મોટી જીંદગીમાંનો એક દિવસ છે. જેવી રીતે સામાન્ય જીવનમાં મનુષ્ય દરરોજ સવારે ઉઠે છે, પોતાનાં વસ્ત્ર પહેરે છે, અને પોતાનું દરરોજનું કામ કરવાને બહાર જાય છે, અને જ્યારે રાત પડે છે, ત્યારે તે વસ્ત્ર ઉતારી નાખે છે અને આરામ લે છે અને બીજે દિવસે, જ્યાંથી તેણે આગલે દિવસે કામ છોડ્યું હતું, ત્યાંથી તે કામ ઉપાડી લેવાને જાગૃત થાયછે—તેજ રીતે જ્યારે મનુષ્ય આ સ્થૂલ ભુવનમાં આવે છે, ત્યારે તે સ્થૂલ શરીરરૂપ વસ્ત્ર પહેરે છે, અને જ્યારે તેનું કામ પૂરું થાય છે, ત્યારે તે આ વસ્ત્રનો ત્યાગ કરે છે ( કે જેને તમે મરણ કહો છો ) અને ઉપર વર્ણવેલી આરામ આપનારી સ્થિતિમાં ચાલ્યો જાય છે.

અને જ્યારે તે આરામની સ્થિતિ પુરી થાય છે, ત્યારે ફરીથી તે શરીરરૂપ વસ્ત્ર ધારણ કરે છે અને ફરીથી સ્થૂલ જીવનરૂપી નવો દહાડો શરૂ કરવાને બહાર નીકળે છે, અને જ્યાંથી તેણે પોતાનો ઉન્નતિક્રમ છોડ્યો હતો, ત્યાંથી તે પાછો શરૂ કરે છે. આ પ્રમાણે જ્યાંસુધી દિવ્ય સ્થિતિ જે ઈશ્વર ઈચ્છે છે કે તેને મળે તે પ્રાપ્ત થાય ત્યાં સુધી તેની લાંબી જીંદગી ચાલ્યાં કરે છે.

આ બધું તમને કદાચ નવું લાગશે અને નવું હોવાના સબબે તમને કદાચ વિચિત્ર અને અસત્ય જેવું લાગશે. તે છતાં જે મેં કહ્યું છે તેની સાબીતી પૂરી થઈ શકે તેમ છે અને ઘણી વખત તેની કસોટી કહાડવામાં આવી પણ છે. પણ જો તમારે આ સઘળું વાંચવું હોય તો તમારે આ વિષયનું સાહિત્ય વાંચવું જોઈએ; કારણ કે ખાસ હેતુથી લખાયેલા એક નાના લેખમાં ફક્ત મૂળ તત્વરૂપે સત્ય હકીકતો રજુ કરી શકાય પણ તેના પુરાવા આપી શકાય નહિ.

તમે કદાચ પૂછશો કે મરણ પામેલાઓ પોતાની પાછળ મૂકેલા સ્વજનો વિષે થતી ચિંતાથી શું દુઃખ નથી પામતા ! કેટલીક વાર તેમ ચોક્કસ બને પણ છે, અને આવી ચિંતા તેમની પ્રગતિમાં વિલંબ કરાવે છે માટે આપણે જેમ બને તેમ આવા પ્રસંગો તેમને આપતાં અટકવું જોઈએ.

જે નવી સ્થિતિમાં મરણ પામેલો મનુષ્ય આવ્યો છે, તે સ્થિતિમાં તે પોતાની સઘળી શક્તિ વાપરે તે માટે જે જગત્ તે પાછળ છોડી ગયો છે, તે સંબંધીના સઘળા વિચારોથી તે મુક્ત હોવો જોઈએ. તેટલા માટે જે લોકોએ ભૂતકાળમાં તેના પર સહાય વાસ્તે આધાર રાખ્યો હોય છે, તેઓએ મનને સ્થિર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ; કારણકે મનથી પણ તેનાપર આધાર રાખવાથી આ જગત્ કે જેના પરથી થોડા વખતથી તેણે મન ઉઠાવી લીધું છે, તે ધ્યાનના બંધનો મજબુત થાય છે. માટે મરણ પામેલો જે છોકરાંઓ પાછળ મૂકી જાય તેની સંભાળ લેવી એ નિરંતર કરવા યોગ્ય અને ખાસ જરૂરનું બધું કામ છે; કારણ કે આથી છોકરાંઓનું કલ્યાણ થાય છે એટલુંજ નહિ પણ તેથી તે મરણ પામેલો (બાપ કે મા) ચિંતારહિત થાય છે, અને પોતાના માર્ગમાં આગળ વધે છે.

મરણ પામેલા મનુષ્યને જો, જ્યારે તે જીવતો હતો ત્યારે, મૂર્ખાઈ ભરેલો અને ઈશ્વરપર કલંક આવે એવો સિદ્ધાંત શિખવવામાં આવ્યો હોય તો પોતાના ભવિષ્યના સંબંધમાં ચિંતાથી તે દુઃખી થાય છે. કમનસીબે આ સ્થૂલ ભુવનમાં એવા કેટલાએક પુરુષો હોય છે કે જેઓ આવા મનથી બીજાના મનુષ્યોને ખોટી ફીકરનો વ્યાપાર કરે છે અને

વસ્તુઓની ખરી સ્થિતિ સમજાવીને તેમાંથી તેમને મુક્ત કરે છે. કેવળ મરણ પામેલા મનુષ્યોજ આ કામ કરી શકે છે એમ નથી, પણ ઘણાક જીવતા પણ મનુષ્યો છે કે જેઓ, જ્યારે શરીર ઉંઘી ગયું હોય છે ત્યારનો વખત દરરાત્રિએ પારકાની સેવામાં પસાર કરે છે. અને સત્યને તેના ભવ્ય સ્વરૂપમાં સમજાવીને તેમને ગભરાટ અને દુઃખથી મુક્ત કરે છે. સઘળું દુઃખ અજ્ઞાનથી ઉદ્દભવે છે. અજ્ઞાન દૂર કરો એટલે દુઃખ દૂર જશે.

જ્યારે એક નાનું બાલક આ સ્થૂલભુવન છોડીને ચાલ્યું જાય છે અને માબાપ તેની જગ્યા ખાલી જુએ છે અને તેનો પ્રેમાળ અવાજ સાંભળાતા નથી તે વખતે આ દેખીતા નુકશાનથી થતી માબાપની સ્થિતિ ખરેખર દયાજનક હોય છે. ત્યારે આ નવા અને સૂક્ષ્મ ભુવનમાં બાલકોનું શું થાય છે ? જે સર્વે તે ભુવનમાં દાખલ થાય છે, તેઓમાં બાલકો સૌથી વધારે સુખી હોય છે, અને સર્વે રીતે તરતજ સંજોગોને અનુકૂળ થઈ જાય છે. સ્મરણમાં રાખવું ઘટે છે કે પોતાના માબાપને, ભાઈઓને, બ્હેનોને અને જે સોબતીઓને તેઓ ચ્હાતા હતા, તેમનાથી તેઓ વિખુટા પડતા નથી. ફક્ત દિવસને બદલે આ બધા તેમને રાત્રિએ મળે છે.

તેથી તેમને વિખુટા પડવાની કે વિયોગની લાગણી બીલકુલ થતી નથી. દિવસ દરમ્યાન પણ તેઓ કદાપિ એકલાં હોતાં નથી કારણકે ત્યાં પણ અહીની માફક બાલકો એકઠાં થાય છે અને અપૂર્વ ગાન અનુભવતાં સ્વર્ગીય ખેતરોમાં સાથે રમે છે. આપણે જાણીએ છીએ કે અહીં બાલકને જૂદા જૂદા પાઠ ભજવવાનું ગમે છે, તેઓ વિચિત્ર પરીઓની અથવા બહાદુરીનાં કામોની વાતોના મુખ્ય નાયકનો ભાગ ભજવવાને ઇચ્છે છે.

તે ઉચ્ચ ભુવનના સૂક્ષ્મ પ્રદેશમાં વિચારો દૃશ્ય આકૃતિઓ ધારણ કરે છે, માટે જે બાળક પોતે અમુક નાયક હોવાનું કલ્પે છે, તે બાલક તરતજ તે નાયકનો દેખાવ થોડા વખતને માટે ધારણ કરે છે. જો તેને જાદુઇકિલ્લાની ઇચ્છા થાય તો તેનાં વિચારો તે જાદુઈ કિલ્લો ઉભો કરે છે. જો તેને લશ્કર ઉભું કરવાની ઇચ્છા થાય છે, તો તરતજ તે લશ્કર ત્યાં આવી ઉભું રહે છે. માટે મરણ પામેલાઓમાં છોકરાંઓ હમેશાં આનંદમાં હોય છે ઘણીવાર તો તે હદ બ્હાર સુખી હોય છે.

અને બીજા સ્વભાવના બાલકો કે જેઓના વિચારો સ્વાભાવિક રીતે ધર્મ તરફ વળેલા હોય છે, તેઓ પણ જેની ઇચ્છા કરતા હતા તે મેળવ્યા સિવાય રહેતા નથી. કારણકે દેવો અને પ્રાચીન સંતો **હયાત** છે; તેઓ કાંઈ કેવળ ધાર્મિક મનુષ્યોની કલ્પના નથી. જેમને તેમની જરૂર છે, અને જેઓ તેમને માને છે, તેઓ ચોકસ દેવો તરફ આકર્ષાય છે અને તેઓએ કલ્પ્યા હોય તેના કરતાં પણ વધારે દયાળુ અને વધારે પ્રકાશિત તે દેવો માલુમ પડે છે. કેટલાક બાળકો ઇશ્વરને સ્થૂલ આકારમાં જોશે, તેઓ પણ નિરાશ થતા નથી; કારણકે ઘણાજ માયાળુ અને દયાળુ ધર્મગુરુઓ પાસેથી તેઓ શિખે છે કે સઘળા આકારો ઈશ્વરના આકારો છે; કારણકે તે સર્વત્ર છે, અને જેઓ ઈશ્વરના નાનામાં નાના પ્રાણીઓની સેવા કરે છે કે તેમને મદદ કરે છે, તેઓ પણ ખરેખર ઈશ્વરનીજ સેવા કરે છે.

બાલકો બીજાને ઉપયોગી થતાં શિખે છે. તેઓ બીજાને મદદ કરતાં અને દિલાસો આપતાં શિખે છે. તે ઉચ્ચભુવનમાં અજ્ઞાનીઓને મદદ અને દિલાસો આપવાનું વિશાળ ક્ષેત્ર તેઓ વાસ્તે ખુલ્લું છે. અને જ્યારે તેઓ પ્રેમ અને દયાનો સંદેશો ફેલાવતા તે પ્રકાશિત પ્રદેશોમાં વિચરે છે, ત્યારે તેઓને આ સુંદર પ્રાચીન સિદ્ધાંતનું રહસ્ય સમજાય છે કે "In as much as ye have done it unto one of the least of these My brethren,

ye have done it unto Me" "આ મારા ભાઈઓમાંના એક નાનામાં નાના પ્રાણિને વાસ્તે જે તમે કર્યું છે, તે ખરેખર તમે મારે વાસ્તેજ કર્યું છે."

અને જેઓ રમવાને પણ અશક્ત છે, એવાં બહુજ નાનાં બાળકો વિષે શું કહો છો? તેમને વાસ્તે જરા પણ ફીકર ન રાખો. કારણકે ઘણી મરણ પામેલી માતાઓ તેમને છાતી સરસા ચાંપવાને, તેમની આવતા સ્વાગતા કરવાને અને પોતાનાજ બાળકો હોય તેમ તેમને સ્હાવાને તૈયાર હોય છે. મોટે ભાગે આવાં બાળકો સૂક્ષ્મભુવનમાં બહુજ થોડો વખત રહે છે, અને પૃથ્વીપર એકવાર ફરીથી પાછાં આવે છે, અને ઘણું કરીને તેજ માબાપને ઘેર જન્મ લે છે. આ બાળકોના સંબંધમાં મધ્યકાળના કેટલાક ધર્મગુરૂઓએ એવી ભયંકર વાત કરી કાઢી હતી કે પવિત્ર સંસ્કાર ( Baptism ) ની ક્રિયા થયા વગરનું બાળક હમેશને માટે ઇશ્વરથી વિખુટું પડે છે. આ ક્રિયા એ ખરી ક્રિયા છે અને તે ઉપયોગ વગરની નથી. પણ કોઈએ એવી ભૂલમાં ન પડવું જોઈએ કે એક બાહ્ય ક્રિયા કરવાની રહી જવાથી ઈશ્વરના સનાતન નિયમોમાં ફેરફાર થઈ જાય અને પ્રેમાળ ઈશ્વરને બદલે તે નિર્દય જુલમી જબર બની જાય. ઉંઘમાં મરણ પામેલાની સ્થિતિએ ચઢી તેમને જગવાની શક્યતા વિષે આપણે હજુ સુધી બોલતા આવ્યા છીએ. અને આ રીત સ્વાભાવિક અને કુદરતને અનુસરતી છે. વળી પ્રેતવાદની અસ્વાભાવિક અને અકુદરતી રીત પણ છે, જે રીતથી મરણ પામેલાઓ થોડા વખતને સારૂ શરીર ધારણ કરે છે અને આપણી સ્થૂલ દૃષ્ટિએ પડે છે. ગુપ્ત વિદ્યાના અભ્યાસીઓ આ રીતની ભલામણ કરતા નથી; તેનું એક કારણ એ છે કે એવી મરણ પામેલાઓનો ઉન્નતિક્રમ અટકી પડે છે; અને બીજું કારણ એ છે કે એમાં કેટલેક ભાગતની અચોક્કસતા છે. કારણ કે તેમાં ઠગાવાનો અથવા તો બીજાનું નામ દેવાનો સંભવ છે. આ વિષય એટલો મોટો છે કે આટલા નાના લેખમાં તે ચર્ચી શકાય નહિ; પણ મરણ પછીની સ્થિતિ (The other side of Death) એ નામના પુસ્તકમાં બહુજ વિસ્તારથી તે વિષયનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પુસ્તકમાં એવા કેટલાક દાખલાઓ વર્ણવેલા માલુમ પડશે કે જેમાં મરણ પામેલાઓ તરતજ આ સ્થૂલ ભુવન તરફ પાછા વળે છે અને અનેક રીતે દેખાવ દે છે—અને આનું મુળ કારણ એ હોય છે કે તેમને માટે કાંઈ કરવાનું રહી ગયું હોય છે. આવી બાબતોમાં જેમ બને તેમ જલદીથી તેમની શી માગણી છે તે શોધી કાઢવી અને બની શકે તો તેમની ઇચ્છાઓ પૂરી પાડવી કે જેથી તેઓનાં મન શાન્ત થાય.

મેં ઉપર જે સઘળું કહ્યું છે, તેનો જો બરાબર રીતે તમને ખ્યાલ આવ્યો હશે તો તમે હવે સમજી શકશો કે આપણા મરણ પામેલા સ્વજનસારૂ શોક ધરવો એ ગમે તેટલું સ્વાભાવિક હોય તોપણ તે શોક ભુલભરેલો છે અને અનર્થકારી છે, માટે આપણે તેને,વશ કરવો જોઇએ. તેમને વાસ્તે દિલગીર થવાનું કાંઇ કારણ નથી; કારણ કે તેઓ વધારે વિશાળ અને સુખી દુનિયામાં ચાલ્યા ગયા છે. જો આપણને તેમનાથી થયેલા કાલ્પનિક વિયોગને સારૂ આપણે દિલગીર થતા હોઇએ તો ખરેખર આપણે એક ભ્રાન્તિને સારૂ રડીએ છીએ, કારણ કે તેઓ આપણાથી વિખુટા પડ્યાજ નથી અને વળી આપણે તેવી રીતે રડવામાં સ્વાર્થી છીએ. કારણ કે આપણે તેમના ખરા અને મોટા લાભનો વિચાર ન કરતાં આપણા દેખીતા નુકશાનનોજ વિચાર કરીએ છીએ. આપણે તદન નિસ્વાર્થી થવાને પ્રયત્ન કરવો જોઇએ, કારણ કે **સઘળો પ્રેમ ખરેખર નિઃસ્વાર્થી હોવોજ જોઇએ.** આપણે આપણો નહિ પણ **તેમનો** વિચાર કરવો જોઇએ.

**આપણી** શી ઇચ્છા છે અથવા આપણને શું લાગે છે તેનો વિચાર નહિ કરતાં **તેમને માટે સારૂં શું** છે અને તેઓની ઉન્નતિને મદદગાર શું છે તેનો વિચાર કરવો જોઇએ.

જો આપણે દિલગીર થઇએ, જો આપણે ઉદાસી અને ગ્લાનિને વશ થઇએ, તો આપણા-માંથી એક ભારે વાદળ નીકળે છે કે જે તેમના આકાશને અંધકારમય બનાવી દે છે. તેઓની આપણા તરફની દિલસોજી અને પ્રેમને લીધે આ ભયંકર વાદળની તેમના પર ભારે અસર થાય છે. જો આપણી દઢ ઇચ્છા હોય તો આ પ્રેમને લીધે મળતી શક્તિનો તેમને અડ-ચણ કરવાને બદલે તેમને મદદ કરવામાં આ-પણે ઉપયોગ કરી શકીએ. પણ તેવું કામ કરવામાં ધૈર્ય અને આત્મભોગની જરૂર છે. આપણા મરણપામેલા સ્વજનોને બની શકે તેટલી સહાય આપવાની આપણી આતુરતા—પ્રેમાળ ઇચ્છાને લીધે આપણે આપણી જાતને તદ્દન ભૂલી જવી જોઇએ, આપણો દરેક વિચાર અને આપણી દરેક લાગણી **તેમને અસર કરે** છે, માટે આપણે સંભાળ રાખવી જોઇએ કે જે વિચાર વિશાળ, મદદગાર, ઉચ્ચ અને શુદ્ધ ન હોય તેવો કોઈ પણ વિચાર આપણામાં રહેવા ન પામે.

આપણા સંબંધમાં તેમને ચિંતા થાય છે તે વાત મોટે ભાગે ખરી હોય તો આપણે નિરંતર આનંદમાં રહેવું; અને આ પ્રમાણે તેમને ખાત્રી આપવી કે આપણે વાસ્તે ચિંતા રાખવાની તેમને કાંઇપણ જરૂર નથી. જ્યારે તે જીવતા હતા, ત્યારે મરણ પછીની સ્થિતિ-ના સંબંધમાં જો તેઓને ચોકસ અને વિગત-વાર માહીતી ન મળી હોય તો આપણે જેમ બને તેમ જલ્દીથી તે માહીતી જાતે મેળવી લેવી અને આપણી રાત્રિની તેમની સાથેની વાતોમાં તે તેમને આપવી. આપણા વિચારો અને લાગણી-ઓનું ઘણી જલ્દીથી તેમનામાં પ્રતિબિંબ પડે છે, તેથી કરીને આપણા વિચારો અને લાગણીઓને નિરંતર આપણે ઉત્સાહજનક અને ઉચ્ચતાને પ્રેરનારાં બનાવવાં જોઇએ.

**"જો આવસ્તુઓ તમે જાણતા હો અને તે પ્રમાણે વર્તતા હો તો ખરેખર તમને ધન્ય છે!"**

સર્વનું ઐક્ય સમજવાને પ્રયત્ન કરો. ઈશ્વર એક છે અને તેમાં સર્વનું ઐક્ય છે. જો તે સનાતન પ્રેમનું ઐક્ય આપણામાં ઉતરી શકીએ તો આપણા માટે શોક રહેશેજ નહિ. કારણકે આ-પણે પોતાનામાટે તેમજ આપણે જેમને ચ્હાઇએ એ તેમને માટે એવો અનુભવ મેળવીશું કે આપણે જીવીએ કે મરીએ, પણ આપણે ઈશ્વ-રમાં છીએ અને આપણે આ ભુવનમાં હોઇએ કે હવે પછીના ભુવનમાં હોઇએ છતાં આપણે ઈશ્વરમાં હરીએ ફરીએ છીએ, અને આપણું મધ્ય બિન્દુપણ ત્યાંજ છે, શોકની લાગણી એ **અશ્રદ્ધાની** લાગણી છે, અજ્ઞાનની લાગણીછે. જેમ આપણે વધારે જાણીશું તેમ આપણામાં વધારે શ્રદ્ધા જામશે અને આપણને નિઃસંદેહ એમ લાગવા માંડશે કે આપણે અને આપણા મરણપામેલા સ્વજનો એકસરખીરીતે સંપૂર્ણ પ્રેમથી ચાલતી સંપૂર્ણ શક્તિ અને સંપૂર્ણ જ્ઞાનના હાથમાં છીએ.

---

મરણ પછીની સ્થિતિ સંબંધી ઘણીએક બાબતો આપણા આ જીવનને ઉચ્ચતર બના-વવામાં મદદગાર છે, માટે દરેક મનુષ્યે તે બાબતોનો અભ્યાસ અને શોધ ખોળ કરવી એ ફાયદાકારક છે. મી. લેડબીટર કે જેમણે સ્વાનુભવથી જોયેલી વાતોનું સંક્ષિપ્ત વર્ણન એક ન્હાના પૅમ્ફલેટમાં હમણાં બહાર પાડ્યું છે ( કે જે પૅમ્ફલેટ ઉપરથી આ લેખ લ-ખાયો છે ) તે જ લેખકે આ વિષય ઉપર પુષ્કળ પ્રકાશ અગાઉ કહેલા 'The other side of deatk' નામના મ્હોટા પુસ્તકમાં પાડ્યો છે. વળી 'સાઇકીકલરીસર્ચ સોસાઇ-ટી'નાં ઘણાં લખાણોમાંથી પ્રયોગ કરીને શો-ધાયલાં સત્યો મળી આવે છે. તેમજ હિંદુ જૈન, બુદ્ધ વગેરે ધર્મના પ્રાચીન પુસ્તકોનું ગુઢ રહસ્ય સમજવા કોશીશ કરીએ તો પણ એવી એવી વાતો સમજી શકાય તેમ છે. માટે શાસ્ત્રો વાં-ચતાં તો તેના બાહ્ય અર્થમાં ગોંધાઇ ન રહેતાં ગુપ્ત અર્થને સમજવા તરફ સદા લક્ષ આપવું જોઇએ.

# श्रीकृष्ण अने गोपीओ.

—तत्संबंधे कंईक खुलासो—

( लेखक. पथिक )

—(०)—

श्रीभक्तना अधिपति साहेब:—

म्हने, रा. युनाने नीचेना खुलासा पुछवा देवानी रजा अर्पशो'

रा. युनाएमे 'श्रीभक्त'ना गतवर्षना ११-१२ मा अंकमां "श्रीकृष्ण अने गोपीओ" नामक तेमना लेखमां श्रीकृष्ण प्रभुनी अनेक लीलाओनुं वर्णन करतां करतां, तथा ते लीलाओना अनहद प्रेमभाव–शुद्ध विशुद्ध प्रेमभाव–मां डुबी, त्हेमना पोताना सिवाय अन्यजन समुहने मडानी उपमा अर्पी छे. अस्तु! तेनो केवल त्हेमना उच्च हृदयनी महत्वाकांक्षा दर्शावी आपे छे.

हवे म्हने म्हारा मूळ विषयपरत्वे बोलवा दो.

श्रीमद् भगवद् गीताना चोथा अध्यायना सातमा तथा आठमा श्लोकमां श्रीकृष्ण प्रभुए कह्युं छे के "हे भारत! ज्हारे ज्हारे धर्मनो नाश थाय छे, अने अधर्मनां व्यूह बने छे त्यारे हुं पोताने सर्जु छुं; तथा साधुओना संरक्षणार्थे, पापीओना नाशार्थे, अने धर्मनु पुनःस्थापन करवा हुं युगे युगे जन्मुं छुं." आम छे परंतु पुत्र थवाना कोल परिपूर्ण करवा अथवा कोईना स्वामि थवा अवतरवानुं त्यांतो दर्शाव्युं नथी. परंतु तेने माटे कोई भिन्न रस्ते विवेचन दर्शावाज छे.

गोपिकाओनी उत्पत्ति माटे रा. युना. श्री मद् भागवत, हरिवंश, गर्गसंहिता, पद्मपुराण अने वामन पुराणनां दृष्टांतो आपी ठेठ कंईक आचारनी पुरा ऐकज रुपे हता ते दर्शावे छे; अने ते वर्णन करी तेओ एम बतावे छे के " जुदा जुदा अवतारमां जे स्त्रीओ प्रभुनी थवा इच्छती हती, ते कृष्णावतारमां त्हेमना हुकमानुसार त्हेमनी थई." आम बतावी तेओ लखे छे के, श्रीमत्स्य-प्रभुए, श्रीवामन प्रभुए, तथा श्रीरामचंद्रे प्रसंगमां आवेली स्त्रीओ साथे आध्यात्मिक लग्न तो करी दीधां हतां तथापि 'भौतिक' वांच्छना अपूर्ण रहेवाथी ते कार्य श्रीकृष्णने करवुं पड्युं."

हवे म्हारो त्हेमने ए प्रश्न छे के:—

श्रीकृष्ण के जेओ गीतामां लखे छे के, हुं जे कार्य करुं छुं, ते मनुष्योने शीखववा माटेज करुं छुं." आथी जो लोक शिक्षकज अन्यनी भार्याओनां–त्हेमनो एक पति हयात होवाछतां त्हेमनी रजा सिवाय–आध्यात्मिक लग्न करे, तेतो एक जातनुं पापाचरणज कहेवाय. अने श्रीकृष्णना पोतानाज वचनप्रमाणे जो तेओ लोकशिक्षण काजे आवुं कार्य करता होय, तो पछी मनुष्योने व्यभिचार शीखववानुं त्हेमनुं प्राधान्य कर्म होवुंज जोईए, अने जो आम होय तो श्रीकृष्ण जेवा पवित्र अने साधु पुरुषना नामने खरेखरुं अपमान अर्प्युं ज कहेवाय.

रा. युनाए पथिकने प्रश्न कर्यो छे के "त्हमे कया कया ग्रन्थो वांच्या छे? कया गुरुपासे कथा श्रवण करी छे?" परंतु हुं श्री. युनाने पुछीश के आपे पोतेज आ ग्रंथो पो-

તાને પૂછી જોયા છે ! જો આમ કીધું હતે તો આવો ગોટાળો થવા પામતેજ નહીં.

ઘણાક પ્રસંગોમાં બને છે કે અમુકવ્યક્તિનો ખાસ પક્ષપાતીજ ત્હેનાં યશોગાન કરતાં કરતાં તે વ્યક્તિની નિન્દા કરે છે, જો હું ભૂલતો ન હોઉં તો રા. ચુનાના સંબંધમાં પણ આમ જ બન્યું છે.

શ્રીયુત્ સ્વ. બાબુ બંકિમચંદ્ર પોતાના 'શ્રીકૃષ્ણ ચરિત્ર' નામક ગ્રન્થમાં લખે છે કે "ગોપીઓને લગતો એક પણ શબ્દ મહાભારતમાં નથી, " આ ખરેખરૂંજ છે. કારણ કે જો તેમ હતે તો સભાપર્વમાં શિશુપાળે કૃષ્ણની નિન્દા કરી છે, તેમાં ત્હેનું આ કલંક દર્શાવ્યા વિના તે રહો હતેજ નહીં. વા તે સમયના લેખકે આંખઆડા કાન કીધા હતેજ નહીં, આજ પર્વમાં દ્રૌપદીવસ્ત્રાહરણ વાળા વિષયમાં 'ગોપીજન પ્રિય એવું લખેલું છે. પરન્તુ તેનો અર્થતો સુંદર બાળક પર સ્ત્રીઓનો જે સહજ પ્રેમ ઉતરે છે તે છે. તે સ્નેહ સિવાય અન્ય આશય માલુમ પડતો નથી.

આ ઉપરથી એટલુંતો સિદ્ધ છે કે મૂળ મહાભારતમાં ગોપિકાઓ સમ્બન્ધે બીલકુલ ઈશારો પણ નથી' પરંતુ ત્યાર પછીના ગ્રન્થોમાં આ વિષય દાખલ થવા પામ્યો છે, તેમાં શરૂઆત વિષ્ણુપુરાણથી થઇ છે, પરન્તુ તેમાં પવિત્રભાવે છે, હરિવંશમાં થોડો વિલાસ ભાવ છે, પરંન્તુ ભાગવતમાં તેનો વિસ્તાર વધી ગયો છે. અને છેવટે બ્રહ્મવૈવર્ત પુરાણકારે તો તેની સરિતાઓ રેલાવી દીધી છે. તથા શ્રીકૃષ્ણના પવિત્ર નામને બટ્ટો લાગે તેવું કીધું છે

રા. ચુના આગળ ચાલતાં જણાવે છે કે 'સામાન્ય પુરૂષમાં સામાન્યપણું હોવાથી એક સ્ત્રી રાખે છે, રાજાઓમાં વિશેષપણું હોવાથી તે વિશેષ સ્ત્રીઓ પરણી રાખે છે. જ્યારે સમગ્ર યુગના નિયંતા, સર્વના સ્વામિમાં અવિશેષત્વ હોય તો શામાટે સામાન્ય કરતાં વિશેષ અને વિશેષ કરતાં અવિશેષ રમણ ન કરે ?'

શું પ્રભુની પ્રભુતા વિશેષ વિલાસ પ્રિયતામાંજ ઉભરાઈ આવતી હશે ?

રા. ચુનાએ જો મહાભારતના ૭૮ મ અધ્યાયમાં દૃષ્ટિપાત કર્યો હતે, તો તેઓને જ જાત કે શ્રીકૃષ્ણે પોતે કહ્યું છે કેઃ—

**'अहं हि तत् करिष्यामि परं पुरुषकारतः।**
**दैवं तु न मया शक्यं कर्मकर्तुं कथञ्चन॥**

અર્થાતઃ—મારે જેટલો પુરૂષાર્થ બનશે તેટલો હું કરીશ પણ દૈવ કર્મ મારાથી કોઇ રીતે કરવા સમર્થ નહિ થવાય.'

આ ઉપરથી સ્પષ્ટ સુચન થાય છે—શ્રીકૃષ્ણ પોતેજ કબુલ કરે છે—કે તેઓ પ્રભુ પોતે તો નહોતાજ આમ છતાંએ કૃષ્ણે પુષ્કળ સ્ત્રીઓ કીધાની વાત પણ તદન અસંભવિતજ છે. નરકાસુરનીજ ફક્ત સોળ હજાર કન્યા હોય તે શું ખરૂં છે ?

વિષ્ણુપુરાણમાં શ્રીકૃષ્ણની આયુષ્ય મર્યાદા ૧૨૫ વર્ષની વર્ણવી છે. અને ઉપર કથિત સ્ત્રીઓનાથીજ ત્હેમને ૧૮૦૦૦૦ પુત્ર થયેલ વર્ણવ્યા છે. તો સરેરાશ ગણતાં શ્રીકૃષ્ણને પ્રતિ વર્ષે ૧૪૪૦ પુત્ર થવા જોઈએ. શું ધર્મનું રક્ષણ કરવા ઉદ્ભવેલ અંશાવતાર પોતાનો સઘળો સમય— અને તે બાલ્યકાળના પ્રથમ દિવસથીજ પુત્રોત્પત્તિમાંજ ગાળતા હતા ?

ગોપિકાઓ માટે મી. ચુનાએ ઘણું વર્ણવ્યું છે, જ્યાં હું ત્હેમને પૂછી શકીશ કે તેઓ અન્યની સ્ત્રીઓ હતી કે નહીં ! અને જો મી. ચુના લખે છે તેમ શ્રીકૃષ્ણે ત્હેમની સાથે લૌકિક વ્યવહાર કીધો હોય તો, તેઓ પણ જરૂર દોષના અધિકારી હોવાજ જોઇએ, કે નહીં ?

હવે આપણે કાલિન્દી વાળા વિષયના વિચાર કરીશું.

મી. ચુના લખે છે તેમ જો તેઓએજ શાસ્ત્રના શુદ્ધ રહસ્યનો વિચાર કીધો હતે તો

તેઓને સહજ સમજાતે કે કાલિન્દી એટલે કાળા રંગવાળી, અંધકારમય, ઘોર નાદવાળી, કાળા—વખત—ની નદી—પ્રવાહ—આમજ છે. જો કદાચ આમ નહોય તો નદીમાં માર્ગ થવાનું, દૃષ્ટાંત કયા ગ્રંથમાં છે ? તે સપ્રમાણ લખવા તેઓ તસ્દી લેશે.

' રાસ ક્રિડા વિષે પણ આમ થઈ શકે.

રાસ એ એકજાતની નિર્દોષ રમત છે. અને જે અદ્યાપિ પણ ઉત્તર આર્યાવર્તમાં પ્રચલિત છે. પ્રખ્યાત ટીકાકાર શ્રીધર સ્વામીએ 'રાસ' નો અર્થ આ પ્રમાણે કર્યો છે:—"अन्योन्य व्यतिषक्तहस्तानां स्त्रीपुंसां गायतां मण्डलीरूपेण भ्रमतां नृत्यविनोदः रास नामः। એટલે કે સ્ત્રીપુરૂષ એક બીજાના હસ્તગ્રહી ગાતાં ગાતાં ગોળાકારે ફરતાં ફરતાં નૃત્ય કરે તેનું નામ 'રાસ.' આ રાસલીલાનો અર્થ ગૂઢ છે. ધર્મતત્વમાં કહ્યું છે કે:—

મનુષ્યત્વ એજ માણસનો ધર્મ, એ મનુષ્યત્વના ધર્મનું ઉપાદાન તે આપણી વૃતિઓનાં અનુશીલન, પ્રસ્ફુરણ તથા ચરિતાર્થતા. એ વૃતિઓના ચાર વિભાગ થઇ શકે છે; શારિરીકી, જ્ઞાનાર્જની, કાર્યકારિણી તથા ચિત્તરંજની: એ વૃત્તિઓદ્વારા આપણે સૌંદર્યાદિનું અવલોકન કરી નિર્મળ અને અતુલ આનંદ ભોગવીએ છીએ તેનું નામ ચિત્તરંજન કરનારી વૃત્તિ તેનું પુરેપુરૂં અનુશીલન થાય તો સચ્ચિદાનંદમય જગત તથા જગન્મય સચ્ચિદાનંદના સ્વરૂપનો સંપૂર્ણ અનુભવ થાય. એ વૃત્તિનું અનુશીલન ન થાય તો ધર્મની હાનિ થવાનો સંભવ છે.

હવે જે આદર્શ પુરૂષ, જે નમૂના જેવો મનુષ્ય છે, તેની કોઇ પણ વૃત્તિ અનુશીલન વગરની વા સ્ફૂર્તિહીન હોય એવો સંભવજ નથી આ રાસક્રીડા તે કૃષ્ણ અને ગોપીઓ દ્વારા થયેલા ચિત્તરંજન વૃત્તિના અનુશીલનનું ઉદાહરણ છે. આ રાસલીલામાં ગોપીઓની ચિત્તરંજન વૃત્તિથી હેમની ભક્તિમાં વધારો થયો,તેઓ કૃષ્ણની અનુરાગિણી થઈ અને તેથી પોતાનેજ કૃષ્ણ તરીકે ઓળખવા લાગી. અને માત્ર કૃષ્ણના સૌંદર્યનાં ચિંતનથી અનુરાગિણી ગઈ.ઇત્યાદિ માપરમાત્માના અને હતું જે જ્ઞાન, જે યોગીનાયોગનો અને જ્ઞાનીના જ્ઞાનનો છેલ્લામાં છેલ્લો ઉદ્દેશ છે, તે હેમણે પ્રાપ્ત કર્યો, અને ઇશ્વરમાં લીન થઈગઈ.

શું આને કોણ વ્યભિચારપણું કહેશે ? પરંતુ હરિવંશપુરાણ, અને ભાગવતમાં ઉલટુંજ છે અને તેથી જનસમાજનો પુષ્કળ ભાગ તે તરફ દોરવાઇ જઇ મહાન પવિત્ર કૃષ્ણને કલંક ઓઢાડવા પ્રયત્ન કરે છે.

'વસ્ત્રહરણ' વાળો વિષય મહાભારત, વિષ્ણુપુરાણ, કે હરિવંશમાં નથી. પરન્તુ તે માત્ર ભાગવતકારની કલ્પનાજ હોવી જોઈએ. છતાં તેમાંપણ ભક્તિનું ખરેખરૂં તત્વ દર્શાવ્યું છે. તે એજકે એ ગોપીઓએ શ્રીકૃષ્ણને પોતે પોતાની વહાલામાં વહાલી લજ્જા પણ અર્પણ કરીદીધી. આમ છતાં એ અર્પણ કામાતુરની લજ્જાનું અર્પણ નહોતું પરંતુ જેનો લજ્જાપરથી અંકુશ ખસી ગયેલો, એવી લજ્જાવિવશ સ્ત્રીની લજ્જાનું એ અર્પણ હતું: અને તેથીજ હેમણે ઇશ્વરને સર્વાર્પણ કર્યું કહેવાય છે.

શ્રીકૃષ્ણે ભગવદ્ગીતામાં કહ્યું છે કે:-

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥

જે તું કરે, જે ભોગવે, જે હોમે જે દાન કરે જે તપ કરે, તે સર્વ હે કૌન્તેય ! મ્હને અર્પણ કર. ગોપીઓનો એવો આ સ્વાત્માર્પણ શું વ્યભિચારમાં ગણાય ખરો કે ?

બ્રાહ્મણ કન્યાઓના અત્યંત વિનવણાંનાં હેમને મદદ નકરતાં "જુઓ, શરીર સંબંધ એથી માત્ર અનુરાગ જણાતો નથી. હમે મ્હારામાં હમારૂં ચિત્ત પરોવો, તો હું હમેશ સુધી હમને પ્રાપ્ત થઇશ મ્હારે વિષે શ્રવણ, મ્હારાં દર્શન, ધ્યાન અને અનુકીર્તન કરવાથી જેવો હું મળી શકીશ, તેવો હમારા મ્હારી પાસે રહેવાથી મળી શકીશ નહિ. માટે હમે હમારા ગૃહે પાછાં ફરો," આવો ઉપદેશક શ્રીકૃષ્ણ કોઇકાળે પણ વ્યભિચારી હોઈ શકે ? આ સર્વથી જણાશે કે ગોપિકાઓ સાથે કૃષ્ણનો સંબંધ કેવો હતો. इत्यलम्

सुज्ञेषु किं बहुना.

# मारी दुनीयानी मुसाफरी.

## MY TRIP ROUND THE WORLD.

(Goverdhan I. Patel. B. A)

### પ્રકરણ ૨.

### એડનથી માર્સેલ્સ.

(Aden to Marseilles.)

"Port Said and Cairo are undoubtedly the two most immoral cities on the face of the globe, that is within the confines of the native districts, and if the sands whereon these cities are built could speak, they would tell awful tales." (Perkins.)

* * * * *

"Place me somewhere east of Suez where the best is like the worst, and there are no ten Commandments, and a man can create a thirst." (Kipling)

* * * * *

"પોર્ટ સઇદ ભુલી જવાય એમ નથી. એક નવ વરસનો નાપાક જાદો 'કાર્ડ' વેચવા માટે વાસામાં ભરાયા કરતો હતો પણ મેં તેને ગરદનમાંથી પકડયો અને 'સીપાઈ સીપાઈ' કરી શોર બકોર કરી મેલી કે રોતમીની પેઠે મરડાઈ મચડાઈને મારા હાથમાંથી નાઠો. પોર્ટ સઈદમાં પાછળના દેશી મહોલ્લાઓમાં રાતની વેળા કે કોઇની વેળા એકલા જવું નહિ, કેમકે ત્યા વસતા ઘણાખરા લોક 'ફરેસ્તા' છે બીજું ત્યાની દુકાનોમાં ગાઈડની સાથે જવું નહિ. કેમ જે ભાવમાં ૨૦ ટકા ચઢાવવાનો ધારો છે. ચાહે પાણીનાં રેસ્ટોરાંમાં જવું તો ભાવ પહેલાંથી પડવાને ઓસકાવું નહિ, કેમજે નહિ તો ચાહના કપનો સવા દોઢ રૂપીઓ આપવો પડશે" (વીલાયતી વેહેવ.)

* * * * *

કોઈ પણ સ્ટીમરને ફક્ત જોવા ખાતર જોવી એ કરતાં તેમાં જાતે મુસાફરી કરવાની છે તેથી જોવી એમાં જોવાની લાગણીમાં ફેર પડે છે. અને તેથી પણ વિશેષ વિલક્ષણ લાગણી સ્ટીમર ચાલવા માંડ્યા પછી તરતજ પોતાની વ્યવસ્થા ગોઠવવા માટે નવાં માણસોમાં તથા નવિન વાતાવરણમાં અટવાતી વખતે ઉત્પન્ન થાય છે.

આવી લાગણીને વશ થતો હું પર્સરની ઓફીસ પાસે આવ્યો. તપાસ કરતાં સમજાયું કે સ્ટીમરમાં નવા પેસેંજરો ટ્રાન્સફર થયેલા હોવાથી તથા કેટલીક વ્યવસ્થા ગોઠવવાનું કામ ચાલતું હોવાથી પર્સરની પાસેથી તત્કાલ દાદ મળી શકે તેમ નથી. લગભગ સાંજ પડવા આવતાં કેટલીક તપાસ કરાવી હું છેવટે પર્સરને મળ્યો અને તેને મારી હકીકત જણાવી. કેટલીક દલીલોને અંતે તેણે મને તે બ્લોકમાં આગળના ભાગમાં કેબીન પસંદ કરવાની રજા આપી, પરંતુ ત્યાં મોળે દિવસે દિવા કર્યા વિના દેખાય તેવું ન લાગ્યાથી મેં તે પસંદ કરી નહિ, અને ૪૫૮ નંબરની પ્રાપ્ત વસ્તુમાંજ સંતોષને ધારણ કર્યો.

રાત્રિ પડવા આવી અને જમવાનો ઘંટ વાગતાં પેસેંજર મંડળ ડાઇનીંગ સલુનમાં બેઠું થવા માંડ્યું. પહેલે દિવસે બેસવાની જગા ડાઇનીંગ સલુનના સ્ટુઅર્ડ તરફથી નક્કી કરી આપવામાં આવે છે તે નિયમે મને વચમાંના મોટા ટેબલપર અંગ્રેજોની લાઇનમાં તથા એક પારસી સદ્ગ્રહસ્થની બાજુમાં આપવામાં આવી. બીજાં ટેબલો ઉપર તથા મારા મોટા ટેબલપર મળી લગભગ પંચાવન સ્ત્રી પુરૂષોની સંખ્યા

મારી ગણત્રીમાં આવી. મારા ટેબલના સ્ટુઅર્ડને મેં મારે માટે માત્ર ભાજીપાલો લાવવાનો હુકમ આપ્યો હતો. થોડા વખતમાં બાજુ ઉપરના ટેબલપર એક નાની સરખી ઘાંગીના ઉપર એક સ્ટુઅર્ડે એક ટકોરો માર્યો કે પીરસનારઓ ( Waiters ) ની ટોળી બારણામાંથી નિકળવા માંડી.

અમેરિકન રીવાજ ( American system ) એવો હોય છે કે દરેકને પોતાની પસંદગીની વસ્તુ નાની નાની રકાબીઓમાં મુકી તેની પાસે મુકી આપવામાં આવે છે, જેથી જમનાર સ્વતંત્રપણે બીજા તરફની અડચણ સિવાય પોતાને ઠીક લાગતા પ્રમાણમાં તેનો ઉપયોગ કરી શકે છે. અંગ્રેજી રીત ( English system ) પ્રમાણે સ્ટુઅર્ડ એક મોટી રૂપાની રકાબીમાં ખાવાનું લાવે છે અને તે પોતાના બ્લોકની દરેક ખુરશીએ એક પછી એક પાસે ધરી જાય છે અને તેમાંથી જમનાર પોતાને જોઇતું લઈ લે છે. તે સિવાય અંગ્રેજી રીવાજમાં એક પછી એક વારા પ્રમાણે જમવાની વસ્તુઓનાં પીરસણ ( courses ) નિકળે છે જેથી કોઇને ચોથી ડીશ જોઇતી હોય તો તેણે તેનો વારો આવે ત્યાં સુધી વાટ જોઈ બેસી રહેવું પડે છે. આ રીવાજ મુજબ એક પછી એક એમ ટકોરા પ્રમાણે થોડી થોડી મિનિટોને અંતરે રકાબીઓના વારા આવ્યા જતા હતા પરંતુ મારી શાકભાજીનાં દર્શનની ઝાંખી પણ થતી ન હતી. બધે નજર નાંખતાં સર્વ કોઈ જમવાના આનંદમાં તલ્લીન દેખાતું હતું ત્યારે મારે મુંગે મોઢે સ્થિર દ્રષ્ટિથી મારી રકાબી ખાલી રાખી બેસી રહેવું પડતું હતું. કેટલાક પેસેંજરોની ઉજાસા મારા તરફ વધતી જતી હોય એમ પણ મને સમજાઇ આવતું હતું. મારી પાસે બેઠેલા જજસાહેબ કે જેમની સાથે મારે થોડી પીછાણ હતી તેઓ બોલ્યા કે કેમ તમે જમતા નથી. મેં ગંભીરતાથી કહ્યું કે હું માત્ર વનસ્પતિ આહારજ લઉં છું તેથી તેની રાહ જોઉં છું. અડધો કલાક થતા આવ્યા પછી બટાકા આવ્યા અને ઘણી સાવચેતીથી મેં મારી રકાબીમાં જોઇતા પ્રમાણમાં લીધા. બીજાં પણ શાકભાજી આવ્યાં જે સઘળાં માત્ર ઉકાળેલાં અને બેસ્વાદજ હતાં. ઉપરથી મીઠું તથા મરી નાખી મેં ભાવે કભાવે ખાઇ લીધાં અને ઉપરથી ફળ, બદામ, દ્રાક્ષ વગેરે યોગ્ય પ્રમાણમાં ખાધાં.

રાત્રે ડેક ઉપર સુવાનો નિશ્ચય કરી સ્ટુઅર્ડ પાસે પથારી કરાવી. સ્ટીમરના સંચાઓનો ઘરરર ઘરરર અવાજ ચાલ્યા કરતો હોવાથી તે દિવસે સ્વસ્થ નિદ્રા આવી શકી નહિ. અંગ્રેજી રીવાજ પ્રમાણે પથારીમાંથી ઉઠતાં ચહા, બીસ્કીટ અને ફળ આપવામાં આવે છે, પરંતુ મેં સ્નાનાદિકથી પરવારી નાસ્તા ( Breakfast ) વખતેજ ચહા વગેરે લેવાનો રીવાજ રાખ્યો હતો. સવારે બ્રેકફાસ્ટ ( Breakfast ), બપોરે લન્ચ ( Lunch ), સાંજના ચહા ( Tea ), અને રાત્રે ડીનર (Dinner) એ પ્રમાણે સ્ટીમરપર જમવાની વ્યવસ્થા હોય છે, તેમાંથી ઘણીખરી વખત સાંજની ચહા હું લેતો ન હતો તથા લન્ચ પણ કેટલીક વખત થોડી લેવામાં આવતો હતો.

ક્રમે ક્રમે મારો પરિચય એક વૃદ્ધ અંગ્રેજ જજસાથે વધતો જતો હતો અને તેમણે મને કેટલાક રીતરીવાજ માટે સૂચના કરવાથી મેં તેમને તેમના રીવાજો ખુલાસાથી મને સમજાવવા જણાવ્યું. પરિચયને અંગે તેમની સાથે કેટલીક ખુલાસાવાર વાતો થઇ, જેમાંના મુખ્ય મુદ્દા મેં મારી કેબીનમાં જઇ મારી નોંધ પોથીમાં નીચે પ્રમાણે નોંધી લીધા.

"જમતી વખતે પીરસણવાળી ડીશમાંથી તેના જ ચમચાથી લેવું. આપણા તેને અડકવા નહિ. વળી ટોસ્ટ ( Toast—એક જાતની સેકેલી રોટલી ) વગેરે છરીથી કાપીને લેવા. બનતા સુધી પોતાની છુરી ડીશમાંજ મુકી લેવું. Vegetables ( શાક-

સાહ્ય) બે ત્રણ ભેગાં કરી મસાલો નાખી ખાવાં. Butter ( માખણ ) આપણી રકાબીના છેડા ઉપર લેવું. મસાલા માટે આખુ સ્ટેન્ડ ( Stand ) લેવું અને તે Pass-of (આગળના માણસને આપવાનું) કરવું. જે ચીજો જ્યાંથી લીધી ત્યાં મૂકવી. ટેબલ-કલોથ બગડે નહિ તે સંભાળવું. નેપકીન માત્ર આંગળી લ્હોવા તથા ખોળાપર પાથરવામાં વાપરવો. અને છેવટે ગડી કરી મૂકવો. જોઇએ તેટલું લેવું, બનતા સુધી બગડે નહિ. કાંટા ( fork ) થી વધુ ખાવાનો અભ્યાસ પાડવો. ચમચા ક્વચિત્ વાપરવા."

હું ઓછું જમું છું એ બે ત્રણ દિવસ બારીકીથી નિહાળ્યા પછી મારા આ મિત્રે એક દિવસ વાર્તા કરતાં મને કહ્યુ " Young man ! if you won't take meat you will die before you reach California " ! તમે માંસ નહિ ખાઓ તો કેલીફોર્નીયા પહોંચતા પહેલા સ્વધામ (મૃત્યુ ધામ) પહોંચી જશો ! મેં પણ હસતાં હસતાં ઉત્તર આપ્યો. " Well ! I have strongly determined to pull on as far as I can, and I think I will succeed-અને ત્યાં સુધી નિભાવવાનો મારો દૃઢ નિશ્ચય છે અને હું ધારૂં છું કે હું ફતેહમંદ થઇશ.

આ પ્રમાણે હૃદયના બળને દૃઢ કરવાનો પ્રયત્ન કરતાં, નડતી અગવડોમાં નિભાવ કરી લેતાં, જેની જેની સાથે જે જે પ્રસંગે વાત-ચિતનો પ્રસંગ નિકળે તેમાં નિયમ પ્રમાણે સ્વમાનની લાગણીની સંભાળ રાખી ભાગ લેતાં, શરીરની શિથિલતાના વખતમાં ખુલ્લી હવામાં ઉભા રહેતાં અથવા ફરતાં ( મારી desk chair-ખુરશી સાલસેટ સ્ટીમરમાંથી આ સ્ટીમરમાં મારા સામાન સાથે આવેલી ન હોવાથી તથા ભાડે ખુરશી નહિ મળી શકવાથી ડેક ઉપર ઉભા રહેવાનો તથા ફરવાનો રીવાજ મારે પાડવો પડયો હતો, ) અને કેટલાંક સાથે રાખેલાં પુસ્તકોં વાંચતાં મારી મુસાફરી Red sea રાતા સમુદ્રમાં થવા લાગી.

આફ્રીકા ( Africa ) અને અરબસ્તાન ( Arabia ) ના કિનારાને જોડીને રાતો સમુદ્ર ( Red sea ) રહેલો છે. તેની લંબાઈ ૧૩૮૦ માઈલ જેટલી ગણવામાં આવે છે, અને પહોળાઇ સોથી બસો માઇલ સુધી છે. બંને બાજુએ મોટાં રણ આવી રહેલાં હોવાથી આ સમુદ્રમાં ગરમી વિશેષ પ્રમાણમાં જણાય છે.

આ સમુદ્ર પસાર કર્યા પછી સ્ટીમર સ્વેઝની નેહેર ( Svez canal ) પાસે આવે છે. નહેરમાં પેસતાં બે માઈલને અંતરે સ્વેઝ-Svez શહેર આવેલું દેખાય છે, જ્યાં ખાસ જોવા લાયક કાંઈ નથી. એક ઇંગ્લીશ અને એક ફ્રેંચ એમ બે દવા-ખાનાં ( Hospitals ) ત્યાં રાખવામાં આવેલાં છે અને શહેરમાં મીઠું પાણી દૂરની એક નહેર મારફત લાવવામાં આવેલું છે.

સ્વેઝની નહેર ( Svez canal ) લગભગ સો માઇલ જેટલી લંબાઇની છે અને પોર્ટ-સેદ ( Port Saed ) પાસે તે ભૂમધ્ય સમુદ્ર ( Mediterranian ) અને રાતા સમુદ્ર ( Red sea ) ને જોડે છે. આ નહેર તળીયે ૧૨૦ ફીટ પહોળી છે, અને ઉપરની સપાટીએ તેથી લગભગ બેવડી પહોળી છે; તેની ઉંડાઈ ૨૮ ફીટ છે. નહેરની સાધારણ પહોળાઇ કરતાં ૪૯ ફીટ વધુ પહોળાઇવાળાં તથા ૨૪૬૦ ફીટ લંબાઇવાળાં સાત સાઇડીંગ-Sidings રાખવામાં આવેલાં છે. જેથી સ્ટીમરોને પસાર થવામાં સગવડ પડે છે. આ નહેર-માંથી પસાર થતાં સ્ટીમરને લગભગ સત્તર કલાક થાય છે, અને દિવસે કે રાત્રે પસાર થતી વખતે સ્ટીમરથી ૪૦૦ ફીટ દૂર સુધી પ્રકાશ પડી શકે એવું ઝગઝગીત ફાનસ(Searchlight)રાખવામાં આવે છે.

આ નહેરની બાંધણીનો ઇતિહાસ જાણવા જેવો છે. Ferdinand de Lessops નામના કેરો-( Cairo Egypt ) ખાતેના ફ્રેંચ પ્રતિનિધિએ સાહસિક બળ અને હિંમતથી ભારે દોલત મેળ-વવાના શુભ આશયથી ઈજીપ્તના Consul-Gen-eral નો હેદ્દો છોડી દઈ આ નહેરનું સાહસ શરૂ કર્યું હતું ઈ. સ. ૧૮૫૮માં એક સમુદ્રથી બીજા સમુદ્રને જોડવાનો રસ્તો બાંધવાની પરવાનગી મેળવી અને ઈ. સ. ૧૮૫૫ માં યુરોપના પ્રખ્યાત ઇજનીયરોમાંથી " International Consula-tative Commission " બનાવવામાં આવ્યું.

માં કમીશન તરફથી નક્કી કરવામાં આવેલો હતો જે પોર્ટ ઈ. સ. ૧૮૫૬ માં વાઇસરોય તરફથી મંજુર કરવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૬૯ માં જ્યારે કામ પૂરૂં થયું ત્યારે ઈજીપ્તનું રાજ્ય યુરોપના પૈસા ધીરનારાઓના દબાણમાં આવી પડયું, કેમકે De Lesseps ના કારણથી ઈજીપ્તના પાદશાહોએ ભારે વ્યાજે નાણાં લીધાં હતાં. આખરે ઈજીપ્તની સરકારે ૧૭૬૬૦૨ શેરનાં વૉરન્ટ ચાળીસલાખ પૌંડથી લંડનમાં વટાવ્યાં. આથી ઇંગ્લંડ કે જે નહેરથી વિરૂદ્ધ મતવાળું હતું તેનો ઈજીપ્તની નાણાં વ્યવસ્થાની બાબતોમાં મોટો હીસ્સો જોડાયો. De Lesseps ની સત્તા પડી ભાગી અને કેડીની તીજોરીનો વહીવટ બ્રીટીશ અને ફ્રેંચ કમીશનના હાથમાં આવ્યો અને તે પછી ફ્રેંચે રાજીનામું આપ્યું. અરેબીક બળવા પછી અંગ્રેજ સિપાઇઓએ અને ખારસોએ બધું શાંત પાડયું, અને ઈજીપ્ત, ઇંગ્લંડનું સંસ્થાન થયું.

પોર્ટસૈદ ( Port Saed) માં પેસતાંજ Ferdinand de Lesseps નું મોટું પુતળું ( Statue ) આપણી નજરે પડે છે; તેના ડાબા હાથમાં નહેરનો નકશો દેખાય છે; તથા જમણો હાથ દરિયાઈ સત્તાઓને આવકાર આપતો હોય એવા ભાવવાળો જણાય છે. સ્વેઝની નહેરમાંથી અમારી સ્ટીમર દિવસે પસાર થઈ હતી તેથી આજુબાજુનાં રણ, વચમાં કાદવ કાઢનાર યંત્રોના દેખાવ, આરબો તથા ઉંટનાં ટોળાંનો જથો વગેરે જોવાનો આનંદ મળી શક્યો હતો. સવારમાં ઉઠતાં સ્ટીમર પોર્ટ સૈદ ( Port Saed) આવીને ઉભી રહેલી માલુમ પડી. જલદીથી પરવારી ડેક ઉપર આવી આજુબાજુના દેખાવો મેં જોવા માંડ્યા. cook-કુકની ઑફીસની સામેજ સ્ટીમર ઉભી રહી હતી તથા સ્ટીમરની આજુબાજુ હોડીમાં બેસી યુરોપીયન માણસો તથા છોકરીઓ એક તંતુવાદ્ય ( Guitar ) થી ગાતાં હતાં તથા ડેક પરથી સાંભળનારાઓ તેમના પર પૈસા નાખતા હતા. કેટલાક તરનારાઓ પાણીમાં નાખવામાં આવતા પૈસા ડુબકી મારી મોઢામાં પકડી લેતા હતા અને પૈસા નાખનારાઓને મોટી મોટી બુમો મારી ડુબકીઓ મારતા હતા. એક શરીરે બળવાન તરનારે એક બાજુથી ડુબકી મારી સ્ટીમર નીચે થઈ સામી બાજુએ નિકળી બતાવ્યું કે જેથી ઘણાઓએ તેના તરફ પૈસા ફેંક્યા.

નાસ્તો લીધા પછી એક સ્નેહી સાથે મારે બોટમાં બેસી કિનારે જવું થયું. કિનારે પગ મુકતાંજ સંખ્યાબંધ ઘુમાઘુમ કરતા માણસો ( Guides ) મુસાફરને ઘેરી લઇ જાતજાતના દેખાવો બતાવવાનું, ફરવા લઈ જવાનું, ખરીદી માટે દુકાનોમાં લઈ જવાનું વગેરે કહેવા માંડે છે, પરંતુ કોઈ ઉપર વિશ્વાસ ન મુકવો એ વિશેષ યોગ્ય છે.

કેટલાક સરીયામ રસ્તાઓ ઉપર ફરી, થોડી ખરીદી કરી હું તથા મારા મિત્ર હોટેલ કોન્ટીનેન્ટલ ( Hotel continental ) માં કોલ્ડડ્રિંક પીવા ગયા. હોટેલના આગળના ખુલ્લા કમ્પાઉંડમાં એક ટેબલ પાસે અમે બેઠા હતા અને રસ્તા ઉપરથી આરબ ઇજીપ્શીયન ટર્ક, રશીયન, સીરીયન, ગ્રીક, ઇટાલીયન, ફ્રેંચ, જર્મન, ઈંગ્લીશમેન, અમેરિકન વગેરે જુદી જુદી પ્રજાનાં માણસો પસાર થતાં નજરે પડતાં હતાં, તથા આખી દુનીયાની રંગભૂમિ નજરે પડતી હોય એવું ભાન થતું હતું. અમારી આજુ બાજુ બીજાં પણ ઘણાં ટેબલો ગોઠવેલાં હતાં અને થોડી થોડી વારે કંઈ કંઈ વેચનારાઓ અને ફેરીઆઓ અમારી પાસે પોતાનો માલ બતાવતા હતા. એક ગાન ર ટોળીમાં એક છોકરી ફરતી ફરતી ગાતી હતી તથા દરેક ટેબલ પાસે આવી પૈસા માગતી હતી; તે ઉપરાંત જાદુના ખેલ કરનાર છોકરાઓ પણ ફર્યા કરતા હતા. અમારે પણ નિયમ પ્રમાણે થોડા પૈસા નાખવા પડયા હતા. થોડી ખરીદી કરી અમારૂં સ્ટીમર પર પાછા ફરવું થયું.

જે મુસાફરોને કેરો Cairo જવું હોય છે તેઓ પોર્ટસૈદ ઉતરી રેલ્વેથી ચાર કલાકમાં જઈ શકે છે; અને પીરામીડ જોયા પછી એલેકઝાન્ડ્રીયાથી તેમને સ્ટીમ-બોટ મળી શકે છે.

પોર્ટસૈદ ( Port Saed ) છોડયા પછી સ્ટીમર ભૂમધ્ય સમુદ્રમાં (Mediterranean Sea ) આવે છે.

# मणिशंकर जटाशंकर कीकाणी.

લેખકઃ—જયસુખરાય વિ. પુરુષોત્તમરાય જોષીપુરા એમ. એ.

જૂનાગઢને ઘેરો ઘાલ્યો હતો અને તે વખતના નવાબ સાહેબ છેક બાલ્યાવસ્થામાં હતા, ત્યારે નવાબ સાહેબની તેમજ દિવાન અમરજીની સદા વિજયી કીર્તિને ઝાંખ ન લાગવા દેવાના શુભ વિચારથી પ્રેરાઈને નગરમાં વસતા **નાગરોમાંથી તેર વર્ષની વયની** ઉપરના સર્વે નાગર યુવકોને એકઠા કરી તે બાડવાના લશ્કરીઓને મારી હઠાવવામાં પોતાનું શુદ્ધનાગરત્વ તથા શૌર્ય પ્રદર્શિત કરી કીર્તિકન્યાની વરમાળ સ્વીકારી હતી. આ ઐતિહાસિક કથા ખરેખર પ્રત્યેક નાગરને તેમજ તેના વંશજને અભિમાન અપાવનારી તથા તેમની કર્તવ્યપરાયણ બુદ્ધિને અધિક ઉજ્જ્વલ કરાવનારી લેખી શકાય તેવી છે. એવીજ રીતે મણિશંકરભાઈનું મોસાળ પણ સુપ્રસિદ્ધ હતું. મણિશંકરના માતુલ ભગવાનલાલ કવિ ઉપરાન્ત એક મોટા રાજવિદ્યામાં કુશળ નાગર ગૃહસ્થ હતા.

**તેમનો બ્રિટિશ રાજ્ય સાથે સંબંધ.**

હવે મણિશંકરે આવશ્યકજ્ઞાન મેળવી લીધુંછે. હવે તે સંસારનાં વ્યવહારકાર્યો કરવાને સજ્જ થયા છે. ચતુર રાજવિદ્યાકુશળ શક્તિભક્ત માતુલની પાસે રહી, રાજકાર્યમાં પ્રવેશ કરવાને હવે તે સમર્થ થયા છે. મજમુદારીનો ભાર વહેવાને હવે તેઓ શક્તિમાન્ છે. ઈ. સ. ૧૮૩૭ ના વર્ષમાં મણિશંકરને આપણે બ્રિટિશ સરકારના કાઠિયાવાડમાંના રાજપ્રતિનિધિની કચેરીમાં કામ કરતા જોઈએ છીએ. ઈ. સ. ૧૮૪૦ માં જૂનાગઢની ગાદીને માટે ઉઠેલા વાંધાનું સમાધાન કરવાને કેપ્ટન લેકુથ સાહેબની સાથે રા. રા. મણિશંકર એક સૈન્ય સાથે પોતાનીજ માતૃભૂમિમાં પધાર્યા હતા અને સુખશાન્તિથી ધારેલું કામ પાર પાડવામાં ફતેહમંદ ઉતર્યા હતા. ઈ. સ. ૧૮૪૨માં તેમના પ્રિય માશીઆઈ ભાઈનો સ્વર્ગવાસ થતાં પોતાના શરીરથી તેમની સેવાહેલી ઉડી અને કાલેગના દુષ્ટરોગથી બચાતો ખરા પરન્તુ તે દિવસથી તેમને મુંઝનું દર્દ ચોટી ગયું. ઈ. સ. ૧૮૫૬ માં તેમણે પોતાનું નવું ઘર બંધાવ્યું અને તેના સંબંધમાં તેમણે શાસ્ત્રોક્ત રચના પ્રમાણે નકશો કર્યો હતો. ઈ. સ. ૧૮૭૩ માં તેમણે યાત્રાર્થે હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો અને તેઓ સ્વભાવથીજ અભ્યાસી તો હતાજ તેથી તેમણે જે કંઇ જોયું અથવા જાણ્યું તે સઘળું પોતાના કાઠિયાવાડી ભાઈઓને જણાવવા ખાતર તેમણે નોંધી લીધું. પોતાના સ્વદેશી બન્ધુઓને જેમ બને તેમ જ્ઞાનસુધાનું પાન કરાવવા તેઓ સતત મથતા હતા અને તેના પરિણામમાં આપણે તેમણે કરેલી ટીપો ઉપરથી જોઈ શકીએ છીએ કે તે મણિએ અંધકારમાં અટવાઈયાં ખાતા કાઠિયાવાડને અને તેમાં પણ છેક ખુણામાં ખુંચી બેઠેલા જૂનાગઢને પોતાના જ્ઞાનાનુભવ જ્યોતિવડે બને તેટલો પ્રકાશિત કરવામાં કશી પણ કચાશ રાખી નથી. તે પછી મણિશંકરભાઇ એજન્સી ( Agency ) માં જમી સુપરિન્ટેન્ડન્ટ (Superintendent) અને ( Treasurer ) ખજાનચી અનુક્રમે થયા; અને અન્તે વર્ષાસન લઇ સેવામુક્ત થઇ પોતાના આત્માનું, પોતાની જ્ઞાતિનું, પોતાની જન્મભૂમિનું અને વાસ્તવિક રીતે પોતાના દેશનું પ્રત્યક્ષ રીતે નહિ તો પરોક્ષ રીતે પણ તન મન ધનથી કલ્યાણ કરવામાટે નિવૃત્તિનિવાસ સ્વીકારી જૂનાગઢમાં આવી રહ્યા. પાછળથી જૂનાગઢના ઇતિહાસની શોધખોળ કરવાનું કામ તે શોધકને સોંપવામાં આવ્યું અને તેમણે એકત્ર કરેલી હકીકતો રા. ભગવાનલાલકૃત ઇતિહાસમાં તથા કાઠિયાવાડ ગેઝીટીયર (Gazetteer) માં માલુમ પડે છે. અન્તે ઈ. સ. ૧૮૮૪ માં કાઠિયાવાડના અજ્ઞાનરૂપી અંધકારમાં ઉજ્જ્વલ પ્રભાથી શોભતો મણિપ્રદીપ—જીર્ણદુર્ગની સાક્ષરમાળાનો એક અનુપમ મણકો—ગૂમ થઇ ગયો. વિશ્વોપકારક મણિશંકરના મૃત્યુને માટે સર્વત્ર શોક પ્રવર્તી રહ્યા અને તેના શિષ્યો, સંબંધીઓ, સ્નેહીઓ તથા તેમના સાક્ષરત્વામૃતથી જીવનસાર્થકતા કરવા પામેલા દેશીય તેમજ વિદેશીય પુરૂષોએ સ્થલે સ્થલે સભાઓ બોલાવી. તેમનાં સ્તુતિગાન કરી, તેમના આત્માને પરમશાન્તિ ઇચ્છી તેમની " **સંસ્મરણીયશોભા** " ને અહોનિશ દૃષ્ટિ સમીપ ટકાવી રાખવાને અર્થે અને જે સુરાષ્ટ્રમાં 'મણિશંકર જેવું મહામૂલું રત્ન ઉત્પન્ન થયું

ણિશંકરભાઈ સુધારક તરીકે અધિક મહત્તાને પામે તેમાં આશ્ચર્ય જેવું નથી. તોપણ એટલું તો નિઃસંદેહ કે રણછોડભાઈ મણિશંકરભાઈના સુધારક ઉપદેશક અથવા તો તેમના સુધારક પૂર્વજ તો હતાજ. તેની સાથે એટલું પણ નિર્વિવાદ છે કે સુધારાએ જે જૂનાગઢના ઇતિહાસમાં મોટું રૂપ ધારણ કરી જૂનાગઢના નામને સુધારાક્ષેત્ર તરીકે તે શતકમાં સુપ્રસિદ્ધ કરી મુક્યું હતું તે માત્ર મણિશંકરના પ્રતાપેજ. મણિશંકરભાઈના ઉત્પાદકશક્તિ અને વિવેકબુદ્ધિએ તે વખતના સુરાષ્ટ્રના અંધકારમાં સ્વતઃપ્રદીપ્ત થઈને જે પ્રકાશ પાડ્યો તે તે મહાત્માની પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરાવ્યા વિના રહેતી નથી. આ પૂર્વોક્ત વિચારો ઉપરથી સહજ અનુમાન ઉપર આવી શકાય છે કે મણિશંકરભાઈએ જૂનાગઢના નાગરવાડામાં આરંભેલો સુધારો કંઇ નવી વાત ન હતી. તેણે તો માત્ર જે અગ્નિ હતો તેને તેથી વિશેષ પ્રદીપ્ત કર્યો હતો. અને તેથી સુધારકતરીકે તેઓ જ ખરેખરી પહેલી પ્રસિદ્ધિને પામ્યા હતા. હવે આપણે ગુજરાત પ્રતિ દૃષ્ટિ ફેરવીશું. ગુજરાતમાં સુધારાનો જન્મ જ્યારે થયો, ત્યારે તે પાશ્ચાત્ય વિદ્યાના દૃષ્ટિપ્રિય રંગથી રંગાયલો હતો–કૃત્રિમ હતો,–તે તે ભૂમિને ભાવે તેવો નહિ હતો. તેનાથી ઉલટો સુરાષ્ટ્રનો સુધારો આર્યવિદ્યાના મૂલસિદ્ધા-તોથી અલંકૃત થયલો, સ્વદેશી અને લોકસમાજને ઉપયોગિ થઈ પડે તેવો હતો. મણિશંકરભાઈએ તથા તેના પૂર્વજ સુધારકોએ પ્રથમ સુધારામાર્ગ નિર્દેશીને પછીજ સંસારસુધારાનાં બીજ રોપ્યાં. ગુજરાતના સુધારકોએ એકમત નહિ થતાં પોતપોતાની વિવિધ રૂચિને અનુસરતા ઉપદેશ કરવા માંડ્યા. સુરાષ્ટ્રના સુધારાગૃહનું ક્ષેત્ર નાનું અને પાયો સ્વધર્મ ઉપર નિવૃત્તિ પ્રધાનપ્રવૃત્તિ ઉપર હતો. ગુજરાતનો સુધારો અમર્યાદ ભાગમાં–જનસમૂહમાં બોધાતો અને પ્રવૃત્તિપ્રધાન અનિશ્ચિત પરધર્મ મોહાચ્છાદિત ભાવનાઓથી સમજાતા આર્ય ધર્મના નામે પોતાનું કામ રકતો હતો. સુરાષ્ટ્રના ધુરંધર સુધારક વાસ્તવિક રીતે મણિશંકરભાઈ એકજ હતા, તેથી તેમની વૃત્તિઓ સ્વધર્મ વિમુખ થોડી હતી તેથી તેઓ તથા તેમનો સુધારો સુરાષ્ટ્રના જન સમાજને સામાન્ય રીતે અપ્રિય ન થઈ પડ્યો. અને ગુજરાતના સુધારકોની સંખ્યા મોટી અને તેમાં વળી એકમત નહિ તેથી તેઓ સર્વે માંહોમાંહે જુદાજુદા રહ્યા અને તેમના મુખે ઉપદેશાયલો સુધારાપંથ જનસમાજને અભાવતો નિવડ્યો અને પરિણામમાં તે કવિ નર્મદ રડી ઉઠે છે તેમ શિથિલતાને પામ્યો. આ સ્થળે લખતાં હર્ષોદ્‌ગમ થાય છે કે મણિશંકરભાઈએ–તે આદિ સુધારકે–દીર્ઘદૃષ્ટિ વાપરી. કવિ નર્મદ પોતાનાં ધર્મવિચારમાં જણાવે છે તેમ આર્યધર્મ અને તેમાં પણ સકલ જનસમાજને માન્ય વેદધર્મ ઉપર જે સુધારો રચેલો હતો તે એવો તો સરસ અને સર્વમાન્ય હતો કે, અન્તે પ્રવૃત્તિ ધર્મ પ્રધાન કવિ નર્મદનો સુધારાપંથ તેના પાદારવિંદમાં પડવા આવ્યા વિના રહી શક્યો નહિ. સુધારો શબ્દ સ્વભાવેજ સત્–ઉદ્ધારક હોઇને જે અનર્થતાને પામ્યો તેમાં દોષમાત્ર ગુજરાતના આર્યધર્મના પુસ્તકોના અપૂર્ણ અભ્યાસક માત્ર પાશ્ચાત્ય વિદ્યાના ઉપલક ઉપાસકોનોજ. તે સુધારકોએ આર્યશાસ્ત્રના સિદ્ધાન્તો અને દેશકાલ આદિ અન્ય સાધનોનો સંપૂર્ણ વિચાર કરીને પછીજ જો આર્યસંસારરૂપી ગૃહની રચનામાં ઘટતો ફેરફાર કરવાનું ધાર્યું હોત, તો ગુજરાતની જનસમાજમાં બહુ ખળભળાટ થયા વિના શાંતિથી મનભાવતો અને સર્વમાન્ય સુધારો થઈ શકત અને નર્મદાશંકર જેવા નવીન સુધારાના આચાર્યને પશ્ચાતાપ કરવાનો અને પોતની ભુલ કબૂલ કરવાનો વારો આવત જ નહિ. મણિશંકરભાઈએ ધર્મની ધ્વજ નીચે રહી–સર્વપંક્તિના મનુષ્યને ભાવે તથા ફાવે તેવા તેવા રૂપમાં ધર્મની આજ્ઞાઓને મુકીને, અને તેવું કરી ધર્મની સાંકળવડે અખિલ જનસમાજને સાંકળીને અર્થાત્ ધર્મને અખિલ જનસમાજનું સાધારણ તત્ત્વ બનાવીને પછીજ પ્રત્યેક વર્ગ અને જાતિના અંગભૂતોની રૂઢિરીતિઓમાં ઘટતું રૂપાન્તર કરવા ધારેલું હતું. તેમનો સુધારો હાઉકાઉ તથા જીવનપદ્ધતિમાં અસ્તવ્યસ્તતા આણનારો નહિ હતો, મણિશંકરભાઈનો સુધારો ઠરેલ અને ડાહ્યો હતો; જ્યારે ગુજરાતના સુધારકો પોતાની સમજશક્તિ ઉપરથી અખિલ સમાજની સમજ શક્તિનું પ્રમાણ બાંધી પોતાના સાહસોમાં પ્રવૃત્ત થતા હતા. મતલબમાં, મણિશંકરભાઈ તથા ગુજરાતના અન્ય સુધારકો વચ્ચે મતાંતર ઘણુંજ હતું. અને જો કે દેશદૃષ્ટિમાં તે સર્વે સુધારકો એકજ પંક્તિમાં મુકાયા છે; તોપણ સાહિત્યના ઇતિહાસના પરીક્ષકને તે સર્વેના મૂળમાં રહેલો સિદ્ધાંતભેદ જણાયા વિના રહેશેજ નહિ

ણિશંકરભાઈ સુધારક તરીકે અધિક મહત્તાને પામે તેમાં આશ્ચર્ય જેવું નથી. તોપણ એટલું તો નિઃસંદેહ કે રણછોડજીભાઈ મણિશંકરભાઇના સુધારક ઉપદેશક અથવા તો તેમના સુધારક પૂર્વજ તો હતાજ. તેની સાથે એટલું પણ નિર્વિવાદ છે કે સુધારાએ જે જૂનાગઢના ઇતિહાસમાં મોટું રૂપ ધારણ કરી જૂનાગઢના નામને સુધારાક્ષેત્ર તરીકે તે શતકમાં સુપ્રસિદ્ધ કરી મુક્યું હતું તે માત્ર **મણિશંકરના** પ્રતાપેજ. મણિશંકરભાઇના ઉત્પાદકશક્તિ અને વિવેકબુદ્ધિએ તે વખતના સુરાષ્ટ્રના અંધકારમાં **સ્વતઃપ્રદીપ્ત** થઈને જે પ્રકાશ પાડ્યો તે તે મહાત્માની પ્રતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરાવ્યા વિના રહેતી નથી. આ પૂર્વોક્ત વિચારો ઉપરથી સહજ અનુમાન ઉપર આવી શકાય છે કે મણિશંકરભાઇએ જૂનાગઢના નાગરવાડામાં આરંભેલો સુધારો કંઇ નવી વાત ન હતી. તેણે તો માત્ર જે અગ્નિ હતો તેને તેથી વિશેષ પ્રદીપ્ત કર્યો હતો. અને તેથી સુધારકતરીકે તેઓ જ ખરેખરી પહેલી પ્રસિદ્ધિને પામ્યા હતા. હવે આપણે ગુજરાત પ્રતિ દૃષ્ટિ ફેરવીશું. ગુજરાતમાં સુધારાનો જન્મ જ્યારે થયો, ત્યારે તે પાશ્ચાત્ય વિદ્યાના દૃષ્ટિપ્રિય રંગથી રંગાયલો હતો—કૃત્રિમ હતો,—તે તે ભૂમિને ભાવે તેવો નહિ હતો. તેનાથી ઉલટો સુરાષ્ટ્રનો સુધારો આર્યવિદ્યાનાં મૂલસિદ્ધાન્તોથી અલંકૃત થયલો, સ્વદેશી અને લોકસમાજને ઉપયોગિ થઈ પડે તેવો હતો. **મણિશંકરભાઇએ** તથા તેના પૂર્વજ સુધારકોએ પ્રથમ સુધારામાર્ગ નિર્દેશીને પછીજ સંસારસુધારાનાં બીજ રોપ્યાં. ગુજરાતના સુધારકોએ એકમત નહિ થતાં પોતપોતાની વિવિધ રૂચિને અનુસરતા ઉપદેશ કરવા માંડ્યા. સુરાષ્ટ્રના સુધારાગૃહનું ક્ષેત્ર નાનું અને પાયો સ્વધર્મ ઉપર નિવૃત્તિ પ્રધાનપ્રવૃત્તિ ઉપર હતો. ગુજરાતનો સુધારો અમર્યાદ ભાગમાં—જનસમૂહમાં બાંધાતો અને પ્રવૃત્તિપ્રધાન અનિશ્ચિત પરધર્મ મોહાચ્છાદિત ભાવનાઓથી પ્રમજાતા આર્ય ધર્મના નામે પોતાનું કામ રકતો હતો. સુરાષ્ટ્રના ધુરંધર સુધારક વાસ્તવિક રીતે મણિશંકરભાઈ એકજ હતા, તેથા તેમની વૃત્તિઓ સ્વધર્મ વિમુખ થોડી હતી તેથી તેઓ તથા તેમનો સુધારો સુરાષ્ટ્રના જન સમાજને સામાન્ય રીતે અપ્રિય ન થઇ પડ્યો. અને ગુજરાતના સુધારકોની સંખ્યા મોટી અને તેમાં વળી એકમત નહિ તેથી એઓ સર્વે માંહોમાંહે જુદાજુદા રહ્યા અને તેમના મુખે ઉપદેશાયલો સુધારાપંથ જનસમાજને અભાવતો નિવડ્યો અને પરિણામમાં તે કવિ **નર્મદ** રડી ઉઠે છે તેમ શિથિલતાને પામ્યો. આ સ્થળે લખતાં હર્ષોદ્‌ગમ થાય છે કે **મણિ**શંકરભાઇએ—તે આદિ સુધારકે—દીર્ધદૃષ્ટિ વાપરી.

કવિ **નર્મદ** પોતાનાં **ધર્મવિચારમાં** જણાવે છે તેમ આર્યધર્મ અને તેમાં પણ સકલ જનસમાજને માન્ય વેદધર્મ ઉપર જે સુધારો રચેલો હતો તે એવો તો સરસ અને સર્વમાન્ય હતો કે, અન્તે પ્રવૃત્તિ ધર્મ પ્રધાન કવિ નર્મદનો સુધારાપંથ તેના પાદારવિંદમાં પડ્યા આવ્યા વિના રહી શક્યો નહિ. સુધારો શબ્દ સ્વભાવેજ સત્‌–ઉદ્ધારક હોઇને જે અનર્થતાને પામ્યો તેમાં દોષમાત્ર ગુજરાતના આર્યધર્મનાં પુસ્તકોના અપૂર્ણ અભ્યાસક માત્ર પાશ્ચાત્ય વિદ્યાના ઉપલક ઉપાસકોનોજ. તે સુધારકોએ આર્યશાસ્ત્રનાં સિદ્ધાન્તો અને દેશકાલ આદિ અન્ય સાધનોનો સંપૂર્ણ વિચાર કરીને પછીજ જો આર્યસંસાર રૂપી ગૃહની રચનામાં ઘટતો ફેરફાર કરવાનું ધાર્યું હોત, તો ગુજરાતની જનસમાજમાં બહુ ખળભળાટ થયા વિના શાંતિથી મનભાવતો અને સર્વમાન્ય સુધારો થઈ શકત અને નર્મદાશંકર જેવા નવીન સુધારાના આચાર્યને પશ્ચાતાપ કરવાનો અને પોતની ભુલ કબૂલ કરવાનો વારો આવત જ નહિ. મણિશંકરભાઇએ ધર્મની ધ્વજ નીચે રહી—સર્વપંક્તિનાં મનુષ્યને ભાવે તથા ફાવે તેવા તેવા રૂપમાં ધર્મની આજ્ઞાઓને મુકીને, અને તેવું કરી ધર્મની સાંકળવડે અખિલ જનસમાજને સાંકળીને અર્થાત્ ધર્મને અખિલ જનસમાજનું સાધારણ તત્ત્વ બનાવીને પછીજ પ્રત્યેક વર્ગ અને જ્ઞાતિના અંગભૂતોની રૂઢિરીતિઓમાં ઘટતું રૂપાન્તર કરવા ધારેલું હતું. તેમનો સુધારો હાકફાક તથા જીવનપદ્ધતિમાં અસ્તવ્યસ્તતા આણનારો નહિ હતો, મણિશંકરભાઈનો સુધારો ઠરેલ અને ડાહ્યો હતો; જ્યારે ગુજરાતના સુધારકો પોતાની સમજશક્તિ ઉપરથી અખિલ સમાજની સમજ શક્તિનું પ્રમાણ બાંધી પોતાના સાહસોમાં પ્રવૃત્ત થતા હતા. મતલબમાં, મણિશંકરભાઈ તથા ગુજરાતના અન્ય સુધારકો વચ્ચે મતાંતર ઘણુંજ હતું. અને જો કે દેશદૃષ્ટિમાં તે સર્વે સુધારકો એકજ પંક્તિમાં મુકાયા છે; તોપણ સાહિત્યના ઇતિહાસના પરીક્ષકને તે સર્વેના **મૂળમાં** રહેલો સિદ્ધાન્તભેદ જણાયા વિના રહેશેજ નહિ.

# राधिकाजीने.

(રાગ—ખમાચ. તાલ—કેરબો.)

તું તો નચવ નચવ ત્હારાં નમણાં નયન,—
મહીં પ્યારો અલબેલો નંદનીયો નાચે શ્યામ. તુંતો० ૧
સારિગમ પધનીમાં જંત્રી બજાવે,
ત્હારૂં વદન વિલોકી, ભ્રુકુટિ નચાવે શ્યામ.
ઇંદુ વદન વિલોકી, ભ્રુકુટિ નચાવે શ્યામ.— તુંતો० ૨
ઝબુક ઝબુક મહીં તારલો ચમકે,—
ત્યાં તો ડોલે શિર-મુકુટ નમાવે, નાચે શ્યામ;
એ તો ડોલે શિર મુકુટ નમાવે, નાચે શ્યામ;— તુંતો० ૩
મલકે, ઉમળકે, મલય મુખ નીરખીને,
જગમાં વસેલો વસ્યો નૈન ત્હારે શ્યામ,
સર્વ જગમાં વસેલો વસ્યો નૈન ત્હારે શ્યામ.— તુંતો० ૪

અમદાવાદ.
તા. ૫-૬-૧૩.

'મલયાનિલ.'

---

વૃન્દાવનમાં, અંગની અનેક ચેષ્ટાઓ કરતી યૌવનમત્ત રાધિકા સ્હામેથી આવતી કર્તાએ કલ્પી છે અને તેને સંબોધીને ઉપરનું કથન કરેલું છે.

૧. રાધિકાજીના અંતરમાં-નયનમાં શ્રી કૃષ્ણ રમી રહેલા હોવાથી, કર્તાને, રાધિકાના નયન નૃત્યમાં શ્રી કૃષ્ણનું નૃત્ય દૃષ્ટિગોચર થાય છે. આ ભાવ શ્રી કૃષ્ણમાં રાધાની તન્મયતા સૂચવે છે.

૨. આ પદ શ્રી કૃષ્ણના વર્ણનરૂપે છે, પરંતુ તેમાં માત્ર તેમને અત્યંત પ્રિય પરીચિત દેખાડવામાં આવી છે.

કર્તાને શ્રી કૃષ્ણ જંત્રી બજાવતા જણાય છે-રાધિકા તરફ દૃષ્ટિ કરી ભ્રુકુટિ નચાવતા દેખાય છે. અન્ય વ્યાપારમાં ચિત્ત રોકાયલું હોય છતાં પણ રાધાજી નયને રમી રહેલા છે, એમ આ પદનો ધ્વનિ છે.

પોતાની નજર શ્રી કૃષ્ણનું જેવું વર્તન છે તેવાજ વર્તનવાળી મૂર્તિ રાધિકાના નયનમાં બની રહી છે.

૩. નયનના તારક જોઈ કર્તાને શ્રી કૃષ્ણના મુકુટનું દર્શન થાય છે—તારકના ચમકાર જોઈ ભાન ભૂલેલા ભાવને ધારે-તેમનું શિર અને ઉપર પહેરેલો મુકુટ ડોલતાં જણાય છે. તારકના પ્રકાશને બદલે કર્તા ત્યાં મુકુટનો પ્રકાશ જુવે છે.

૪. ચિત્તરૂપે જગતમાં વ્યાપી રહેલા શ્રી કૃષ્ણ સ્વરૂપ થઈ રાધિકાના નયનમાં વ્યાપી રહેલા છે તે જોઈ કર્તાનું મુખ હસી મલકે છે, આમ ઉચ્ચ ભક્તિભાવ આલંબે છે.

'મલયાનિલ.'

મિરઝા ઈબ્રાહિમનો ખભો હલાવીને સલીમે કહ્યું "જો, તે લોકો મિહાર-ઉન-નિસાનું અલીકુલીબેગ સાથે લગ્ન કરવાના છે. મ્હારા પિતા આ બાબતમાં આંખ્ય આડાં કાન કરતા હોય એવું જણાયછે. પણ ત્હેનું આખું રાજ્ય જો હું પ્રજ્વળી ન નાખું તો મ્હારૂં નામ સલીમ નહિં."

ઈબ્રાહિમ ખરી લાગણીવાળી મુખમુદ્રાથી—"હું ઘણો દિલગીર છું કે આવું થાયછે પણ શહેનશાહ તો આગ્રામાં નથી તો આપને શી રીત્યે ખબર પડી કે લગ્ન થશે.?"

સલીમ—"શા રીત્યે? વળી જોને મ્હારી પ્રિયાનો પોતાનો જ પત્ર છે. ત્હેમાં ગમે તે દહાડે લગ્ન થઈ જશે એમ લખે છે. હું ધારૂંછું કે વખતે લગ્ન થઈ પણ ગયું હશે.

ઈબ્રાહિમ—હજી કાંઈક આશા છે. શેહેનશાહને સંદેશો મોકલો તો કેમ?

સલીમ—ત્હારી સલાહો બહુ થઈ, બસ કર્ય. શું શેહેનશાહ જાણતા નથી કે હું મિહાર ઉન-નિસાને ચ્હાઉં છું? ના. લખવામાં માલ નથી. મ્હારા લશ્કરને આગ્રા ઉપર ચ્હડાઈ લઈ જવાનો હુકમ આપ્ય. હું ત્હેને (મિહાર-ઉન-નિસાને) મ્હારા દુસ્મનોના હાથમાંથી છુટકી લઈશ ને પંજાબમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપીશ. હું કોઈને ગાંઠવાનો નથી."

એક બીજો દરબારી—"ત્હારે આપનું જે હોય તે હકથી શા માટે લેતા નથી? રાજ્ય થોડા વખત માટે ભાગી જશે ને પાછું તમારા રાજ્યમાં તો તે એક થઈ જશે. ને વખતે શેહેનશાહ પણ તમને સ્વતંત્રતા આપે."

સલીમ—મ્હારાથી શૃંખલાબંધન સહન નથી થઈ સકતું. આગ્રા ઉપર ચ્હડાઈ કરી ત્હેમાં શેહેનશાહના આવતા પ્હેલાં દાખલ થવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

ઈબ્રાહિમ—ત્યારે માનસિંહનું કેમ કરવું? તે વિશ્વાસી રાજા આપણી સાથે ઘણું કરીને નહિં આવે. મ્હને લાગે છે કે ત્હેના જાત ભાઈઓને મારવાને માટે ત્હેને અહિં જ રાખવો, આપણને મુસલમાનો મદદ કરશે, અહિં મોજશોક ને ગાનતાન વગર રહીને શું કરવુંછે?"

સલીમ—ખરી વાત છે. અહિં બહુ શોકાતુર લાગે છે. ને ત્યાં તો દુનિયામાં સુન્દરમાં સુન્દર કન્યા મ્હારી વાટ્ય જુવેછે. ઘોડા તૈયાર કરવાનું કહે.

ઇબ્રાહિમ—પણ માનસિંહનું શું?"

સલીમ—ત્હેને અહિં બોલાવો."

ઈબ્રાહિમ—શાહજાદા આપણી બધી ગોઠવણનો નાશ થશે.

સલીમ—ત્હારી ગોઠવણો ને તું બધુ ખાડમાં પડો. મ્હેં ધાર્યુ છે તેમ હું કરવાનો.

રાજા માનસિંહને બોલાવ્યો ને તે તરત આવ્યો. શાહજાદો ઊઠ્યો ને ઘણા માન પૂર્વક રાજાને આવકાર દીધો. ને ભપકાવાળુ રૂપ ધારણ કરી કહ્યું. "મ્હેં તમને તમારી ગઈ કાલની મેળવેલી ફતેહ માટે ઉપકાર માનવાને બોલાવ્યા ને તસ્દી આપી. હવે તમે પુરેપુરી ફતેહ મેળવો એવું હું ચ્હાહુંછું. હું ઘણો દિલગીર છું કે જરૂરનું કામ આવ્યાથી મ્હારે આગ્રે જવું પડશે."

રાજા માનસિંહે—"મ્હારા ખાવિંદ, રાણાની સ્હામે એકલા લડવું અશક્ય છે, ને વળી શેહેનશાહ—"

શાહજાદો વચ્ચમાં બોલ્યો. મ્હારે શું કરવું જોઈએ તે હું જાણું છું. તમારે રહેવું ને તમારા રાજાનો હુકમ છે તે પ્રમાણે કરવું. હું મ્હારો પોતાનો રાજા છું."

રાજા માને કહ્યું. "ખરી વાત. પણ હું ધારૂં છું કે આ કામ કરતાં પહેલાં શેહેન-શાહની પરવાનગી આપ લ્યો તો ઠીક. નહિં તો હરકત થશે.

સલીમે—હરકત કોની? તમારા ઉપર કે મ્હારા ઉપર?"

રાજા માનસિંહ—"આપ શાહજાદા આપને ઠીક લાગે તેમ કરો. હું તો ફક્ત આપને વિનંતી કરૂં છું પણ તમારા સારા માટે—"

સલીમ—"મ્હારે શું કરવું ને શું ન કરવું તે હું તમારા કરતાં વધારે સારી રીતે જાણું છું. સલામ સાહેબ હવે."

રાજા માનસિંહ ધીમે ધીમે ગયો તે પોતાના તંબુમાં પેઠો ને પોતાના ભાણેજ સુરજસિંહને બોલાવ્યો ને કહ્યું. "મ્હારે શું કરવું તે સુઝતું નથી. શાહજાદા આગ્રા ઉપર ચ્હડાઈ લઈ જવાનું ધારે છે ને મ્હને અહિં રહેવાનું કહે છે. તે કાંઈ સાહસ કરશે ને પછી શેહેનશાહ અકબરનો ગુસ્સો જોઈ લ્યો, શાહજાદા બંડ મચાવવાનું ધારે છે."

સુરજસિંહ—"ત્યારે હમણાંથી જ ન્હેને તાબામાં રાખીયે તો કેમ? તે પછી શેહેન-શાહ કને લઈ જઈએ."

રાજા માનસિંહ—"તે વખતે યોગ્ય હોય કે અયોગ્ય હોય. શેહેનશાહ ત્હેને એટલા ચ્હાય છે કે આવો સખત ઉપાય લઈએ તે નએ ગમે ને વળી ગાદીના વારસને આપણી વિરૂદ્ધ કરી મૂકીયે તો આપણને નડે."

સુરજસિંહ—"ત્યારે હવે કીયો રસ્તો તમને યોગ્ય લાગે છે? કારણ જે કાંઈ કરવું હોય તે તરત કરવું જોઈએ."

રાજા માનસિંગ—"હું મ્હારા બંગાળાના પરગણામાં જઈને રહીશ ને શેહેનશાહના હુકમની વાટ જોઈશ. મ્હેં સાંભળ્યું છે કે અબુલફઝલ હાલ દક્ષિણમાં ગયો છે તો હું ત્હેની સલાહ પુછીશ."

સાંજે બધી છાવણી ઉઠવા માંડી. શાહજાદો પોતાની હકુમત નીચે જેટલું લશ્કર હતું તેટલું લશ્કર લઈને આગ્રા તરફ ગયો ને રાજા માનસિંહનું લશ્કર લઈને ત્યાં જ રહ્યો.

સલીમ આગ્રે આવીને જુએછે તો કિલ્લાનાં બારણાં બંધ ને દરેક બુરજ ઉપર હથિયારબંધ માણસોને દીઠાં. ત્હેણે પોતાના સરદારોમાંના એકને રજુઆતવાળા જોડે જઈને બારણાં ઉઘાડવાનો હુકમ કરવાનું કહ્યું.

શહેરના રક્ષણના ઉપરી ખીલજીખાને કહ્યું. "જે કોઈ લશ્કર હથિયાર, વાવટા, આગળ રજુઆતમાં સલીમ આવે ત્હેમને દાખલ ન કરવાને હુકમછે. શાહજાદાને કહો કે લશ્કર વગેરેને પાછું મોકલે તો પછી ત્હેને ઘણી ખુશીથી આવકાર આપીશું."

તે સરદારે પૂછ્યું. "આવા ઉદ્ધત માણસો કોના છે?"

ખીલજીખાને બહાદુરીથી કહ્યું. "મ્હારા."

તે સરદાર પાછો ફર્યો ને આ બધા જવાબ સલીમને કહ્યા. હવે શાહજાદાના ક્રોધનો પારો રહ્યો નહિં ને તે બોલ્યો. "પાછા જાવ ને કહો કે મ્હારે માટે ને મ્હારા લશ્કરને માટે બારણાં નહિં ઉઘાડે તો તે નમકહરામ સરદાર પોતાને ફાંસીમાં રમતો જોશે." તે સરદારે આ સંદેશો કહ્યો પણ એનો એ જ જવાબ મળ્યો. શાહજાદો ક્રોધથી ધ્રુજતો હતો, ને પોતાના સરદારોને જબરીથી બારણાં ઉઘાડવાનું કહ્યું. શાહજાદાનું લશ્કર કિલ્લાની દિવાલને ધસ્યું પણ બુરજ ઉપરથી ઘણી બંદુકો ને તોપો આગળ ત્હેમની હિમ્મત હારી

ગઈ. આખરે જ્હારે લશ્કર બધું એકઠું થયું ને શાહજાદો ઉભો પડ્યો ત્હારે એક સભા ભરીને શું કરવું તે વિશે વિચાર ચલાવવા મંડ્યા. કોઈએ લાહોર ઉપર ચ્હડાઈ કરવાનું કહ્યું તો કેટલાકે છુટા થઈ જઈ શહેરમાં દાખલ થઈ પાછા એકઠા થઈને શહેર કબજ કરવું એમ કહ્યું.

સલીમ—"હું કાંઈ ચોર નથી કે શહેરમાં છાનોમાનો દાખલ થાઉં, ને પંજાબ ઉપર સ્વારી લઈ જવામાં કાંઈ માલ નથી. એટલેબધે દૂર જાઉં તો મ્હારી બિહાર–ઉબ–નિસાને શી રીતે બચાવું."

ઈબ્રાહિમે—"ત્હારે અલ્હાબાદ લઈએ તો કેમ? ત્હાં આપણને ધન મળશે ને આપણી બધી ગોઠવણ કરવાનો વખત મળશે."

એક દૂતે આગળ આવીને કહ્યું, "બેગમ સાહેબ તરફથી સંદેશો આવ્યો છે."

સલીમે ક્રોધથી પૂછ્યું. "ત્હારે શું કહેવાનું છે?".

તે દૂતે કહ્યું. "આપ શાહજાદાની દાદી મીરીયમ મકાનીએ કહાવ્યું છે કે તેમના મ્હેલ આગળથી આપ પસાર થયા ને ત્હેમને મળ્યા નહિં તેથી ઘણી નવાઇ પામ્યાં છે. પણ તે બેગમ સાહેબ હવે આપને જોઈ પોતાની આંખ્યોને તૃપ્ત કરવા પોતે જ પધારે છે."

સલીમ—"હં. તે મ્હને રોકવાને આવે છે. ના. હું ત્હેમને નહિં મળું." એમ કહી તે એક હોડીમાં કુદી પડ્યો ને અલ્હાબાદ જતો રહ્યો ને તે ઘરડાં દાદી નિરાશ થઈ ઘેર પાછાં ગયાં. અલ્હાબાદ પ્હોંચીને શાહજાદો શેહેરમાં દાખલ થયો. બધું ધન પોતાને કબજે કર્યું ને પોતાના નામના શિક્કા પડાવ્યા.

આ બધા બનાવોની અકબરને ખબર પડી પણ ત્હેણે પોતાનું ધૈર્ય છોડ્યું નહિં. ત્હેને લોહી વ્હેવડાવવું ગમતું ન્હોતું. તે પોતાના બંડખોર છોકરાને પ્રેમથી જીતવાનું ધારતો હતો. ત્હેણે ત્હેની દુશ્મનાઈ ભરેલી વર્તણુંક ન ગણકારી ને ત્હેને બંગાળાની સરદારી લેવાનો હુકમ કર્યો. દરમ્યાન ત્હેણે અબુલફ્ઝલને બોલાવ્યો કે વખતે ત્હેની શીખામણથી સલીમ સુધરે.

શાહજાદો પોતાની નિરાશા ને દિલગિરી જણાય નહિં માટે ખૂબ મદ્યપાન કરતો હતો. ને શેહેનશાહ તરફનો કાસદ જ્હારે આવ્યો ત્હારે તે સલાહ કરવાને આતુર હતો. ત્હેણે એક પોતાનું નિર્દોષપણું બતાવનારો કાગળ લખ્યો ને દરબારમાં આવવાની ઈચ્છા બતાવી પણ અકબર મળવાનું તેમ દૃઢ પણ હતો તેથી ત્હેણે સલીમને ત્હેના બધા લાગ-બંધોને છોડીને એકલા દરબારમાં આવી પોતાનું નિર્દોષપણું બતાવવાનું લખ્યું.

શાહજાદાની પોતાના બાપનો હુકમ ઉલંઘન કરવાની હિમ્મત ચાલી નહિં. ત્હેના સોબતીઓએ બંડમાં ફતેહ મળવાની આશા છોડી દીધી. પણ શાહજાદાને મન ગાદીની વાટ્ય જોવી બહુ કઠણ લાગતું હતું. આખરે ત્હેણે અકબર કને જઈને માફી માગવાનું નક્કી કર્યું ને અલ્હાબાદથી ઉપડ્યો, તે અલ્હાબાદથી એક ટપ્પા જેટલે છેટે ગયો એટલામાં અબુલફઝલ દરબારમાં જવાને દક્ષિણથી ઉપડ્યો છે હેવી ખબર મળી.

થોડાક વખત સુધી તો સલીમ કે ત્હેના સોબતીઓ કાંઈ બોલ્યા નહિં. પણ આખરે સલીમે કહ્યું. "મ્હારા પિતાને મશ્કરી ગમે છે ને તે આ મ્હારી વર્તણુંકને ત્હેવી જ ગણશે પણ અબુલ ફ્ઝલ, તો ત્હેને ગુન્હાનું રૂપ આપશે, વિવાદ કરશે, ને માફી આપશે તો ખોટું કર્યું એમ કહેશે."

કોઇએ કહ્યું. "એ માથા ફરેલ માણસ ખોટા ખોટા તર્ક કરનાર, વાદવિવાદ કરશે. પણ આપણે એ પ્રસંગ જ ન આવવા દઈએ તો કેમ ?"

સલીમ—"તું શું કહે છે તે હું સમજતો નથી."

કોઇક—"હું કહુંછું કે હેને દરબારમાં પ્હોંચતાં પ્હેલાં જ સ્વર્ગ તરફ જ વદાય કરાવી દઈએ. એ વિશે તો બહુ જણછે."

સલીમ—"હેનું ખુન કોણ કરશે? હેને હું જ્યારે ગાદીએ આવીશ ત્યારે પાતાળમાંથી સ્વર્ગમાં મ્હાકલી દઈશ."

બીરસિંગદેવ નામના એક બુંદેલાનો ઉપરી સલીમના સોબતીઓમાં હતો હેણે કહ્યું. "હું કરીશ. હું ત્હમારા દુશ્મનનું માથું મ્હારા ઘોડાની પછવાડે બાંધીને લાવીશ."

સલીમ—"જા ત્યારે પરમેશ્વર ત્હને ત્હારા ઉમદા કામમાં મદદ કરો."

ને બુંદેલો દક્ષિણ તરફ રવાના થયો ને સલીમ ધીમે ધીમે આગ્રે આવ્યો ને અકબરની હજુરમાં આવી પોતાનું શીર હેના પગ આગળ મુકયું. અકબરે હેને ઘણા વ્હાલથી સ્વીકાર્યો ને હેની આગલી વર્તણુંક માટે માફી આપી ને કહ્યું કે. "કદી ઉતાવળા થવું નહિં કારણ આખર રાજ્ય તો ત્હને જ મળવાનું છે."

અબુલ ફઝલ, પોતાના મિત્ર અને શહેનશાહને મળવાને આતુર હોવાથી થોડાક સોબતીઓ લઈ જલદી જલદી પાછો આવતો હતો. ગ્વાલિયરની કને આવેલો હોવાથી હેણે એક દહાડો ન્હોતાં સવારે મુકામ બદલ્યો ને સવારનો ઠંડો પવન ખાતો ખાતો જતો હતો. તે બધા શેખચલ્લીના વિચારો કરતો જતો હતો. એટલામાં એક બુંદેલાની ટોળીએ હેના ઉપર હુમલો કર્યો, ને તલવાર અને ભાલાવડે હેને ઘાયલ કર્યો, તે જમીન ઉપર પડ્યો કે બીરસિંગે આવીને કહ્યું. "પરમેશ્વરે આપને માનપૂર્વક તેડું મોકલ્યું છે." પણ અબુલ ફઝલે મ્હોં બીજી તરફ ફેરવી દીધું. તરત જ બીરસિંગે માથું કાપી નાંખ્યું ને રૂમાલમાં બાંધી ઘોડાની પછવાડે બાંધીને ચાલતો થયો.

આ બનાવની ખબર આગ્રે પ્હોંચી ત્યારે કોઇની અકબરને કહેવાની હિંમત ચાલી નહિં. આખરે અબુલ ફઝલનો માણસ હાથે કાળો રૂમાલ બાંધી અકબરની હજુરમાં આવ્યો.

અકબરે કાળો રૂમાલ બાંધેલો જોઈને પુછ્યું. "હનો શો અર્થ, મ્હારા વ્હાલા શેખને શું થયું છે ?"

અબુલ ફઝલના નોકરે કહ્યું. "તે ભલો શેખ બિચારો જીવતો નથી. હેને રસ્તામાં બુંદેલા મળ્યા ને હેને મારી નાંખ્યો." ને પછી ડુસકાં ભરવા લાગ્યો.

અકબરે ભારી ઉપર પડીને કહ્યું. "હાયરે ને મરાયો. મ્હારો શેખ! મ્હારો શેખ! મ્હારો શેખ મ્હને પાછો આપી આપો." ને રોયો ને બોલ્યો. "જે સલીમને રાજ્ય લેવું હતું તો મ્હને મારવો હતો પણ હેને બચાવવો હતો." બધા પાછલા દહાડાઓનો વિચાર કરીને હેણે કરેલી મદદ યાદ આવ્યાંને અકબર દિલગીરી પ્રદર્શિત કરવા લાગ્યો. તે રોયો ને જતે જતે બોલ્યો. "જ્યારે મ્હારો શેખ મ્હને મળવાની આતુરતાથી વખત ન ગુમાવતાં આવી તરફ આવવા નીકળ્યો ત્યારે બિચારો મરાયોને!" ઘણા દહાડા સુધી અકબર પોતાના મ્હેલમાં જ રહ્યો ને કોઇને મળ્યો પણ નહિ કે કોઇ સાથે વાતોચિતો પણ ન કરી. પણ અકબરનો પણ હવે અંત આવ્યો હતો તેથી તે પોતાના વ્હાલા મિત્રનો બદલો વેર ન વાળી શક્યો.

# * ફૂલડાં.

—૧—

જો ! જો ! પેલાં પ્રભુનાં બાલુડાં રમે !
અહો ! દિવ્ય ઉપવને !
મંજુલ ફૂલડાં કને !– જો.

લલિત લલિત ફૂલડાં
રસિક મધુર કુમળાં
નવરંગો એ અણમૂલડાં મને ઘણાં ગમે,
મૃદુ હાસ્યથી આનને;
કેવાં નીચાં નીચાં નમે !– જો.

શુર શિરે ચઢે એહ સુમન.
કસમાં રસમાં જે પરીપૂર્ણ !
ખીલવનાર એ **વેલીને** ધન્ય ! કે જે 'દે બો' મધુર સર્વને !
પ્રભુનાં બાલુડાં ! આવો તમે
નવું નવું એ શું શીખી અને– જો.

શીખવો શીખ્યા તેવું મ્હને
વનવને, તમકને, રહું અને
શીખું રહું જે શીખવો તમે–જો ! જો ! પેલાં—

" શું શીખવું ! શીખશો શું શાણા! શીખવ્યું ના શીખાય "
બોલ્યા ફૂલ શું રમતા બાળ.
" પરિચય પાડો પુષ્પ પ્રતિ તત્વ સમજો એટલું સમજાય
નિર્મ્યાં નથી એ માટે કાળ,
" પરિમલ એની કદુ નહિ પણ મધુ સદાય પમાય,
આતો ગુરૂ વણ જાનજ થાય !
" કંટક એ ફૂલ ખીલેલ વેલે, સ્પર્શ્યામાં નવ સાર
કેવળ ગ્રહવો દૂરથી સાર–
" ચર્મચક્ષુએ કહિ આ કુસુમો કરમાતાં નિરખાય,
તથાપિ કહે વિભૂતી સદાય !
" જાણી અનુભવી વિભૂતી કેરો ગ્રહતાં હા ! સંસર્ગ,
અનુભવશો સંસારે સ્વર્ગ.
" આ ફૂલને, અધિકારી આવી, ઉદ્યાન પાળક કને ચુંટાવી;
" દિવ્ય મન્દિરે દે વેરાવી, (પછી) સજ્જન સ્વેચ્છા દિયે જણાવી
ઉપયોગાર્થે લેવાને.
,, સન્તો કો સુસ્તકપર મૂકે, કંઠ ધરે, કો કળીયો સુંધે;
,, ગજરા કરી કો ધારે બૂજે, કસ કાઢી કો કરણે મૂકે.
માત્ર કોઇ મૂર્ખાઓ ચૂંથે–સદાય મૂર્ખા રહેવાને.

કેશવ હ. શેઠ. ઉમરેઠ.

---

* મહાત્મા પુરૂષનાં વચનામૃતને કુસુમો કલ્પેલાં છે; તેની સાથે સજ્જનો સ્વેચ્છા મુજબ અનુસરે છે તે ચરણ ૨૭ મેથી શરૂ થયેલ છે.

# The Advantages of " Vegetarian Diet. "

( By: Dr. Mahadev Prasad, E M. E., N. D. )

( અંક પૃષ્ઠ ૮૮ થી ચાલુ. )

In a short and written essay like this we cannot conveniently reproduce the figures refered to above, but we can, with advantage, go a little into the details of comparative anatomy, at least that part of it which is helpful in determining the natural foods of various classes of animals and man.

**Comparative Anatomy conclusively proves man to be Frugivorous.**

In considering, therefore, the food best fitted for man we must argue from a comparison of his structure with that of other animals. Man like other animals is an evolution: that is, he has developed from a tiny atom into the being we now behold by a gradual series of improvements. Now the nearest relation to man is the ape. We have very little structural difference from this animal. Our blood is the same as his, our bones are the same in number and in form, our muscles are practically the same, and he has all the organs we have. He sees by structures the same as ours, he has the same senses, the same passions, and vanities, and reproduction takes the same course in him as in mankind. The hair on the human body lies in the same way as it does on certain apes, whilst the structure of the foot in them and in us is very much the same, only civilization, boots, and the habit of living on the ground instead of in trees makes our feet less useful than theirs. Their wounds heal the same as ours, they die from the same diseases, are poisoned by the same drugs, and if they are put under wrong conditions they suffer from the same diseases as man will do under like wrong states. If then they are so like us in structure and in habits, why are we different from them in food? The reason may have been some accidental necessity in the first instance and custom in

Man drinks while the carnivora lap.

animals and seizing them. When man drinks he does not lap like cats and tigers, but drinks like monkeys, sheep, and other herbivorous and frugivorous animals. Man's whole structure points to a diet of fruits, nuts, grains, gourds, and green parts of vegetables. Man's use of flesh has induced many diseases, and all the evidence we can find shows he is worse mentally, morally, and physically for this change.

All great authorities on comparative anotomy are agreed as to man's frugivorous nature, and volumes can easily be filled with their opinions Many attempts, on a smaller scale, are already being done in this direction, and they have met with admirable success. To quote only one example out of many I would refer to a pretty little collection by Sidney H. Beard, published under the title of "The Testimony of Science in favour of Natural and Humane Diet." It is not necessary, therefore, to reproduce here the contents of these pamphlets, but it would not be out of place to give a few weighty opinions and arguments in this connection.

The distinguished modern naturalist, and first-class member of and proffessor to the College de France, Baron Cunier says in his 'Lecon d' Anatomie Comparative': "Comparative Anatomy teaches us that Man resembles the frugivorous animals in *every thing*, the carnivorous in *nothing*."

Prof. William Lawrence, F. R. S., Lecturer on Comparative Anatomy says: "The teeth of Man have not the slightest resemblance to those of the carnivorous animals."

Prof. John Ray F. R. S. also admits: "Certainly man was never made to be a carnivorous animal."

Dr. Sylvester Graham declares: "Comparative Anatomy proves that man is naturally a frugivorous animal, formed to subsist upon fruits, seeds and farinaceous vegetables."

Linnaeus, the great swedish scientist, and naturalist, referr-

ing to the natural diet of man, says: "Man's structure, external and internal, compared with that of other animals, shows that fruits and esculent vegetables constitute his natural food."

Virchow, perhaps the greatest and latest authority on physiology, says: "The future is with the vegetarians."

Regarding man's place in nature a great naturalist, Dr. Ernst Haeckel, has said: "Whatever part of the body we consider, we find upon the most exact examination, that man is more nearly related to the higher apes, eaters of fruit and nuts, than are the highest apes to the lowest apes."

Professor Huxley also says: "Whatever part of the animal structure, whether series of muscles or viscera, we select as a basis of comparison, the result is the same. The lower monkeys and the gorilla differ more widely than do the gorilla and man."

Darwin says: "There is no more striking proof that man and the anthropoid apes have the same anatomical and physiological nature, and require the same food, than the similarity of their blood. Under the microscope the blood corpuscles are identical in form and appearance; while those of the carnivora are clearly different from them."

Adolph Just, a German author remarks: "Beasts of prey, for instance the dog, can eat the bones as well as the meat. Man cannot do that, which proves that his stomach must be arranged very differently from the stomach of these animals."

Dr. W. R. C. Latson, M. D., late editor of Health-Culture, writes: "Some writers on dietetics have made the amusing blunder of comparing the length of man's intestinal tract, not to the length of his trunk as in the case of the animals studied, but to the length of his entire body standing erect.

(Continued.)

# તમારા પ્રશ્નનો શું જવાબ મળ્યો ?

"તમારાથી કોઈ વાત ગુપ્ત રાખવાની નથી, પણ સ્વભાવનો જય કરવાની ઈચ્છાવાળા અને મનુષ્ય સ્વભાવને જાગ્રત કરી તેને દૃઢ કરવાની ઇચ્છા વાળા સજ્જનોના આંતર મનમાં ક્રિયા થવાને સમયની અપેક્ષા રહેજ. આ વાતની કોણ ના પાડશે ? આટલા માટે આગલો વૃત્તાંત બહાર પાડવાની તમારી ઇચ્છા છતાં સકારણ તે વાર્તા તમને જણાવવામાં બે વર્ષ જેટલો વિલંબ કરવામાં આવ્યો છે. હવે—

# શ્રી ભદ્રબાલા

## પ્રથમ ભાગની દ્વિતિય આવૃત્તિ

તમે શ્રી સુદામાપુરીના શ્રી ગાયત્રી મંદિર માટે છાપો છો. તે અનેક મનુષ્યોને ધર્મ, અર્થ કામ અને મોક્ષએ ચારે પુરુષાર્થો સિદ્ધ કરવાના ક્રમમાં સ્થાપશે. અને અંતઃકરણ એવાં તો સુંદર થશે કે—

# શ્રી ભદ્રબાલા

## દ્વિતિય ભાગમાં

આવેલા વિચારો ઉત્તમ પ્રકારે ગ્રહણ કરવાને શક્તિવાન થશે. હવે તમે અંતરમુખ સ્થિતિ સાધો. **શ્રી સિદ્ધેશ્વરના ઘંટાનાદને સાંભળો.** આ નાદનાં મોજાં દશે દિશાઓમાં અથડાય છે. તેમાંના અમે તે કોઇ ભળતા નાદ પર ચઢી જશો તો જાણજો કે તમે મોહ-મૂર્છા પામશો અને તમારાં ગજવાં કતરાઇ જશે; માટે સાવધ રહેજો અને શ્રી ઘંટાનાદના જે રણકાર તમારા બ્રહ્મરંધ્ર પ્રતિ આન્દોલન ફેલાવે છે તેની સુરતાએ ઉપર જજો. શું જણાય છે ? સર્વ દિશાઓને પ્રકાશથી પૂરી નાખતી **મહાજ્યોતિ!!!** આ **મહાજ્યોતિમાંથી** હજારો તેજસ્વી કિરણો ફેલાય છે. પણ પેલું કેન્દ્ર સ્થાન જોયું ? ત્યાં તમને **વિશ્વવંદનીય મધ્ય બિન્દુ** પ્રતીત થાય છે. આ બિન્દુમાંથી નિકળતા રશ્મિ સાથે ગતિ કરો. **શ્રી સિદ્ધેશ્વરના ઘંટાનાદમાંથી ઉર્ધ્વ વહેતા રણકાર સાથે આ રશ્મિ જોડાય છે અને મહા રાસ રચાય છે.** આ રાસના પરિણામે તમે **શ્રી ભદ્રબાલાના બીજા ભાગના** વસ્તુને જોઈ શકો છો. પૂર્વે શ્રીશંકરે આ ઘંટાનાદ દિવ્યજ્યોતિ વડે શ્રી પાતાંજલીના હૃદયગત સંસ્કારોને જાગ્રત કરી યોગસુત્ર પ્રકટાવ્યું હતું. આજ **નાદ** બિન્દુના રશ્મિથી તમારી દૃષ્ટિ ઉઘડશે અને આ દ્વિતીય ભાગનું વસ્તુ અદ્વિતીય થશે."

—થોડા દીવસમાં તૈયાર થશે.—

અપૂર્વ નવલકથા.

# શ્રી ભદ્રબાલા દ્વિતીય ભાગ.



લખો,
**સી. એમ. ત્રિવેદી.**
ગાંધીરોડ-અમદાવાદ.

અમે ૨૫ વર્ષ સુધી જંગલોમાં ફરીને વનસ્પતિ સંબંધી ઉત્તમ પ્રકારની માહિતી મેળવેલી છે.

**વળી બક્ષીસો અને સર્ટીફીકેટો મેળવેલાં છે.**

## —ધાતુપૌષ્ટિક રતિવિલાસામૃત ગુટકા.—

આ અનેક મદનભરત વનસ્પતિમાંથી નવીન રીતે તઇયાર કરેલી વીર્યસ્તંભક ગુટિકા છે. નહાના બાળક, સ્ત્રી, પુરૂષ વગેરેને નબળાઇ માટે આ ખાસ ઉપયોગી છે.

આ ગુટિકાનું સેવન કરવાથી નપુંસકપણું, શિથિલતા, ગર્ભ સંબંધી રોગો, ધાતુવિકાર, ઉપદંશ પ્રમેહ વગેરે વિકાર સત્વર નાશ પામે છે, પાતળી પડેલી ધાતુ ઘટ્ટ અને તેજસ્વી થાય છે. ધાતુ સુધરતાં શરીર પુષ્ટ અને સુદૃઢ થાય છે. દરેક સ્ત્રી પુરૂષે શરીર સુધારવા માટે આ ગુટીકાનો ઉપયોગ કરવો જોઇએ. નઠારાં વ્યસનોથી નાની વયમાં ઘડપણ આવ્યું હોય તેને આ ગોળીઓથી ફાયદો થાય છે. અપૂર્વ શક્તિ પ્રાપ્ત થાય છે, જુવાની પાછી આવે છે. ગોળીઓ બોર જેવડી મોટી છે, છતાં ૪૨ ગોળીઓની ડબ્બીના માત્ર રૂ.૧—૮—૦ રાખ્યા છે. વી.પી.ખર્ચના ૪ આના. અનુપાન ગોળીઓ સાથે

**વિશેષ સુચના:**—અમારા કારખાનામાં ઉત્તમ પ્રકારના રબ્બરી સીક્કા, મોનોગ્રામ, પીતળનાં સીલ, તથા પેઇન્ટીંગ કામ કરી આપવામાં આવે છે. ગ્રાહકોએ અવસ્ય લાભ લેવા વિજ્ઞપ્તિ છે.

ઉપરની ગોળીઓની ત્રણ ડબ્બીઓ સામટી મંગાવનાર ગૃહસ્થના નામનો ૨ અક્ષરનો અંગ્રેજી મોનોગ્રામપેડ અને શાહીની બાટલી મફત મોકલી આપવામાં આવે છે.

ડાકટરો તથા વૈદ્યના ખપની સર્વ પ્રકારની વનસ્પતિ અમારી પાસે મળે છે.

ગરીબ અને શ્રીમાન સર્વમાં પ્રસાર પામે તેટલા માટે ખાસ કિંમત ઘટાડી છે.

**વનૌષધિ ચક્રાવંતી.**

આ એક દિવ્ય વનસ્પતિ છે તેને કાપવાથી મનુષ્યશરીરના લોહી પ્રમાણે તાજું લોહી નિકળે છે અને થોડા દિવસમાં રક્તના જેવો ડાગ પડે છે.

**વનૌષધિ ચક્રાવંતી.**

આ દિવ્ય વેલીના સેવનથી શરીરમાંથી ગમે તે કારણથી ઘટી ગયલું લોહી શુદ્ધ થઇ તાજા લોહીનો ભરાવો થાય છે અને પ્રમેહથી થએલા અનેક વિકાર મટી જાય છે. તેજ પ્રમાણે સ્ત્રીઓનો લાલ સફેદ પ્રદર પણ

**વનૌષધિ ચક્રાવંતી**

ના સેવનથી સાફ મટી જાય છે. તેજ પ્રમાણે ગર્મી પ્રમેહ, ગંડમાળા, પિનસ, અગ્નિમાંદ્ય મોઢામાં છાલાં પડવાં, નારાં પડવાં, મોંમાંથી ખરાબવાસ નિકળવી, રક્તદોષ થવો, હાથ પગ વળી જવા, ઉપદંશ જન્યવિકાર, આ દિવ્ય

**વનૌષધિ ચક્રાવંતી**

ના સેવનથી બરાબર સાફ મટી જાય છે, ઉત્તમ પ્રકારે રક્તશુદ્ધિ થાય છે, **ચાર ઔંસની બાટલીની કિંમત ટપાલ અને વી. પી. ખર્ચ સુદ્ધાં રૂ. ૧-૬-૦ પડે છે. દવા મંગાવતી વખતે પ્રકૃતિ વિગતવાર લખી જણાવવી.**

**વૈદ્ય બાબાજી નાના સાંવત.**

આર્યવનૌષધીનું દવાખાનું

ઠાકોરદ્વાર—મુંબઇ નં. ૨

---

નવી શોધ. ॥ શ્રી ગજાનન પ્રસન્ન.॥ નવી બહાર.

# ગુલછબુ હેઅર ઑઈલ.

બનાવનાર. ગુલછબુ પરફ્યુમરી કંપની. સોલ એજન્ટ.

## ગજાનન હરિની કંપની.

વાળને માટે છેલામાં છેલી શોધને આધારે બનાવેલુ આ તેલ સ્ત્રીઓના તમામ બાલને જાળવી રાખે છે તેમજ ખરી પડતા અટકાવે છે, માટે બજારૂ વગર વાસનું છપ ને કેરોસીનના ભેળસેળવાળું તેલ વાપરતાં અટકવું એ બાલનુ રક્ષણ કર્યું કહેવાય.

જો એકજ બાટલી ગુલછબુ હેઅર ઑઈલની વાપરશો તો તેના ખરા ગુણની ખાતરી થશે; કારણકે તે એક લાંબા વખતના અનુભવીની સારી સલાહનું પરીણામ છે.

જો કે આ તેલ એક નવી બનેલી કંપનીનું છે, પણ તેલ એવા સુગંધીત વસાણાઓથી અને સંભાળથી બનાવ્યું છે કે આ તેલ વાપવરવાથી બાલ એવા સુંવાળા, ચળકતા, સફાઈદાર અને નરમ રહે છે કે હાલના સુધરેલી દુનિયાની કોઇ પણ તરહેની ફેશનેબલ રીતમાં ગોઠવી શકાય છે.

વળી સ્ત્રીઓ ઉપરાંત આ તેલ દરેક પુરૂષને પણ ઘણું લાભ કરતા છે. ઇંગ્રેજી કેળવણી લેનાર કોમળ મગજના વિદ્યારથીઓ તેમજ દરેક વખતે મગજને ખાસ કરી રોકી રાખનારા મહેતાજીઓ, શેઠીઆઓ અને અમલદાર વર્ગને પણ આ તેલ ઘણુંજ ઉપયોગી થઇ પડશે. કિંમત બાટલી એકના ૦॥। બાર આના. બાટલી ત્રણના રૂ. ૨. પોસ્ટેજ જુદુ.

સેમ્પલ દરેક ને મફત; પણ બાહારગામ વાળાએ પોસ્ટેજ માટે એક આનાની ટીકીટ બીડવી.

# સિંહ છાપનો દરાજનો ખાસ મલમ.

દરાજ તથા ખુજલીને માટે અમોએ ઘણી મહેનત તથા કાળજીપૂર્વક અનુભવ લઇને આ મલમ બનાવ્યો છે ડબ્બી એકના આના ચાર.

બહાર ગામના આરડરો વી. પી. થી. અગર અગાઉથી પૈસા મોકલવાથી તરતજ માલ રવાના કરવામાં આવશે.

---

# ઈલેક્ટ્રા રૂમેટીક બામ.

## ( ઘણોજ ફાયદા ભરેલો મલમ. )

આ મલમ લગાડવાથી શરીરના દરેક ભાગની સરદી મટે છે, માથાનો દુખાવો, સાંધા ઝલાઇ જવા, સોજા ચડવા, ગરદનની નસો રહી જવી, રગ ત્રક થવુ, કમર તથા પગનું રહી જવું તે ઉપર ચોળવાથી ઘણો અસરકારક ફાયદો થાય છે.

ઘણા હુંશીઆર અનુભવી માણસોની સલાહનું આ પરિણામ છે.

સ્ત્રીઓને સુવાવડમાંથી ઉઠવા બાદ આ મલમ ઘણો લાભકારક ગણાયો છે, બાટલી ઉપર અમારો ટ્રેડ માર્ક ( ઇલેક્ટ્રા ) જોઇને લેવાની ભલામણ કરવામાં આવે છે.

આરામ નહીં થાય તો પૈસા પાછા આપવામાં આવશે. ડબી एकना आणा छे.

---

## વિંછીની દવા.

**વાપરવાની રીત**—જે જગાપર વિંછી કરડે તે ડંખ ઉપર રૂ ભીંજવીને મુકવાથી વિંછી ઉતરી જશે. બાટલી એકની કિંમત. રૂ. ૦–૬–૦.

**સરવે જાતની છુટક તથા જથાબંધવીલાયતી દવાઓ વેચનાર.**

જહારકોટ, ગણેશવાડી, નાં. ૧૦ પો નં. ૨, મુંબઇ.

**ગજાનન હરી ની કંપની.**

GAJANANHARI & Co. Ganesh Wadi BOMBAY No. 2

બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો ! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ ! ! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાંજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખો:—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે.

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વરસની મોટી ઉમ્મરના અનાથને, અને દરમાસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પૂણ્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિ નીકળે ? જરૂર દયા લાવી

લખો:—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીયાદ.


ડોંગરેનું
બાલામૃત
નાનાં છોકરાંઓને માટે
અકસીર દવા

हल्कु सस्तु तेल वापरी मगज अने वाळने खराब शा माटे करोछो ?




## એશીઆ ખંડના

પુર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ સુધીના મુલકમાં

## સુર્ય ઉદય થતાં

હજારો સ્ત્રીઓ—સુંદર વાળને સારી હાલતમાં રાખવા માટે—ખરી પડતા વાળ અટકાવવા માટે—કાળા ભમર જેવા ખુબસુરત વાળ કરવા માટે—અને કંટાળેલા મગજને ઠંડુ રાખવા માટે

# કામીનીઆ ઑઇલ

વાપરેછે. આ તેલ વિદ્યાર્થીઓ, મગજ સબંધી કામ કરનારાઓ અને જેઓનું માથું હમેશ તપેલુ રહેતુ હોય તેઓને પણ ઘણુંજ ફાયદાકારક છે. કામીનીઆ ઓઇલમાં ઘણાજ કીમતી વસાણાં નાખી બનાવ્યું છે અને મગજને તાજગી બક્ષનારી મધુર અને મોહક ખુશબો તેમાં રહેલી છે. તમો જરુર વાપરી જુવો પછી હમેશ વાપરશો.

---

કી. બાટલી ૧ નો રુ. ૧–૦–૦ વી. પી. રુ. ૦–૪–૦
કી. બાટલી ૩ ના રુ. ૨–૧૦–૦ વી. પી. રુ. ૦–૭–૦

તા૦ ક૦—કેટલાક વેપારીઓ હલકા માલમાં સારો નફો મળવાની આશાએ હલકી જાતનું તેલ સારૂ અને સસ્તું છે એમ કહી, આપવાને કોશેશ કરે છે, તો તેવા ખરાબ વેપારીની દુકાન તરત છોડી જજો અને બીજી દુકાનેથી કામીનીઆ ઓઈલની સીલબંધ બાટલી લેજો.

**ધી એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કુંપની,**

નંબર ૧૫૫, જુમા મસીદ મુંબઈ.

## अमारुं दशमुं वर्ष.

પરમાત્માના અનુગ્રહથી શ્રી ભક્તનો દશમા વર્ષમાં પ્રવેશ થાય છે ! આ મંગલકર શુભ અવસરે પ્રિય વાચક ! તમારૂં અમારૂં અને જનસમાજનું વેગથી હિત સધાઓ એવી પ્રાર્થના કરતાં અમને ઘણો હર્ષ થાય છે. દિન પ્રતિદિન **શ્રી ભક્તનો** અધિક અને અધિક વિસ્તાર થતો જાય છે અને તેમ થવામાં પ્રિય વાચક તમે સહાયભૂત હોવાથી તમારો પણ આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે.

**गत वर्षनो वृद्धिक्रम.** ગયા વર્ષમાં બનતા પ્રયાસે **શ્રી ભક્તે** જનસમાજની સેવા બજાવી છે અને તેનો પ્રત્યેક અંક પ્રજામાં આકર્ષક, બોધક અને કળા તથા લેખની વિવિધતા અને સુંદરતા વાળો થયેલો છે એ પ્રકારનાં સંખ્યાબંધ અભિનંદન પત્રો અમને મળ્યે ગયાં છે. આ સર્વ પત્ર લખનારાઓને અમે જુદા જુદા ઉત્તર નથી લખી શકયા તેથી તેમનો અત્ર સવિનય આભાર માનવામાં આવે છે.

**अमारा लेखको.** ગુજરાત અને કાઠિયાવાડના સુપ્રસિદ્ધ સાક્ષર નરરત્નો અને ભગિનીઓ, વિદ્વાન્ ગ્રેજ્યુએટો, વિદ્યાર્થીઓ, અને લેખન પ્રવૃત્તિમાં પ્રવેશ કરનાર આરંભક અભ્યાસીઓએ જે ઉત્સાહ, પ્રેમ, અને સહાનુભૂતિ " **શ્રી ભક્ત** " પ્રતિ દર્શાવ્યાં છે તેને માટે તે સહૃદય ચિત્તે તેમને વંદન કરે છે અને તેમના સવિશેષ લેખોની વૃષ્ટિથી પોતાનામાં નવપલ્લવિત પુષ્પલતાએ અને વાટિકાઓ આ દશમા વર્ષમાં ખીલી નિકળી સાહિત્યના વાતાવરણને રસમય પરિચયથી પ્રપૂર્ણ કરો એવી પ્રતીક્ષા કરે છે.

**भेटनुं पुस्तक.** અમારા ભેટના પુસ્તકને અમે જલદીથી પ્રસિદ્ધ નથી કરી શકયા તે માટે અમારા ગ્રાહકોની અમે ક્ષમા યાચીએ છીયે. સુજ્ઞ ગ્રાહકોને સ્વલ્પમાં સમજાશે કે અમે જે ઉત્તમ આકર્ષક ગ્રંથ બહાર પાડવાનું સાહસ હાથમાં લીધું છે તેનાં સાહિત્યો ભેગાં કરવા માટે સમયની અપેક્ષા રહે છે. અમારા મિત્રોને અમે વિવિધ સ્થળે લખી શ્રીમદ્ વલ્લભાચાર્ય મહાપ્રભુજીનાં બને તેટલાં ચિત્રો મેળવી અમને મોકલી આપવા તાકીદ કરેલી છે. અમારા મિત્રો અને પ્રતિનિધિઓએ કેટલાંક ચિત્રો અમને મોકલી આપેલાં છે અને વાચકોને સહસા આશ્ચર્ય પ્રકટે તેવી વિવિધ લીલાઓનાં ચિત્રો મેળવવાનો અમારો પ્રયાસ ચાલુ જ છે. થોડા સમયમાં અમારા કેટલાક પ્રતિનિધિઓ આ નિમિત્તે ખાસ પ્રવાસમાં જનાર છે અને તે પૃથ્વીથી જે જે ચિત્રો

ગ્રંથમાં મુકવા માટે પસંદ થશે તેના અમારા ખાસ કારીગર પાસે અમે બ્લોક કરાવી, છાપવાના કામનો આરંભ કરીશું.

ચિત્રોમાં અમને જણાવવાની ફરજ પડે છે કે **શ્રી ભક્ત**માં વપરાતા ઉંચી જાતના કાગળો છુટક મળી શકતા નહિ હોવાથી અમારે ખાસ ઓર્ડર આપી જથ્થાબંધ વિલાયતથી મંગાવવા પડે છે. ગયાં વર્ષ માટે જે અંદાજથી અમે કાગળો મંગાવ્યા હતા તે ગ્રાહકોની સંખ્યાધાર્યા કરતાં સવિશેષ પ્રમાણમાં વધી જવાથી અને કેટલાક અંકો મોટા કદના કાઢવામાં આવેલા હોવાથી ખુટી ગયા છે. ભેટનું પુસ્તક છાપવા માટે હિસાબ ગણી જેટલાં રીમ અમે વધારે મંગાવ્યાં હતાં તે બધાંજ માસિકના અંકોમાં વપરાઈ ગયાં છે અને નવા વર્ષનો આ અંક કાઢવા માટે ઘણા પ્રયાસે થોડાં રીમ અમે મુંબઈથી મેળવી શક્યા છીએ. અમે ચાલુ માસમાં ભેટના પુસ્તક માટે અને માસિક માટે કાગળોનો ઓર્ડર વિલાયત મોકલાવ્યો છે અને ત્રણથી ચાર માસમાં તે માલ અમારા સ્વાધીનમાં આવી પહોંચવાની વકી છે. કાગળો આવી પહોંચતાં અને ચિત્રો તૈયાર થતાં તત્કાલ અમે શ્રીમદ્-વલ્લભાચાર્ય મહાપ્રભુજીના સચિત્ર ચરિતામૃતનું ભેટનું પુસ્તક પ્રસિદ્ધ કરીશું અને અમારા ગયા વર્ષના ગ્રાહકોને મોકલી આપીશું.

વળી અમને કેટલાક સજ્જનો તરફથી એવી સૂચના કરવામાં આવી છે કે અમારાં ભેટનાં પુસ્તક અમે **श्री चित्रचंद्रस्मारक धार्मिक किरणा-वलि** રૂપે પ્રસિદ્ધ કરીએ છીએ તેથી તે પુસ્તકને **श्री चित्रचंद्रना** સ્વરૂપાસ્થાનની તિથિ માર્ગશીર્ષ શુદ પંચમીએ પ્રસિદ્ધ કરવામાં આવે તો તેની સવિશેષ સાર્થકતા મનાય.

પૂર્વોક્ત સર્વ કારણોને લીધે અમે માર્ગશીર્ષ માસમાં ભેટનું પુસ્તક પ્રસિદ્ધ કરવાની આશા રાખીએ છીએ અને અમારું માસિક અમુક વ્યવસ્થામાં ગોઠવાઈ જતાં અમે વર્ષના આરંભમાંજ આવતા અંક સાથે જ ભેટનું પુસ્તક પ્રસિદ્ધ કરી શકીએ એવી યોજના ઉપર આવવા પ્રયાસ ચલાવી રહ્યા છીએ.

**પ્રેસ અને કારીગરો.** **શ્રી લક્ષ્મીઆર્ટપ્રીન્ટીંગવર્કસ**થી હવે ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે. અમારા માસિકના કાર્યમાં ઉત્સાહથી અને અદ્વિતીય ખંતથી મદદ કરવા માટે અમે તે પ્રેસના માલિકો તથા મેનેજરનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. તેઓ અમારા ખયાલ અને નમુના મુજબ બરાબર ચિત્રોની અને છાપવાની કારીગરીની જે સગવડો અમને આપે છે તેથી અમારા લેખકો અને વાચકોમાં અમારું માસિક અતીવ પ્રિય થઈ પડ્યું છે. ચિત્રો તૈયાર કરવામાં જે કારીગરોની અમને મદદ મળે છે અને રંગોની પસંદગીમાં જે કળા કૌશલ્યની અમને તેઓ સહાનુભૂતિ આપે છે તેથી અમારાં ચિત્રો જગતમાં

ઘણાં વખણાઇ રહ્યાં છે એટલું જ નહિ પણ કેટલાક સજ્જનો તરફથી છુટાં ચિત્રો અમુક મુલ્યે તેમને અમે આપીએ અને તેઓ છબીઓમાં જડાવી ઘરમાં શોભા માટે ગોઠવી શકે એવી માગણીઓના પત્રો અમારા ઉપર આવે છે.

માસિકની નિયમિતતાનો આધાર **સત્યવિજય** પ્રેસના સાહસિક મેનેજર અને મહેનતુ કારીગરોપર વિશેષ હોવાથી અમે તેમને ધન્યવાદ આપીએ છીએ. અમારૂં કામ પ્રેસમાં મોડું મળવાના સંજોગોમાં તેઓ વિશેષ સમયના રોકાણથી પણ અંકો તૈયાર કરવામાં જે ઉત્સાહ દર્શાવે છે તેને માટે અમારી કાર્યવાહી કમીટી તેમને ધન્યવાદ આપે છે.

**નવો અંક.** **શ્રી** ભક્તના નવા અંકનાં દર્શનથી પ્રિય વાચક ! તમને અવશ્ય પ્રસન્નતા અને આશ્ચર્ય ઉત્પન્ન થયાં હશે જ. Latest Journalism અર્થાત્ વીસમીસદીની વર્તમાનપત્ર પ્રસિદ્ધિની પ્રગતિમય કળાની પદ્ધતિના અંશો તેમાં દાખલ કરવામાં આવ્યા છે. યુરોપ, અને અમેરિકામાં જે ચાલુ આકર્ષક ઉત્તમ પદ્ધતિઓ વૃદ્ધિ પામતી જાય છે તેની લાભપ્રદ છાયા આપણા દેશનાં પત્રોમાં પણ આવે એવા આશયથી અમારા વિદ્વાન્ સહાયક શ્રીયુત ગોવર્ધનભાઈ ઈ. પરેલની સૂચનાઓ અને નમુનાઓ ( Designs ) થી આ અંકને લેખ, ચિત્રો, અને ગોઠવણીથી નમુનેદાર બનાવવામાં આવ્યો છે. અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યના અંકોમાં પણ અમે એવી વિવિધતા અને ઉત્તમતા દર્શાવી અમારા વાચકોને આનંદ અને જ્ઞાન સાથે ઉન્નતિને સધાવવામાં વિજયી નિવડીશું. **અસ્તુ.**

**એક ઇનામ.** પુંઠા ઉપરનું **સંજ્ઞા, કળા,** અને **અર્થચમત્કૃતિવાળું** ચિત્ર તમે પુનઃ પુનઃ બારીકાઈથી અવલોક્યું હશેજ. તે ચિત્રમાં જણાતી સ્પષ્ટ અને અસ્પષ્ટ ખુબીઓ તથા સૂચનાઓના વર્ણનની કવિતા જે ગ્રાહકો તરફથી અમને મોકલવામાં આવશે તેમાંથી જે કવિતા કમીટીમાંથી પસાર થશે તે **આશ્વિનના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.** અને તેના લેખકને **રૂપૈયા દશનું ઇનામ આપવામાં આવશે.** આશ્વિનની પ્રતિપદા પહેલાં જે કવિતાઓ અમને મળશે તે જ પસંદગીના લીસ્ટમાં દાખલ કરવામાં આવશે જેથી લેખકોએ **તે સમય પહેલાં** અમને પોતાની કવિતાઓ મોકલી આપવી.

**એક અભિનંદન.** **શ્રી ભક્ત**ના લેખક અને એલ્ફીન્સ્ટન કોલેજના માજી ફેલો મી૦ વનીચંદ મોરારજી કોઠારીને બીઙ્ એલ. એલ. બીની પરીક્ષામાં ફર્સ્ટકલાસ ફર્સ્ટ પાસ થવા માટે અમે અભિનંદન આપીએ છીએ.

# સમાનતા.

પ્રોફેસર. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. એમ. એ.

પ્રાચીન ભારતવર્ષ! વિશ્વામિત્ર વસિષ્ઠ જેવા મહર્ષિઓનું દેદીપ્યમાન ભારતવર્ષ! તારૂં ગૌરવ અને મહત્વ યાદ કરતાં આધુનિક પતિત ભારતવાસીઓનાં પણ રોમાઞ્ચ ખડાં થાય છે. વિજ્ઞાનની પરાકાષ્ઠાએ વિરાજતું યશસ્વી આર્યાવર્ત પુરાતન સમયમાં ફક્ત ભારતવાસીઓને જ ધર્મનાં અને નીતિનાં રહસ્યો શીખવતું, એટલું જ નહીં પણ તે સમયે સચરાચર જગત્ ભારતવર્ષના પુણ્યશાલી મુનિવરોના પગ આગળ ચારિત્ર્ય અને સ્વકર્તવ્યના રૂડા પાઠ પ્રેમપૂર્વક શીખતું. ગંગાનદીના શીતલ શ્વેત સલિલથી પવિત્રિત પર્ણકુટીઓમાં પરમાત્માના ધ્યાનમાં લીન થયેલા ઋષિઓ ઐહિક સુખ તરફ નજર પણ નાંખતા નહીં. તેઓ પોતાની અકિંચનતામાંજ પોતાનું ગૌરવ સમજતા. તેમની જિતેન્દ્રિયતાથી તાજુબ થઇ સિકંદર જેવા જગદીશ્વરો પણ તેમના ચરણકમલમાં મસ્તક નમાવતા. આવા પરાક્રમી વીર પૂર્વજોનાં આખા વિશ્વને અજાવી નાંખે એવાં જીવનોથી ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ પાને પાને ઝળહળી રહે છે. પણ હમણાં આપણે તે તરફ નજર કરીએ છીએ ત્યારે કાલિદાસની પંક્તિ યાદ આવ્યા વિના રહેતી નથી.

**क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः॥**

"ક્યાં સૂર્યનો વંશ અને ક્યાં મારી અલ્પ બુદ્ધિ?" તેવીજ રીતે આપણને પણ સહેજ તેવું જ મનમાં આવ્યાવિના રહેતું નથી અને અનાયાસે બોલાઇજ જાય છે કે—

**क्व पूर्वजानां गुरुता महिम्ना**
**क्व शोचनीया कृपणा स्थितिर्नः ॥**

"આપણા પૂર્વજોનું મહાન્ ગૌરવ ક્યાં અને ક્યાં આપણી દયાજનક અને શોચનીય આધુનિક સ્થિતિ?"

શા કારણથી પ્રાચીન ભારતવર્ષ મોટું હતું! આ સવાલનો જવાબ ફક્ત એકજ શબ્દમાં હું આપી શકીશ. આપણા પ્રાચીન મુનિઓએ સમાનતાનો સિદ્ધાંત પોતાના આચરણમાં અને હૃદયમાં સારી રીતે ઠસાવી દીધો હતો. તેઓ દરેકે દરેક મનુષ્યને પરમાત્માનો બાળક સમજી તેને તેના ગુણ કર્મ પ્રમાણે માન આપતા હતા. નિરક્ષર બ્રાહ્મણ કરતાં સાક્ષર શૂદ્ર વધારે સન્માન પામતો હતો. નાના મોટાનો તફાવત કરવામાં આવતોજ નહીં. વિદ્યાનાં દ્વાર સઘળાને માટે ખુલ્લાં હતાં. પુરાવામાં વધારે નહીં પણ શ્રી કૃષ્ણ પરમાત્માનાં શ્રીમદ્ ભગવદ્ગીતાનાં વચનો પુરતાં છે,

**विद्याविनय संपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः॥**

"વિદ્યા વિનયસંપન્ન બ્રાહ્મણ યાતો ચાણ્ડાલ ગાય હાથી યા કુકકુર, આ સઘળાઓ તરફ પણ્ડિતોએ સમાન દૃષ્ટિથી નજર કરવી."

અર્થ એટલોજ નીકળે છે કે ગમે તેવી પંક્તિનો માણસ હોય તેનો તિરસ્કાર કરવો નહીં. આગળ ચાલતાં શ્રીકૃષ્ણ ભગવાન જણાવે છે કે:—

**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः॥**

"જેઓનું મન સમાનતાનો સિદ્ધાંત બરોબર સમજી શક્યું છે તેઓએજ અત્રે સમગ્ર સૃષ્ટિ જીતી છે."

દાખલા તરીકે, ફ્રેંચવિપ્લવના પરિણામ તરીકે સમાનતા (Egalite) અને ભ્રાતૃભાવ

# प्लेटोनो आदर्शरुप समाज.*

પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી એમ. એ.

પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞોમાં પ્લેટોનું નામ પ્રથમ પદ ભોગવે છે, ને પ્લેટોની ઉત્તમમાં ઉત્તમ કલ્પના એ " Republic " (" પ્રજાસત્તાક રાજ્ય " ) નામના સંવાદમાં એકઠી થએલી છે. પ્લેટો તત્ત્વજ્ઞ હતો, પણ એનું તત્ત્વજ્ઞાન શુષ્ક નહોતું. એનું તત્ત્વજ્ઞાન ગદ્યમાં છે છતાં તેમાં કવિતાની મોહકતા છે. કવિઓનો પ્લેટો શત્રુ હતો, છતાં એ જાતેજ કવિ તત્ત્વજ્ઞ હતો-એની શૈલી, એના વિચારો, એ સર્વે બાબતોમાં આપણે એની રસિકતા સહેલથી જોઈ શકીએ છીએ.

'રિપબ્લિક' શું છે? પ્લેટોના 'સંવાદો'માંનો એ એક ' સંવાદ છે. " ન્યાય તે શું છે ? "-એ સવાલથી પુસ્તકની શરૂઆત થાય છે. એ વિષેના સાધારણ લોકપ્રચલિત અભિપ્રાયોનો સૉક્રેટીસ એક પછી એક રદીઓ આપે છે પણ તેમ તેમ નવી શંકાઓ ઉદ્ભવતી જાય છે. વ્યક્તિઓના સંબંધમાં ન્યાય તે શું એ સવાલના કરતાં રાજ્યમાં ન્યાય તે શું એ સવાલનું નિરાકરણ વધારે સહેલું પડશે, કારણ કે ન્યાય અન્યાયની બાબતો વ્યક્તિઓના સંબંધમાં જણાય તેના કરતાં રાજ્યમાં બહુ મોટા પ્રમાણમાં જોવામાં આવે એમ ધારી આદર્શરૂપ રાજ્ય કેવું હોવું જોઇએ તેનું ચિત્ર કલ્પવામાં આવે છે. આ રાજ્યની કલ્પનામાં પ્લેટો એના તરંગો પર કોઇ પણ પ્રકારનો અંકુશ રાખતો નથી, ને તેને પરિણામે વ્યવહારશૂન્ય વિચારો આપણને એ રેવુ કરે છે. પણ આ વિચારોમાંના કેટલાક વિચારો સર્વ દેશોમાં પ્રાચીન ને અર્વાચીન દરેક સમયમાં ને દરેક યુગમાં સત્ય છે; એટલુંજ નહિ પણ ન્યાયશાસ્ત્ર ને માનસશાસ્ત્રના કેટલાક અગત્યના નિયમો આ સંવાદમાં પ્રથમજ દૃષ્ટિગોચર થાય છે, ને તે પ્લેટોએ કદાચ સૌથી પ્રથમ શોધી કાઢયા હશે એમ જોવેટનું માનવું છે.

" રિપબ્લિક " ના સંવાદમાં સિફેલસ, પોલિમાર્કસ, થ્રેસિમેકસ, સૉક્રેટીસ, ને ઍડીમૅન્ટસ-એટલા મુખ્ય પાત્રો છે. સંવાદનો મોટો ભાગ સૉક્રેટીસ, ગ્લૉકન, ને ઍડીમૅન્ટસની વચ્ચે ચાલે છે. સિફેલસ વૃદ્ધ છે. પોતાના આત્મબળને લીધે યુવાવસ્થાની દુર્ગુણની લાલસાઓમાં એ સપડાયા નહિ પામેલો હોવાથી એની વૃદ્ધાવસ્થા શાન્ત ને સુખી જીવનના નમુનારૂપ છે. એ પ્રેમાળ છે, ને વાતનો શોખીન છે. દ્રવ્ય તરફ એ બિનપરવા રહે છે, તોપણ દ્રવ્ય હોય તો માણસો અપ્રમાણિક કે અસત્યશીલ થવાના પ્રસંગોથી દૂર રહી શકે છે એ વાત એ સમજે છે ને કબૂલ કરે છે. સંવાદની શરૂઆત આ પાત્ર કરે છે.

પોલિમાર્કસ એનો છોકરો ને વારસ છે. એ નિખાલસ છે, ને જુવાન હોવાથી ઉદ્ધત છે. એના પિતાની પેઠે એ પણ કહેવતો ને લોકપ્રચલિત જીવનસૂત્રોમાં શ્રદ્ધા રાખે છે. એના વિચારો સૉક્રેટીસના પૂર્વેના કાળના વિચારોનું ચિત્ર આપે છે. લોકપ્રચલિત જીવનસૂત્રોમાં રહેલા વિરોધનો એને સાક્ષાત્કાર થયો નથી, અને એવાં જીવનસૂત્રોમાં રહેલા વિરોધ દર્શાવનારા સોફિસ્ટ-ઉચ્છેદક ફિલસૂફોન

* પ્લેટોના Republic " નામના કાલ્પનિક સંવાદનો આ લેખ રસિક સાર છે, તેનાપર અન્તે લેખકની પોતાની ટીકા " છે.

વાકચાતુર્યના સપાટાઓ એણે હજી અનુભવ્યા નથી. દલીલ કરી શકવાને એ અસમર્થ છે ને સૉક્રેટીસની સાથે વાદમાં એ એવો ગભરાઈ જાય છે કે એ શું કહે છે તે પણ એ જાણતો નથી.

થ્રેસિમેકસ ખરાબમાં ખરાબ સૉફિસ્ટના નમુનારૂપ પાત્ર છે. સૉફિસ્ટ ફિલસુફો ગ્રીસમાં સૉક્રેટીસની પૂર્વે થઈ ગયા હતા. પ્રચલિત જીવનસૂત્રોમાં રહેલા વિરોધો પ્રકાશમાં આણી તેમનું ઉચ્છેદન કરવું ને તેને માટે ઘટે તેટલું વાકચાતુર્ય વાપરવું એ તેમનો ઉદ્દેશ હતો. તેઓ સ્વાર્થી હતા. સાચાનું જૂઠું ને જૂઠાનું સાચું કરતાં શીખવતા, શિક્ષણને અર્થે ફી લેતા એ તેમના સામાન્ય દોષો હતા. પ્લેટોએ તેમને બહુ હલકા મનુષ્યો તરીકે ચીતર્યા છે; પણ પ્રખ્યાત ઇતિહાસકાર ગ્રોટ તેમનો જબરો બચાવ કરે છે, ને તેમનું વર્તન કોઈપણ રીતે અયોગ્ય નહોતું એમ પ્રતિપાદન કરે છે. ...ધી કયો પક્ષ ખરો છે તે જોવું અત્ર ...ક નથી; એટલું નક્કી છે કે પ્લેટોને ...ટો પ્રતિ તિરસ્કારનો ભાવ પ્રબળ હતો. ...રસ્કાર, થ્રેસિમેકસના વિચારો ને વર્તણુક- ...પ્લેટો એના સંવાદમાં પ્રાદુર્ભૂત કરે ...સિફેલસ ને પોલિમેકસના કરતાં થ્રેસિ- ...જ્ઞાનમાં આગળ વધેલો છે, કારણ કે ...ત્ર છુટાં છવાયાં જીવનસૂત્રોથી એ સંતોષ પામતો નથી, અને સામાન્ય નિયમોનું સંશોધન કરવાને એ તત્પર હોય છે. પણ પૈસા લીધા વગર સંવાદમાં ઉતરવાને એ ના કહે છે ને લાંબા લાંબા અસંબદ્ધ ભાષણો કરીને સૉક્રેટીસના પંજામાંથી સરકી જવાને ઘણી-વાર એ પ્રયત્ન કરે છે, છતાં તેમાં અન્તે અસમર્થ નીવડે છે. ઘણો ગુંચવાય છે ત્યારે એ ચીડવાઈ જાય છે, ને નબળા માણસનું જબરૂં શસ્ત્ર–ઉદ્ધત ને અયોગ્ય ભાષાનો એ છેવટે ઉપયોગ કરે છે, અન્તે દલીલમાં એ હાર પામે છે.

થ્રેસિમેકસને સૉક્રેટિસ ચૂપ કરે છે. ત્યાર પછી ગ્લૉકન ને ઍડીમૅન્ટસ એની સાથે દલીલમાં ઉતરે છે. ગ્લૉકન ને ઍડીમૅન્ટસ બન્ને ભાઈઓ છે ને તેઓ બન્ને એક સરખા વિચાર ધરાવતા લાગે છે. તોપણ તે બેમાં ભિન્નતા પણ છે. જ્યારે ગ્લૉકન ચપલ બુદ્ધિવાળો છે, ત્યારે ઍડીમૅન્ટસ પરિપક્વને સંગીન વિચારોની તરફેણવાળો છે; એકમાં જુવાનીનો જોસ્સો ને ચાંચલ્ય છે ત્યારે બીજામાં વૃદ્ધ મનુષ્યના જેવી પરિપકવતા છે, ગ્લૉકન રસિક છે, ગાયનનો ને કળાઓનો શોખીન છે, અને જીવન વિષે ઉપલકીઆ વિચારો પ્રકાશમાં આણે છે, છતાં સત્ય ને ન્યાયમાં એ શ્રદ્ધા રાખે છે. એ જબરો મશ્કરો છે, ને સામા પક્ષને બનાવવામાં સૉક્રેટીસને ટેકો આપવામાં હમેશ તૈયાર હોય છે. ઍડીમૅન્ટસની દલીલો એના જેવી ઉપલકીઆ હોતી નથી; એની દલીલો પુખ્ત અનુભવથી પોષાયલી હોય છે. બન્ને ભાઈઓ સૉફિસ્ટોની ખોટી દલીલો પકડી શકે છે, ને આ બાબતમાં સૉક્રેટીસના ચેલાઓ છે. બન્ને પાત્રોમાં સરખામણી છે, છતાં બન્નેમાં વૈવિધ્ય છે, તેથી કળાની દૃષ્ટિએ જોતાં સંવાદમાં બન્નેનું યોગ્ય સ્થાન છે, અને બન્ને આવશ્યક છે.

ઉપર દર્શાવેલો પાત્રોનો ક્રમ પ્લેટોએ મુદ્દાસર રાખેલો છે; એ ક્રમ નીતિશાસ્ત્રના પ્રાચીન ગ્રીક ઇતિહાસના જુદા જુદા ક્રમો દર્શાવે છે. સિફેલસ ને પોલિમાર્કસ પ્રાચીન ગ્રીસના એથીનીઅન ગૃહસ્થાશ્રમનાં જીવન-સૂત્રો, ને કહેવત કહેણીઓના સમયનાં સૂત્રોની નીતિશાસ્ત્રના પ્રથમ અવસ્થા દર્શાવે છે. તે પછી ઊહાપોહનો ને અંકુશરહિત અનિયંત્રિત સામાન્ય સિદ્ધાન્તોનો સમય સૂચવનાર સૉફિસ્ટોના સિદ્ધાન્તોનો સમય આવે છે, તે સમયનું ચિત્ર થ્રેસિમેકસ દર્શાવે છે; ને તે પછી સૉફિસ્ટોની દલીલ સમજી શકનારા પણ

તેમના ઉત્તરોથી સંતોષ નહિ પામનારા ને સૉક્રેટીસ પાસે સત્યજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરનારા બે એના શિષ્યો આવે છે. આ પ્રમાણે ગોઠવેલો પ્લેટોનો ક્રમ ઐતિહાસિક દૃષ્ટિએ વાસ્તવિક છે, ને નીતિના જ્ઞાનની પ્રાપ્તિને અર્થે અનુભવાતી જુદી જુદી માનસિક સ્થિતિઓ એક નાટકકારજેવી અચ્છી કળાથી પ્લેટો આપણા સમક્ષ રજુ કરે છે. કહેવાની જરૂર નથી કે સંવાદમાંનો સૉક્રેટીસ ઐતિહાસિક સૉક્રેટીસ નથી પણ પ્લેટોએ કલ્પેલો ઐતિહાસિક વ્યક્તિને મળતો આવતો આદર્શરૂપ સૉક્રેટીસ છે.

સંવાદની શરૂઆત એક આબેહુબ ગ્રીક ચિત્રથી થાય છે. એક ગ્રીક દેવીના માનમાં ઉત્સવનો દિવસ હતો, તે વખતે સૉક્રેટીસ ને એના મિત્રો ઉત્સવના સ્થળમાંથી પાછા જતા હતા, ત્યાં રસ્તામાં પોલિમાર્કસ તેમને રોકે છે ને પોતાને ઘેર લઇ જાય છે, ત્યાં પોલિમાર્કસનો પિતા સિફેલસ એક તકીઆવાળી ખુરશીપર બેઠેલો હતો. તે તેમને આવકાર આપે છે, ને સૉક્રેટીસને પોતાને ઘેર વારંવાર આવી વાતનો આનંદ આપવાની વિનતિ કરે છે, કારણ કે અતિ વૃદ્ધ થયો હોવાથી તેનાથી પોતાથી બહાર નીકળાતું નહોતું. એ કહે છેઃ—

"મને કહેવા દો કે શરીરની મોજમઝાઓ જેમ જેમ વધારે વધારે ક્ષીણ થતી જાય છે તેમ તેમ વાતચીત કરવામાં મને વધારે ને વધારે આનંદ ને આકર્ષણ થાય છે. મારી વિનતિનો તમે અનાદર ન કરશો, પણ અમારું ઘર તે તમારું આશ્રમ કરો ને આ બધા જુવાન માણસોની સાથે સોબત રાખો; આપણે જૂના મિત્રો છીએ, ને તમને અમારી સાથે ઘરમેળેતુંજ લાગશે.'

"મેં (સૉક્રેટીસે) ઉત્તર આપ્યોઃ સિફેલસ, મને પોતાને તો વૃદ્ધોની સાથે વાત કરવા કરતાં બીજું કંઇજ વિશેષ રુચિકર લાગતું નથી; કારણ કે વૃદ્ધ મનુષ્યોને હું પ્રવાસીઓ જેવા ગણું છું, તેઓએ જે રસ્તે પ્રવાસ કર્યો છે તે મારે પણ ખેડવો પડે, ને તેમને મારે પૂછવુંજ જોઇએ કે રસ્તો સાફ ને સહેલો છે, કે ટેકરાટૈયાવાળો ને અઘરો. કવિઓ જે કાલને "વૃદ્ધાવસ્થાનો ઉમરો" અર્થાત્ તેની શરૂઆત કહે છે તે કાલ આગળ તમે આવી પહોંચ્યા છો ને તેથી તમને હું પૂછીશ—જિંદગી અન્ત નજીક વધારે વિકટ છે, કે કેમ, તે વિષે તમે શું હેવાલ આપો છો ?"

સિફેલસ ઉત્તર આપે છે કે વૃદ્ધાવસ્થાનો સમય તો શાન્તિનો સમય છે ને દુર્વાસનાઓનું બળ તે વખતે સર્વોપરિ સત્તા ભોગવી શકતું નથી. ખરી વાત છે કે લોકો વૃદ્ધાવસ્થાને વિષે જાત જાતની ફરીઆદો કરે છે. કોઈ કહે છે "હું ખાઈ નથી શકતો, 'હું પી નથી શકતો; યુવાવસ્થાના ને પ્રેમના આનંદો જતા રહ્યા છે; એક સમય સારો હતો, પણ હવે તે દિવસો ગયા છે, ને જીવન હવે જીવનજ રહ્યું નથી. કેટલાક વળી પોતાના સગાંઓએ કરેલા તિરસ્કાર વિષે ફરીઆદ કરે છે, ને વૃદ્ધાવસ્થા કેટલાં બધાં દુઃખોને ઉત્પન્ન કરે છે તેની દિલગીરીથી વાત કરે છે." આ બધું ખરું છે. પણ વૃદ્ધાવસ્થામાંજ કંઈ દોષ નથી. તેમ હોય તો તે કોઇને પણ સુખકર ન હોવી જોઇએ, પણ તેવું નથી. સુખ દુઃખ માણસના મનનાં વલણ પર આધાર રાખે છે.

સૉક્રેટીસ કહે છે કે આ વાત સત્ય છે, પણ "સિફેલસ, લોકો એમ ધારે છે કે વૃદ્ધાવસ્થામાં તમને કંઈ દુઃખ નથી લાગતું તેનું કારણ તમારો આનંદી વા શાન્ત સ્વભાવ નથી પણ તમે પૈસાદાર છો તે છે, કારણ કે એ તો જાણીતું છે કે પૈસાથી માણસને ઘણો આરામ મળે છે,"

આનો ઉત્તર એ મળે છે કે માત્ર સદ્ગુણથી કે માત્ર પૈસાથી માણસ સુખી બનતો નથી, બન્નેની જરૂર છે, " કારણ કે સદ્ગુણી ગરીબ મનુષ્યને વૃદ્ધાવસ્થાનો બોજો ભાગ્યેજ ઘોડો લાગે, ને દુર્ગુણી પૈસાદાર માણસ ભાગ્યેજ શાન્તિ મેળવી શકે. " આમ પૈસાની જરૂર છે ખરી, પણ ધારવામાં આવે છે તેટલી બધી જરૂર નથી. સૉક્રેટીસ ધારે છે કે સિફેલસની પાસેનો પૈસો જાત મહેનતથી મેળવેલો નહિ પણ વારસામાં આવેલો હોવો જોઇએ, કારણ કે જેણે જાતે મહેનતથી દ્રવ્ય સંપાદન કર્યું હોય છે તેને તે તરફ વિશેષ પ્રેમ હોય છે, અને પૂછે છે કે " તમારા પૈસાથી તમને મોટામાં મોટો લાભ શો મળ્યો છે ? " સિફેલસ ઉત્તર આપે છે કે માણસ જ્યારે વૃદ્ધ થાય છે ત્યારે કયાંતો અવસ્થાથી ઉત્પન્ન થતી મનની નિર્બલતાને લીધે, કે કાંતો અપર દુનિયામાં ભોગવવાના ફળની બીતિનેલીધે એને જાત જાતની શંકાઓ ને ભયો ઉપરાઉપરી આવ્યાં જાય છે, ને એણે બીજાઓને જે જે પીડા કરી હોય તે વિષે વિચારો ને મનનો કરવાનું શરૂ કરે છે; અને " દરેક માણસને નહિ પણ સદ્ગુણી માણસને તો દ્રવ્યનો મોટો લાભ એ છે કે જાણતાં કે અજાણતાં બીજાઓને છેતરવાની એને તકજ હોતી નથી; અને જ્યારે એ બીજી દુનિયામાં જાય છે ત્યારે દેવોને બલિદાન આપી સંતુષ્ટ કર્યા છે કે નહિ કે લોકોનું લેણું ચૂકવ્યું છે કે નહિ એ બાબતોમાં એને કંઇજ ભય નથી હોતો. હવે આ માનસિક શાન્તિ આણવામાં દ્રવ્ય આપણી પાસે હોય તો તેથી આપણને ઘણી મદદ મળે છે; ને તેટલા માટે લાભાલાભની તુલના કરતાં હું કહું છું કે દ્રવ્યનો મોટામાં મોટો લાભ ડાહ્યો માણસ આને ગણશે એમ હું માનું છું. "

અહીં આગળ સૉક્રેટીસને વિષયનું રૂપ બદલવાની તક મળે છે, કારણ કે લેણું દેવું ચૂકતું કરવું એ ન્યાયી પુરૂષનું કર્તવ્ય છે; ને તેથી સૉક્રેટીસ સિફેલસને પ્રશ્ન કરે છે કે " ન્યાય એટલે શું ? " સિફેલસનું બોલવું સાઇમૉનિડીસના જીવનસૂત્રને આધારે હતું; તે સૂત્ર એ હતું કે " સાચું બોલવું ને લેણું ચૂકવવું. " પણ સૉક્રેટીસ આવાં અશાસ્ત્રીય જીવનસૂત્રથી સંતુષ્ટ નથી, કારણ કે એ પૂછે છે કે ન્યાયના લક્ષણમાં શું આ બે બાબતોનોજ સમાવેશ થાય છે ? " અને આને પણ અપવાદો નથી ? ધારો કે એક મિત્ર પોતે સ્વસ્થ ચિત્તમાં હોય ત્યારે મને એનાં હથીઆર સોંપી ગયો હોય ને જ્યારે સ્વસ્થ ચિત્તમાં ન હોય ત્યારે એ મારી પાસે તે પાછાં માગે; મારે શું તે પાછાં આપવાં ? " નહિજ. " એમ કરવાની મારી ફરજ છે કે એમ કરૂં તો મેં વ્યાજબી કામ કર્યું કહેવાય એવું કોઇ પણ કહેનાર નહિ નીકળે. " જેનું ભેજું ખસી ગયું હોય, જે ગાંડો થયો હોય તેને એનું હથીઆર આપણાથી પાછું ન અપાય. સિફેલસ અપવાદ કબુલ કરે છે, પણ કામ હોવાથી ત્યાંથી ખસી જાય છે, ને દલીલ, સૉક્રેટીસ મશ્કરીથી કહે છે તેમ, એનાપુત્રના વારસ પૅાલિમાર્કસને સોંપતો જાય છે. દલીલ આગળ ચાલે છે ને સાઇમૉનિડીસના સૂત્રનો અર્થ એવો કરવામાં આવે છે કે " જે યોગ્ય હોય તે કરવું; " આપણો મિત્ર ગાંડો થાય તો તેણે સોંપેલાં હથીઆર આપણે તેની અસ્વસ્થ સ્થિતિમાં પાછાં ન આપવાં, કારણ કે સાઇમૉનિડીઝનો અર્થ એવો છે કે "માણસે પોતાના મિત્રનું હમેશાં ભલું કરવું, કદાપિ તેને હાનિકર કંઈ કરવું નહિ. "

અપૂર્ણ.

# પુષ્પકળી.

બધાંય હસતાં પણ એ એકલી રડતી હતી.

લગ્નનો દિવસ તો પાસે આવતો ગયો. સગાં અને સહીપણીઓ ઘણુંય કહે કે "અલિ પુષ્પા, પરણ્યા વગર તે ચાલે આવાં ગાંડાં ક્યાંથી કહાડતાં શીખી! પછી ખાઇશ શું! ઓઢીશ શું?" "પણ મ્હારે તો લગ્ન કરવું નથી" એટલુંજ પુષ્પા બોલતી. સ્નેહીઓનાં વચનો પછી છાની છાની રડતી. લગ્નકાળ-શરીરનો-બળથી યોજાયલો લગ્નકાળ-સમીપ આવતો ગયો, પુષ્પકળીના મૃદુ તનનું યમદૂત માફક લોહી ચૂસતો ગયો.

સર્વે તેના દુઃખ તરફ બેદરકાર હતાં.

ગરીબ **પુષ્પકળી** વાસ્તે, પાંતરીસ વર્ષનો બે બાળક વાળો બીજી વારનો પતિ શોધી કાઢ્યો હતો. ક્યાં એ કર્કશ શબ્દ વાળો, છોકરાંની સંભાળ લેવાને એકલો અશક્ત ફરી લગ્ન કરવાને તૈયાર થએલો **પંકજરાય** અને કઠોર શબ્દના એક પ્રહારે ખરી જનારી, કુમળી **પુષ્પકળી**.!!!

× × - × ×

પેલું પૂલ પર કોણ ફરે છે! ઘડીમાં અસ્તે પામતા સૂર્ય તરફ-પોતાની આખર સ્થિતિ સરખાવતું, ઘડીમાં જળના પ્રવાહ તરફ કાળનું વહન સ્મરણ કરતું, નિશ્વાસ નાખતું એ કોણ ફરે છે! પાછળ કેમ જુવે છે!

એ તો જ્યોત્સ્ના, પુષ્પકળીની એક સખી.

મુખ પાછળ ફેરવતાં, ઝડપથી પગલાં ભરતી આવતી પુષ્પકળીને જોઇ મુખ મલક્યું-ખોટું ખોટું મલક્યું.

"જ્યોત્સ્ના! એકલી ક્યાંથી?"

"અમથીજ, જરા મનને ગમતું નહોતું એટલે અહિં આવી."

"પણ કોઇ દિવસ નહિ ને આજેજ. ભલી આવવા દીધી દુર્લભરાયે!"

"આજે વળી આવવા દીધી."

હૃદય રહ્યું નહિ. રોવાઇ જવાયું. બેસી ગઈ. પુષ્પકળી તેની સ્થિતિ જાણતી એટલે તેને કાંઇ અતિશય અચંબો લાગ્યો નહિ. પણ પાસે બેસી રડી ગઇ એ એને ગમ્યું નહિં. બન્ને જાનુપર આંખો દાબી જ્યોત્સ્ના રડી-ખુબ રડી. પુષ્પકળીએ રડવા પણ દીધી. હૃદય ખાલી થયું ત્યાં સુધી બોલી નહિં.

થોડીવાર રહી જ્યોત્સ્નાએ આંસુ લુછી નાખ્યાં. પુષ્પકળીને હવે તેનું દુઃખ પૂછવાનો યોગ્ય કાળ લાગ્યો.

"કહે કેમ રડી, સાચું કહી દે."

"કંઇ નહિં અમથીજ."

"ના, ના, અમથુ તે કોઇ રડે. બેન મને નહિ કહે તો પછી કોને કહીશ. હૃદય ખાલી કરીશ તો અડધું દુઃખ ઓછું થયું એમ લાગશે, કહી દે સાચે સાચું,"

"કંઇનહિ. આજે એમણે મારી'તી તેથી."

"મારી હતી! હેં! આજ સુધી તો હું નહોતી જાણતી કે ત્હને દુર્લભરાય મારતા હોય."

"ના, ના, એમ તો કંઇનહિ. મારતો ઘણીય વખત પડતો પણ આજે તો ઘોડાવાળાને ચાબકેથી મારી."

"હાય, હાય,-બેન, ચાબકેથી!-ત્હને!-દુર્લભરાયે!"

જે શરીરથી ઓળખાતી હોય તો તે દિવસની પુષ્પકળી આજ નથી. યૌવનાવસ્થામાં પ્રવેશ કરતાં એ મનોહર અવયવો નથી. મુખપરની તે સમયની રતાશ પણ હવે રહી શકી નથી. ભૂતકાળનાં સ્મરણો અને નિશ્ચયો માત્ર તાજાં હતાં. યુવાવસ્થાનાં ચિન્હો કોણ જાણે ક્યાંય જતાં રહ્યાં હતાં. વારંવાર આંસુ ગાળ્યાથી આંખની ચપળતા બધી અળગી થઇ ગઇ હતી.

માત પિતાનો ઇચ્છાવિરૂદ્ધ પરણાવવાનો આગ્રહ એનું હૃદય બાળી મૂકતાં હતાં.

પણ માતા પિતા કાંઈ એનાં દુશ્મન હતાં? એમને એમની પુત્રીનો સ્વાર્થ ખબર નહિ હોય તે જાણી જોઇને એને કૂવામાં ઉતારતાંહશે?

જો દુશ્મન નહતાં તો દુરાગ્રહ કેમ કરે? પોતાના બાળકની ઇચ્છા પ્રમાણે કેમ ન થવા દે? માત્ર તેમનાં મનની નિર્બળતા માટે.

પુષ્પકળી હાલ લગ્ન ન કરે અને પાછળથી અનિષ્ટ માર્ગે દોરાય તેનાં કરતાં પરણે તે શું ખોટું!

પણ પુષ્પકળીમાં એવી નિર્બળતા હતી? એનું મનોબળ અચળ ન હતું? ક્યારનીય એણે પ્રતિજ્ઞા લીધી હતી કે એવું અકૃત્ય એનાથી નહિ થાય. જો પ્રતિજ્ઞા પર વિશ્વાસ ન રખાય તો સંસાર ચાલેજ નહિ.

વળી પુષ્પકળી વાસ્તે પતિની પસંદગી પણ કેવી કરી હતી! ખીજવરની કન્યા તે મહા સુખ પામશે" પરણ્યા પછી તરતજ ઘરની ધણીયાણી થશે અને બધો કાર્યભાર એને હાથેજ ચલાવવાનો આવશે વિગેરે વિચારો હૃદયમાં રમી રહેલા હોવાથી માતપિતા તેમની પુત્રીનો સ્વાર્થ બગાડતાં હતાં. યુવાવસ્થાનો અરસપરસ આનંદ, પરણ્યા પછીની બાળચેષ્ટાઓ, અને યોગ્ય વયને લીધે અન્યોન્ય સહાય, એતો બધું યુવાન્ દમ્પતીમાંજ સમાયું છે.

પુષ્પકળીને પરણવાની ઇચ્છા ક્યાંથીજ થાય!

× × × ×

લગ્નનો પહેલો દિવસ છે. રાત્રિ પડી છે. કામથી થાકી ઘરનાં માણસો ગાઢનિદ્રામાં પડયાં હતાં. પુષ્પકળીના કપોલ આંસુથી હંમણાંજ સુકાયા છે. એ જાગતી સુતી છે. મુખ પર પડતો ઝીણા દિવાનો પ્રકાશ તેની છાની દૃષ્ટિઓ ફેંકતી આંખ અને સાંભળવાને વાસ્તે જણાઈ આવતી સાવધાનતા જણાવી દેતો હતો. ધીમેથી તે ઉભી થઈ. ઓરડાનું બારણું ઉઘાડયું. પ્હેરેલે વસ્ત્રે ઘરની બ્હાર નીકળી. પાછળનો રસ્તો લીધો. વારંવાર આજુબાજુ જોતી, ચંદ્ર જે રસ્તો બતાવે તે રસ્તે સત્વર ચાલી. કોઇ મને હમણાં દેખશે 'પકડશે' ની બ્હીકથી હૃદય ધબકતું હતું, ચાલતાં ચાલતાં પગ ધ્રુજતા હતા. ભવિષ્યનું ભાન નહતું. વર્તમાન કષ્ટમાંથી છુટું એજ રમી રહ્યુ હતું. આશરે એ ગાઉ ચાલી આવી હતી.

પણ—પણ—ઝાડીઓમાં છુપાતો, અત્યંત વેગથી દોડતો, જો ખબર પડી જશે તો તરતજ પ્રાણ ત્યાગ કરશે એ વિચારથી સાવધ રહેતો, ક્રોધથી ધુંધવાતો અને અત્યંત હર્ષે ભરાયલો પુષ્પકળીનો પિતા પાસે આવી બાથમાં પકડી લેતો જોયો. તે પાછી ફરી ગઇ. બેસી ગઇ, ભયથી હિંમત જતી રહી. આગળ જઈ શકાયું નહિં. પાપી પિતાએ હાથ પકડયો.

"મ્હને જવાદો–રીબાવીને શું કરવા મારો છો? એમને એમજ પુરી કરી નાખોને" વધારે બોલાયું નહિં. મોટેથી રડી જવાયું.

"ચૂપ, રહે." ગગન ભેદે તેવા અને કઠોર શબ્દથી પુષ્પકળીનું કોમળ શરીર થરથર્યું. દુષ્ટ પિતા ખેચી ગયો. રોતી રોતી, સગાં સં-

બ્હીકો આગળ, પોતે નાસી ગએલી હોવાથી, મુખ બતાવવાને શરમાતી, પૃથ્વીમાં પેસી જવાનું ઇચ્છતી, પુષ્પકળી પિતાની પાછળ ઘસડાતી ચાલી.

"એવ પુરાણ હતોને.!!!

× × × ×

પુષ્પકળીના સુખના દિવસોને અસ્ત કરતો, તેના લગ્નના દિવસનો સૂર્ય ઉગ્યો. સમય જતાં વર્ષોડો ચડ્યો. પાંત્રીસ વર્ષના છતાંય પંકજરાયને ઘોડે બેસવાનું મન થયું. હર્ષ પામતા કન્યાને ઘેર આવ્યા. હસ્ત મેળાપ થયા. ફેરા ફરવાનો સમય થયો. રિવાજ પ્રમાણે પુષ્પકળી આગળ અને પંકજરાય પાછળ એમ ફરવાનું શરૂ થયું છેલ્લો ફેરો આવ્યો. પુષ્પકળી તો શૂન્યજ હતી. પરણી ન પરણી તેનું તેને ભાન ન હતું. આચાર્ય બતાવે તેમ કરી ગઇ હતી. પ્હેલું બેમે તેનું ચલણ થાય. વર તરફના વરને ઉશ્કેરે, કન્યા તરફના કન્યાને ખેંચે. પાંત્રીસ વર્ષનો પંકજરાય, નાની પુષ્પકળી પાસે ચિવના ગોરિયા સરખો, શરીરે હષ્ટ પુષ્ટ. તેને પ્હેલું બેસવાનું મન થઇ આવ્યું. ફેરો ફરી પ્હેલો બેસવા ગયો. પાટલા પર ઘી ઢોળાણું પગ નૂર્તાં લપસી ગયો. હોમ ભડભડ સળગતો હતો. એકદમ અવાજ સાથે તેની ઉપર પડ્યો. વસ્ત્ર સળગ્યું. પુષ્પકળીનું ભોરણ તૂટ્યું. સર્વત્ર ગભરાટ ફેલાઇ ગયો. આચાર્ય એકદમ ઉભા થઇ ગયા. ભારે શરીરને લીધે એકદમ પંકજરાયથી ઉઠાયું નહિ. છેડો સળગતાં આખું પિતાંબર સળગ્યું. બે ચાર બ્રાહ્મણોએ ખેંચી લીધા. માથું દિવાપર પડતાં ચોટલી બળી ગઇ અને ભભકામાં વળ દીધેલા મૂછના તાર સળગ્યાં આથી મૂછ પણ સળગી ગઇ. બીજાં વસ્ત્રો બદલાવતાં અને શું કરવું એના ગભરાટમાં ઘણોખરો અંગનો ભાગ દાઝી ગયો. લગ્ન લગ્નને ઠેકાણે રહ્યું. તરતજ ગાડીમાં સુવાડી દવાખાને મોકલાવી દીધા. "રોતું જાય તે મુવાની ખબર લાવે" વિગેરે કટુ શબ્દો કહી અનિષ્ટ પરિણામનું કારણ પુષ્પકળી ગણાઇ. હવે શું થશે! હસ્ત મેળાપ અને ફેરા પણ પૂરા ફરાઇ ગયા હતા. પંકજરાયને નહિ મટે તો છોડીની શી વલે થશે. એવા શોકના ઉદ્દગારો સ્ત્રી પુરૂષ કરવા લાગ્યાં.

દાક્તરે નસ્તર મૂકી ફોલ્લા ફોડી નાખ્યા. ચાંદીઓ પડી ગઇ. એકદમ તાવ આવવા લાગ્યો. અને ચારેક દિવસ રહી પંકજરાય પરમ ધામને પંથ થઇ ગયા. મંગલ હોમની ચિતા થઇ.

× × × ×

કંઇક દિવસો વહી ગયા છે.

બધાંય રડતાં હતાં પણ એ એકલી હસતી હતી.

---

## —म्हारा एक पूज्यनी गंभीर विस्मृति.—

( ગુજરાતીમાં વિજ્ઞાન તથા કલાનું શિક્ષણ. )

વાંચક ! ક્ષોભ પામીશ ના. કંઈકથી શરૂ કરી કંઇક જતાં સમાપ્તિ કરવા આજે વિચાર છે, અને વચ્ચે પણ અનુક્રમને ઓળંગવા દૃઢ નિશ્ચય કર્યો છે. સાંભળવા વૃત્તિ જાગ્રત થતી હોય તો ડોક લાંબી કરી કાન પકડી મારા તરફ ધર અને ચક્ષુ પ્રસાર.

હું શરૂ કરીશ વડોદરાથી અને વિરમીશ અમદાવાદ; છતાં વચ્ચે વડોદરા અને અમદાવાદ અનુક્રમ શિવાય પણ આવશે.

આ સેવકને શ્રી ગુર્જરી સાહિત્ય પરિષદ્‌ના ચતુર્થ રૂપનું દર્શન કરવાનો અલભ્ય લાભ મળ્યો હતો. ઉપરોક્ત માતાજીની સમક્ષ કરવામાં આવેલાં મધુર ગાનોમાં આ સેવકને તો માત્ર એકજ અંતરમાં ચોંટી ગયું હતું. અને તે કહુંકે ! શું ? સણુર–તે "ગુજરાતીમાં વિજ્ઞાન તથા કલાનું શિક્ષણ" હતું. મનેજ ગમ્યું હતું એમ નહિ પણ સભા પણ શાંત ચિત્તે તેમાં ગરકાવ થઇ ગઇ હતી. પૂજ્ય પ્રેસીડન્ટ સાહેબે પણ નિર્માણ કર્યા ઉપરાંત વખત વક્તાને આપ્યો હતો. વાંચક ! તું ધારીશ નહિ કે હું વક્તાનાં વખાણ કરૂં છું. હું તો ઉક્ત વિષયનાં વખાણ કરૂં છું; તેમાં વક્તાને પણ માન મળતું હોય તો હું શી રીતે તે રોકી શકું ?

સભાને તેમજ વિદ્વાન વર્ગને એમ તો અવશ્ય લાગ્યું કે ગુજરાતીમાં વિજ્ઞાનનું શિક્ષણ આવશ્યક છે. આ બાબત થોડી ચર્ચા પણ થઇ અને આખરે ત્યાં હાજરમાંના ઘણાખરાને આમ થવુંજ યોગ્ય લાગ્યું.

બોલાય, સંભળાય, તાલીથી વંધાવાય પણ કરવામાં ઘણેભાગે શીથિલતાજ હોય તો આપણે શું કામ આશ્ચર્ય પામીએ ! કારણ આપણે હિંદુ છીએ અને હિંદુની નસેનસમાં લોહીજ અલૌકિક સંસ્કારવાળું હોય છે!! પણ દીલગીર થા ના. આ સંસ્કારો ધીરે ધીરે ઓછા થતા ચાલ્યા છે.

ઉપરોક્ત બાબત પણ એક વર્ષ કરતાં વધારે વખત સુધી અંધારામાંજ ઝોકાં ખાતી હતી. પણ હવે વીર નરોએ તેનો હાથ ગૃહ્યો છે, "બુદ્ધિ પ્રકાશ" મે, ૧૯૧૩ દ્વારા આ બાબત અમદાવાદમાં માન પામી જણાય છે. અમદાવાદમાં ગુજરાત કેળવણી મંડળીનું સંમેલન થયેલું જણાવવામાં આવ્યું છે. અને તેનું ટિપ્પણ ઉપરોક્ત માસિકમાં આપેલું છે. તેમાં હેતુ નીચે પ્રમાણે છેઃ–

"સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો, તથા શરીર–સંપત્તિનો ગુજરાતમાં ગુજરાતી ભાષાદ્વારા પ્રચાર કરવો."

વાંચકો ! હવે તમને મારા પૂજ્યના દર્શન કરાવું છું. તત્પર થજો. મને આશા છે કે તમારાં શીર પણ એ મહાત્માંને માનમાં મૂકયા વિના રહેશે નહિ. "ગુજરાત કેળવણી મંડળી" તરફથી દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇએ એક ભાષણ આપ્યું હતું. "બુદ્ધિ પ્રકાશ"માં આ ભાષણ પણ

જણાય છે, તેમાં આપણી જરૂરીઆતો જણાવેલી છે. ગુજરાતીમાં શિક્ષણ આપવાની આવશ્યકતા સ્પષ્ટ કરી છે. ભાષણના છેવટના ભાગમાં જણાવેલું છે કે "દેશી ભાષા દ્વારા જ્ઞાન આપવાનો આ પ્રયાસ અપૂર્વ છે એમ કોઈ માને તો ભૂલ છે. ખરૂં કહીએ તો પરભાષા દ્વારે ઉંચું જ્ઞાન આપવાની નીતિજ જગતમાં કેવળ અપવાદરૂપ છે." વાત સત્ય છે. આ વાતને ટેકો આપવા દિ બા દેસાઇએ જાપાન, રૂશીઆ અને બંગના દાખલા લીધા છે. પણ અહિંયાંજ **મારા પૂજ્યની ગંભીર વિસ્મૃતિ છે.**

દિવાન બહાદુર શ્રી વડોદરા રાજ્યના વફાદાર સેવક હોવા છતાં વડોદરાનો દાખલો ઉમેરવાનો ભૂલી ગયા તેથી મને તો મહાન્ આશ્ચર્ય ઉપજે છે. વળી વડોદરા રાજ્ય સંબંધમાં તો અનુભવ સિદ્ધ માહિતી જણાવાય તેવી છે, તેથી વધારે સજ્જડ ટેકારૂપ આ દાખલો જણાવો યોગ્ય હતો, છતાં વિસ્મૃતિજ ! ! !

શ્રીમંત ગાયકવાડ સરકારે ગુજરાતીમાં વિજ્ઞાનનું શિક્ષણ શરૂ કર્યું છે, તેની વિસ્મૃતિજ ! ! !

જે મહાન્ કાર્યાલયના પ્રો. ગજ્જર પ્રિન્સિપાલ હતા તે ભવનની વિસ્મૃતિજ !!

જે ભવનનો અનેક માત્ર ગુજરાતી જાણનાર બાળકોએ આશ્રય મેળવ્યો, તેની વિસ્મૃતિજ ! ! !

જે ભવને ધાર્યું પરિણામ મેળવ્યું છે તેની વિસ્મૃતિજ ! ! !

જે ભવન હિંદુસ્થાનમાં સુવિખ્યાત છે તેની વિસ્મૃતિજ ! ! !

જે ભવનમાં કેટલાક બંગાળીઓ પણ આવી અભ્યાસ કરે છે તેની વિસ્મૃતિજ ! ! !

કેવી મોટી વિસ્મૃતિ ! ! ! "આપણાથી બીજાનું દ્રષ્ટાંત લેવાય બીજા દેશ ફાવી શકે આપણે ન ફાવીએ" આમ બોલનારનાં મ્હોં બંધ કરવા, આપણા ગુજરાતનો જવાજલ્યમાન દ્રષ્ટાંતની વિસ્મૃતિજ ! ! !

વડોદરાના "કલાભવનનું દ્રષ્ટાંત આપણને પુરવાર કરી આપે છે કે પરભાષા કરતાં સ્વભાષામાં આપેલું ઉચ્ચ શિક્ષણ વધારે સંગીન હોય છે. આ ભવનમાં વિવિધ વિજ્ઞાન અને કળાઓનું શિક્ષણ તથા હસ્તકલાનું શિક્ષણ ગુજરાતી તેમજ મરાઠીમાં (સ્વભાષાઓમાં) આપી અનેક મનુષ્યોને ઉપકૃત કર્યા છે.

હિંદુસ્થાનની ઘણીખરી મીલોમાં રંગનું કામ કરનાર આ "કળાભવને" જ પુરા પાડયા છે.

આ કામ આટલેથી અટક્યું નથી, પરંતુ શ્રીમંત ગાયકવાડ સરકારે એક ગુજરાતી કોલેજ જેમાં બી.એ. સુધીના વિષયો ગુજરાતીમાં શીખવાય, તે ચાલુ કરી છે.

દિ. બા. દેસાઇ ઉપરોક્ત દાખલો આપી શ્રીમંત ગાયકવાડ સરકારે પહેલ કરી છે, તે બતાવી આપી, તેમનો આભાર માનવાનું તદન વિસરી ગયા. અહા ! વિસ્મૃતિ ! ! !

પ્રિય વાંચક ! દિ. બહાદુર વિસર્યા, પણ તમે કે હું આવડી મોટી ભાલકા જેવડી વાત વિસરીએ એમ કયાં છે ?

આ બધી વિસ્મૃતિ થઇ અગાઢાવાહમાં, કેમ ! આપણે વડોદરાથી શરૂં કરી વિરમીશું હયાંજ.

ઉમાક્ષેત્ર. —કુન્દન—

# श्री धन्वंतरीना तंत्रीनुं अनुकरणीय दृष्टांत.

## NOT TOO LATE.

" It is too late ! " Ah, nothing is too late—
Cato learned Greek at eighty; Sophocles
Wrote his grand ' Adipus ' and Simonides
Bore off the prize of verse from his compeers,
When each had numbered more than four score years;
And Theophrastus at four score and ten,
Had begun his ' Characters of Man. '
Chaucer at Woodstock, with the nightingales,
At sixty wrote the " Canterbury Tales. "
Goethe at Weimar, toiling to the last,
Completed ' Faust ' when eighty years were past.
What then ! shall we sit down and say,
The night hath come; it is no longer day !
—For age is opportunity no less
Than youth itself, though in another dress.
And as the evening twilight fades away,
The sky is filled with stars invisible by day.

—*Longfellow.*

છાપવાની કળા જગતને પ્રાપ્ત થઈ ત્યારપછી જગત્ રૂપાંતરને પામ્યું છે, એ વાર્તા કયો ઇતિહાસક કબૂલ નહિ કરે ? જગતને આગળ વધારવામાં જે ભાગ છાપાએ બજાવ્યો છે તે એટલો તો અમૂલ્ય છે કે તેની કિંમત આંકવી ઘણી મુશ્કેલ છે. છાપા વગરનો કોઇ દેશ અને કોઈ પ્રજા કલ્પી લ્યો અને પછી જુઓ કે જ્ઞાન મેળવવાના સાધનોમાં કેવડું મોટું મીડું પડે છે !!

એતો સર્વ સંમત છે કે છાપાએ વિચાર ફેલાવવાને માટે અત્યુત્તમ સાધન પુરૂં પાડ્યું છે. અને તેથીજ ધાર્મિક, વ્યાવહારિક વગેરે અનેક વિષયના વિચારો પ્રજામાં ફેલાવી શકાય છે.

આરોગ્ય સંબંધમાં મનુષ્ય જાતની

સમજણ ઘણે અંશે પાછળ જોવામાં આવતાં દરેક દેશમાં તે દિશામાં લેખન પ્રવૃત્તિ જાગૃત થઇ છે અને છાપાની મદદથી આરોગ્યના સર્વોત્તમ નિયમોનું જ્ઞાન પ્રજામાં ફેલાવવામાં વિજય મળ્યો છે.

ગુર્જર ભાષામાં આરોગ્યના વિષયોને ચર્ચનારાં આંગળીના વેઢાપર ગણી શકાય તેટલાં સામાયિક પત્રો છે; તેમાં અગત્યનો ભાગ ભજવતું ' ધન્વંતરિ ' નામનું માસિક અમારા વાંચકોને ભાગ્યે જ અજાણ્યું હશે. તેના અધિપતિ શ્રીયુત્ ભોગીલાલભાઈ ૬૦ વર્ષની ઉમરના છે, અને અમે માનીએ છીએ કે હાલના બધા માસિકોના તંત્રીઓની ઉમર ભાગ્યેજ તેમના જેટલી હશે.

શાળા અથવા પાઠશાળાઓમાં ઘણા અભ્યાસ કરી શકતાં નહતાં તે થમાં સામાન્ય અંગ્રેજી ગુજરાતી જ્ઞાન મેળવી, વ્યવહારના નિર્વહન અર્થે વિવિધ ઉદ્યોગની પ્રવૃત્તિ સેવી, નાના પ્રકારનો અનુભવ પ્રાપ્ત કરી, તે સર્વ અનુભવોનો જનસમાજને લાભ આપવાનાં હેતુથી શ્રીયુત્ ભોગીલાલભાઇએ ' ધન્વન્તરિ ' નું તંત્રીપદ સ્વીકાર્યું છે.

આ માસિકમાં તેઓ આપણી પ્રજાને જેની હાલ ખાસ જરૂર છે તેવા આરોગ્ય પ્રાપ્ત કરાવનાર વિચારો ચર્ચે છે. બહુધા આપણી જુની પ્રણાલિકા પ્રમાણે દવાઓથી આરોગ્ય પ્રાપ્ત કરવાની રીતિઓની સાથે સાથે હાલની પ્રગતિના નિયમાનુસાર નૂતન પદ્ધતિઓના સંબંધમાં પણ વિચારો પ્રગટ કરે છે. જેઓ ધન્વન્તરિના આદ્યંત બધાજ અંકો ધ્યાનપૂર્વક વાંચે છે, તેમને તેમાંથી ઘણા જાણવાજેવા અને સમજવા જેવા નવીન વિચારો અવશ્ય પ્રાપ્ત થાય છે.

ઘણાઓનું માનવું હોય છે કે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવી એ સર્વને માટે સરજાયલું છે અને એકવાર યુવાવસ્થા ગયા પછીથી વૃદ્ધાવસ્થામાં યુવાવસ્થાનો ઉત્સાહ અને બળનો લોપ થાય છે; પણ શ્રીયુત્ ભોગીલાલભાઇએ પોતાના પ્રયોગવડે સિદ્ધ કર્યું છે કે વિચાર અને પ્રયત્નના સહકારી બળવડે આવી ગયેલી મન અને તનની નિર્બલતાઓ દૂર કરી શકાય છે અને સાઠ કે તેથી વધારે વયના થવા છતાં યુવાવસ્થાનાં શારીરિક અને માનસિક બળો પાછાં મેળવી શકાય છે. લોકોક્તિ છે કે " આવી સાઠી અને બુદ્ધિ નાઠી " પણ આ પ્રમાણે માત્ર હિંદુસ્થાનમાંજ બહુધા જોવામાં આવે છે. અન્ય દેશોમાં મોટી મોટી ઉમરના પુરૂષો જોવામાં આવે છે અને તેઓ અસાધારણ માનસ સંપત્તિ તેમજ શારીર સંપત્તિવડે જગત્ના હિત અને વૈભવમાં અસાધારણ પ્રમાણમાં વધારો કરતા જણાય છે. શ્રીયુત ભોગીલાલભાઈ પણ એજ ન્યાયે સાઠ વરસની ઉમરે પ્રતિદિવસ સરેરાશ અઢાર કલાક માનસિક અને શારીરિક કામ કર્યાં કરે છે અને તેમ છતાં તેમને શ્રમનું ભાન થતું હોતું નથી. શરીર સંપત્તિ તેમણે કેવી રીતે પ્રાપ્ત કરી છે તે વિષયે તેઓ વારંવાર ' ધન્વન્તરિ ' માં લેખો પ્રકટ કરે છે અને તેમાંના ઘણાખરા પ્રયોગો તેઓ પોતે જાતે અજમાવી તે સત્ય છે એમ સ્વાનુભવથી

જાણ્યા પછીજ પ્રજાની જાણ માટે જાહેરમાં મૂકે છે.

લેખન પ્રવૃત્તિદ્વારા આ કાર્ય તેઓ કરે છે એટલુંજ નહિ પણ વ્યાખ્યાનોમાં પણ તેઓ પોતાની જાતનું દૃષ્ટાંત આપી અસરકારક વિવેચન કરે છે. એમના લેખોમાં તેમજ વ્યાખ્યાનોમાં આરોગ્ય મેળવવાના અથવા પ્રાપ્ત આરોગ્યનું સંવર્ધન કરવાના સચોટ ઉપાયોમાં નિયમિત વ્યાયામને તેઓ પ્રથમ પંક્તિએ સ્થાપે છે.

કેટલાક યુવકો કોઇ કોઈ સમયે વ્યાયામ સંબંધમાં ખુલાસા મેળવવા તેમની પાસે જાય છે તો તેમને તે જાતે કેટલીક કસરતો કરી બતાવી કસરતો કેવી રીતે કરવી તે યથાવિધિ સમજાવે છે. કઇ કસરત કેવી રીતે કરવાથી શરીરનાં કયાં અંગો બળવાન થાય છે અને બળવાન થયેલાં અંગોને વધારે બળવાન કરવાને માટે જુદી જુદી કસરતો કેવી રીતે કરવી જોઇએ તે તેઓ તેમને સમજાવે છે. આ સંબંધમાં સાથેનું ૨૭ મા પૃષ્ટ પર આવેલું ચિત્ર આપણને કેટલીક ખયાલ આપે છે.

આપણા દેશમાં વ્યાયામ માત્ર પુરૂષ વર્ગજ કરી શકે, અને સ્ત્રીઓએ કસરત કરવી એ વિચાર જ સ્ત્રીઓ માટે હાસ્યજનક ભાસે છે. પરંતુ પશ્ચિમના સુધરેલા દેશોમાં તથા એશિયાટીક જાપાન જેવા દેશોમાં સ્ત્રીઓ માટે વ્યાયામ પુરૂષ જેટલોજ આવશ્યક છે એમ માનવામાં આવે છે. પોતાના આરોગ્ય માટે અને ભવિષ્યની પ્રજા સુદૃઢ થાય તદર્થે સ્ત્રીઓએ વ્યાયામ કરવોજ જોઇએ.

---

## —વાદળી.—

જળભીંની વાદળી છવાયે;
ઝરમર વરસ વરસ છલકાયે.
બાળુડાંનાં દીલ હરખાયે,
નાચી કુદી ને મલકાયે,
પ્રખર ભાનુંનું તેજ ગળાએ;
પંખીડાં નિજ વાસ ભરાએ.
મયુરો મીઠું તીણું ગાએ;
વિયોગી ચિત્ત ચટ ચીરાએ;
અંતર બહિર તિમિર છવાએ.
(પણ)સંયોગીનું મન મકલાએ.

વાદળી ! તારી તોપ ગુંજાએ,
નારી પતિની સોડ ભરાએ.
સિંહો ત્રાડી ત્રાડી દોડે,
શિર પટકીને છીવડો છોડે.
જળથી ઉપજી જીવતું થાએ;
બ્રહ્મજ્ઞાન તેમાં શિખવાયે.
ઉતાવળ જો આમાં થાયે,
દુઃખી તું ને બીજાં થાએ.

ઉમાક્ષેત્ર. —કુન્દન—



ગુજરાતના નેચરોપથીના પ્રથમ ડાક્તર શ્રી. ... ૨૯ રોગોને ઉપચાર કરે છે.

ળી પણ અન્ય દેશો કરતાં ઓછું છે ત્યારે આપણે કુદરતી જીવન પ્રતિ ફરીથી ધ્યાન આપવું આવશ્યક થઈ પડે છે.

આ જ્ઞાન આપવાને માટે આપણા દેશમાં શાળાઓ નથી. તેમજ એવાં આરોગ્યમંદિરો નથી કે જ્યાં આ બાબતનું વ્યાવહારિક જ્ઞાન મળી શકે. તેથી આપણને જો કોઈ તરફથી આ જ્ઞાન આપવાનો પ્રયત્ન કરવામાં આવે તો આપણે ખરેખર તેના ઘણાજ ઋણી થઈશું.

**“નવજીવનાલય”** આ જ્ઞાન આપવા માટે આરંભના પ્રયત્નો કરે છે અને તેથી આપણને આનંદ થયા વગર રહેતો નથી. જે કાર્ય અન્ય દેશોમાં સેંકડો મનુષ્યોની બનેલી સોસાઇટીઓ કરે છે તે કાર્ય એકલેહાથે ઉપાડવાને માટે **ડૉકટર મહાદેવપ્રસાદને** સહસા અમારા હૃદયમાંથી ધન્યવાદ આપી દેવાય છે.

આ “નવજીવનાલય” ની મુલાકાત વહેલી નહિ લઈ શકવા માટે અમને કેટલેક અંશે અસંતોષ થાય છે. પરંતુ થોડી ધીરજથી પણ મુલાકાત લેવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં થોડાજ ટુંક સમયમાં જે પ્રગતિ તેઓ સાધી શક્યા છે એ જોતાં અમારું અન્તઃકરણ આનંદથી ઉભરાય છે. અને આ સંસ્થાની વ્યવસ્થા અને કાર્ય જોતાં અમને તેના ભાવિ વિજય માટે મોટી આશા બંધાય છે.

આ “નવજીવનાલય” રાયપુર અમદાવાદ દરવાજા બહાર કાંકરીઆતળાવ તરફ જતાં દીવાનજીના કારખાના પાસે આવેલા એક સુંદર બંગલામાં આવેલું છે

બંગલાની આસપાસ ખુલ્લું મેદાન હોવાથી, ખુલ્લી સ્વચ્છ હવાનો લાભ દરદીઓને મળી શકે તેમ છે. તેમાં એક નમુનેદાર સારો બાગ છે. ત્યાં ફરવા હરવાથી આરામ વગેરેનો લાભ ઘણી સારી રીતે મળી શકે છે. વળી કાંકરીઆ ટેન્કમાં પાણીનો પુષ્કળ જથો હમેશ ભરેલો રહે છે. તેમાં હોડીથી પાણીમાં ફરવાની મોજ પણ કરી શકાય તેમ છે. નવજીવનાલયના બંગલાના ઉપરના ભાગ ઉપર મેડો અને અગાશી આવેલી છે. ત્યાં પણ ચોખ્ખી હવા અને સૂર્યના પ્રકાશનો લાભ મળે છે એટલુંજ નહિ પણ બંગલાની આસપાસ ચારે બાજુએ આવેલી લીલોતરી અને લીલાં વૃક્ષોના દેખાવથી આનંદ મળે છે. વળી આ જગાએ વૉટર વર્કસની પાઈપ હોવાથી પુરતા જથામાં નિર્મળ પાણી મળી શકે છે; તેમ ગાયો ભેંસોનું ચોખ્ખું દુધ પણ મળી શકે છે.

## દરદીઓને માટે સગવડ.

કુદરતી રોગોપચારપદ્ધતિથી કોઈ પણ જાતની દવા સિવાય સર્વ પ્રકારના દરદો તેની અસાધ્ય ગણાતી સ્થિતિમાં પણ સારાં કરી શકાય છે. પરંતુ સારવારમાં રહેનાર દરદીને ખુલ્લી નિર્મળ હવા-પ્રકાશ-અને પાણીની જોઈતી સગવડ ન હોય તો ચમત્કારિક અને કુદરતી ઉપાયો જોઈએ તેટલી ત્વરાથી ફાયદો કરી શકતા નથી. તેથી ડાક્ટર મહાદેવપ્રસાદે નવજીવનાલયમાં સારવાર માટે આવતાં દરદીઓને પોતાની દેખરેખ નીચે રાખવા માટે સગવડ કરેલી છે; જેથી દરદીઓને રાત્રિદિવસ સારી માવજત કરવાનું બની આવે એટલુંજ નહિ, પણ દરદીઓ પોતાના દરદ સંબંધે વખતો વખત પોતાની હકીકત નિવેદન કરી શકે.

જે દરદીઓ નવજીવનાલયમાં “ઇંનડોર-પેશન્ટ” તરીકે રહેવાનો લાભ લઈ શકે તેવી સ્થિતિમાં નથી હોતા, તેવાની પણ તેઓ સારવાર કરે છે; પરંતુ જેટલી ત્વરાથી ઇંનડોર પેશન્ટ લાભ લઈ શકે છે તેટલો આઉટડોર પેશન્ટ લાભ મેળવી શકતો નથી.

અમે બંગલામાં દાખલ થયા તે સમયે **ડૉકટર મહાદેવ પ્રસાદ** તેમના દરદીઓપર નૈસર્ગિક ઉપચાર વિધિ પ્રમાણે એક સ્થાનમાં બાફ આપતા હતા. સાથેના ભિન્ન પડદામાં બાષ્પસ્નાન અને જલનું કટિસ્નાન આપવાની વિવિધ ગોઠવણો બનાવવામાં આવી છે. પેઢુનાં અને ધડનાં દરદો માટે તેમજ ત્વચાનાં સર્વ દરદો માટે દરદીઓને સામાન્ય રીતે બેસાડીને બાષ્પસ્નાન આપવામાં આવે છે. આપણા આયુર્વેદમાં બતાવેલ નાસની પદ્ધતિનું

આ ઘણું સુધરેલું રૂપ છે. ચિત્રના મથાળેથી જોતાંએસ્ટીમ (બાષ્પ) કેબીનેટ દષ્ટિએ પડે છે, તેમાં બન્નેમાં બે સ્ત્રીઓને બાષ્પસ્નાન આપવામાં આવેલું છે. નીચે જોઇએ તો ચિત્રને બન્ને છેડે શ્વેત વસ્ત્ર પહેરી બેઠેલા બે દરદીઓને કટિસ્નાન ડૉકટર કુન્હેની પદ્ધતિ પ્રમાણે આપવામાં આવે છે. ઉપર કહી તે કેબીનેટોની આગળ એક પલંગ જેવું છે, તેનાપર એક દરદી ધાબળી ઓઢીને સુતેલો છે, જેને સર્વાંગ બાષ્પસ્નાન આપવામાં આવે છે. તે પલંગની આગળ એક નાની છોકરી સ્ટુલપર બેઠેલી છે, જેને **ડૉકટર મહાદેવપ્રસાદ** જાતે દરદવાળા અવયવપર બાષ્પસ્નાન આપી રહ્યાછે.

ચિત્ર બીજામાં મધ્યમાં ઘડીઆળના કાંટા જેવું કંઇક દેખાય છે તે ગેલવેનો ફેરેડીક ઇલેકટ્રીસીટીનું સ્વીચ બૉર્ડ છે. તેમાં વીજળી આપવાની જુદી જુદી સંખ્યાબંધ કળો આવેલી છે. જે કળોની સાથે દરદીને વીજળી આપવાનો તાર જોડવામાં આવે છે. આ તારનો બીજો છેડો એક ચોખંડા ઇલેકટ્રોડ એટલે કે વીજળી ગ્રહણ કરી દરદીના અંગમાં દાખલ કરનાર સાધન સાથે જોડવામાં આવે છે અને તે ઇલેકટ્રોડ ઉપર દરદીને સુવાડવામાં આવે છે. બીજો પોલ એક રોલર ઇલેકટ્રોડ સાથે જોડીને **ડૉકટર મહાદેવપ્રસાદ** દરદીના પેટપર ફેરવતા દેખાય છે. આ રીતે દરદીમાં વીજળી દાખલ કરવાથી અંદરના રોગોપર અસર થઇ અવ્યવસ્થા દૂર થાય છે.

ત્રીજા ચિત્રમાં સ્થાયી વિદ્યુત્ યંત્રવડે ખુરશીપર બેઠેલા દરદીને ડૉકટર દરદીના પેટપર વીજળીનો ફુવારો છોડી રહ્યા છે, જ્યારે માથાપર એક છત્ર જેવું દેખાય છે તેમાંથી વીજળીનો વરસાદ દરદીપર વરસી રહ્યો છે. આ પ્રમાણે બે તરફથી વીજળીના પ્રવાહો દરદીના શરીરમાં દાખલ થવા છતાં દરદીને લેશ માત્ર પણ કષ્ટનું ભાન થતું નથી, એટલુંજ નહિં પણ તેને સ્ફુર્તિ અને આનંદનું વિલક્ષણ ભાન થાય છે. પ્રથમ દષ્ટિએ જોતાં એમજ લાગે કે ત્યાં વીજળી જેવું કાંઇજ હોવું ન જોઇએ. પણ જ્યારે અમે ડૉકટરની સૂચનાથી અમારી આંગળી દરદીની નજીક ધરી કે તરતજ દરદીના શરીરમાંથી વીજળીના તણખાઓ અમારી આંગળી તરફ ધસી આવતા અમને જણાયા. ખરેખર આ દેખાવ અમને અત્યંત રમુજી લાગ્યો.

આ સિવાય ત્યાં ઘણી વસ્તુઓ જોવામાં આવી હતી. આ "નવજીવનાલય"માં હજુ પણ ઘણા મોટા પ્રમાણમાં આરોગ્ય માટે કાર્ય કરી શકાય તે સંબંધી ડૉકટર મહાદેવ પ્રસાદે અમને કેટલીક વાર્તાઓ કરી જે ખરેખરજ આશ્ચર્યજનક હતી.

આ "નવજીવનાલય" જોતાં એક બાબતપર ખાસ અમારૂં ધ્યાન ખેંચાયું. આરોગ્ય મેળવવાનાં અન્ય ખાતાંઓની મુલાકાત સમયે બહુધા ત્યાં વાસ મારતી દવાઓ, તેથી દુર્ગંધી ફેલાવતી હવા, સુગ આવે તેવી દવાઓ પીવાથી દરદીનાં કટાણાં સરખાં મોઢાં દષ્ટિએ પડે છે જ્યારે અહિં સ્વચ્છ ખુશનુમા હવા, સ્વચ્છ ઉજાશવાળા અને સુવ્યવસ્થિત ઓરડાઓ, અને હસતાં મુખવાળાં આરોગ્ય પ્રાપ્ત કરતાં જતાં દરદીઓ નજરે પડતાં હતાં.

આ પ્રકારનાં "નવજીવનાલય" આપણા દેશમાં ન હોવાથી આપણી પ્રજામાં નવજીવનાલય એ શું હશે, ત્યાં શું કરવામાં આવે છે અને ત્યાં દરદીઓ કેવી રીતે સારા થાય છે વગેરે અનેક પ્રકારના પ્રશ્નો ઉપસ્થિત થવા સંભવે છે. સ્થળ સંકોચને લીધે આ અંકમાં તે સંબંધિ વિસ્તારથી નહિં લખી શકવા માટે અમે દીલગીરી છીએ, પરતું હવે પછીના અંકોમાં પ્રશ્નોત્તર રૂપે તે સંબંધી સાદામાં સાદી ભાષામાં અને બધી સમજણ આપનારો હેવાલ પ્રકટ કરવા અમે ઉમેદ રાખીએ છીએ.

પ્રેમ અને ઉત્સાહથી "નવજીવનાલય" નું કાર્ય ઉત્તરોત્તર પ્રગતિના નિયમ પ્રમાણે **ડૉકટર મહાદેવપ્રસાદને** હાથે અત્યંત અભિવૃદ્ધિને પામે એવી અમે પ્રભુપ્રતિ નમ્ર પ્રાર્થના કરીએ છીએ. ભવિષ્યમાં આ સંસ્થા અનેક તેવી સંસ્થાઓની આદિ સંસ્થા ગણાય અને આર્યાવર્તમાં **ડૉકટર મહાદેવપ્રસાદ** નૈસર્ગિક ઉપચારના ઇતિહાસમાં અનેક "નવજીવનાલય" ના પિતા તરીકે લેખાય તો તેથી અમને આશ્ચર્ય થશે નહિ.

વ્યક્તિ અને સમાજની પ્રગતિ નિર્માણ થઈ ચુકેલી છે. પૂર્વમાં જાપાન પ્રગતિવડે, જગતમાં દેદીપ્યમાન થઈ રહ્યું છે. ચીન પ્રગતિનાં કિરણોથી આચ્છાદિત થયેલું દષ્ટિએ પડે છે. અને પ્રિય ભારત! તારો અભ્યુદય અને વિકાસ ક્રમપુરઃસર હવે આરંભાયો છે જેથી વ્યાજબીરીતે આશા રખાય છે કે આ આશ્ચર્યજનક સૈકામાં કલ્પના પણ ન થઇ શકે તેવી અને તેટલી અનેક દિશામાં પ્રગતિ સધાશે. અસ્તુ.

# मरेला स्वजन पाछळ रडनारने संबोधन

( લખનાર:—શ્રીયુત મણિલાલ નથુભાઈ દોશી, બી. એ. )

પ્રિયભાઈ! જેને તમે ખરા પ્રેમથી ચ્હાતા હતા અને જેમાં કદાચ તમારૂં આખું જગત સમાઈ ગયું હતું એવો એક તમારો સ્વજન મરણ પામ્યો છે અને તેથી જગત તમને શૂન્ય લાગે છે. હવે જીંદગી જીવવા યોગ્ય રહી નથી એમ તમને લાગે છે. તમને લાગે છે કે હવે આનંદ હમેશને માટે ચાલ્યો ગયો. અને જીવનનું એ બાકી રહેલા દહાડા જેમ તેમ દુઃખમાં પુરા કરવા જેવુંજ તમને જણાય છે. તમારા તે પ્રિયજનના હાથનો તમને સ્પર્શ થાય અથવા તો તેનો બંધ પડેલો અવાજ ફરીથી તમારી સાથે બોલે એ આતુરતા સિવાય બીજું કાંઇ તમને ગમતું નથી. તમે તમારી જાતનો અને જે અસહ્ય નુકશાન તમારે માથે આવી પડ્યું છે તેનોજ વિચાર કર્યા કરો છો. વળી, તમારા પ્રિય સ્વજનની શી સ્થિતિ થઈ હશે, એ સંબંધીના જ્ઞાનની અનિશ્ચિતતાને લીધે તમારી આ દુઃખમય સ્થિતિમાં ઓર ઉમેરો થાય છે. તમારા સ્વજનની સારીજ સ્થિતિ થઈ હશે એમ તમે અંતઃકરણથી આશા રાખોછો, પણ જ્યારે તમે ઉંચે જુઓ છો, ત્યારે તમને સઘળું શૂન્ય જણાય છે. તમે બુમો પાડો છો, પણ કોઈ જવાબ મળતો નથી. આ રીતે નિરાશા અને શંકા તમને ચારે બાજુએથી ઘેરી લે છે; અને તમારી આસપાસ એક એવું વાદળ પસરે છે કે જેને લીધે તમારી અંદર નિરંતર પ્રકાશતો સૂર્ય પણ તમે જોઇ શકતા નથી.

તમારી આ લાગણી તદન સ્વાભાવિક છે. હું બરાબર રીતે તે સમજું છું અને તમારા જેવા દુઃખમાં પડેલા સઘળા મનુષ્યો તરફ મારૂં અંતઃકરણ દિલગીરી ધરાવે છે. પણ કેવળ દિલસોજી બતાવીને બેસી રહેવા કરતાં કાંઇક વધારે હું કરી શકીશ એમ મને આશા છે. હું તમને મદદ અને દુઃખમાં આરામ આપવાની આશા રાખું છું. તમારા જેવીજ દુઃખમય સ્થિતિમાં પડેલા હજારોને આવી મદદ અને આરામ મળેલાં છે, તો તે તમને પણ કેમ ન મળી શકે? કદાચ તમે પૂછશો કે 'મને કેવી રીતે આરામ મળી શકે અથવા હું કેવી રીતે આશા રાખી શકું?'

આ દુઃખમાંથી મુક્ત થઇ આરામ મેળવવાની આશા તમે રાખી શકો, કારણકે તમારૂં દુઃખ **ગેરસમજથી** ઉદ્‌ભવેલું છે. **જે ખરેખર બન્યું નથી** તેવા કાંઈકને વાસ્તે તમે દુઃખી થાઓછો. જ્યારે **ખરી** વાતો તમારા જાણવામાં આવશે ત્યારે તમે દિલગીર થતા અટકી જશો. તમે જવાબ આપશો કે "મને થયેલું નુકશાન એ ખરી વાત છે તમે મારા મરી ગયેલા સ્વજનને પાછું ન આપો ત્યાં સુધી તમે મને મદદ કેવી રીતે કરી શકશો?"

હું તમારી લાગણી પુરેપુરી રીતે સમજું છું, થોડીવાર સબુર કરો અને હું જે ત્રણ સિદ્ધાંતો તમારી આગળ રજુ કરૂં છું તેનું રહસ્ય સમજવાને પ્રયત્ન કરો. પ્રથમ તે ત્રણ સિદ્ધાંતોની રૂપરેખા દર્શાવીશ અને પછી ખાત્રી થાય તેવા વિસ્તારસહિત તે સમજાવીશ.

૧. તમારૂં નુકશાન તમારા દૃષ્ટિબિન્દુથી ખરૂં છે, પણ હું તમને **બીજું** એક દૃષ્ટિબિન્દુ જણાવવા માગુંછું, કુદરતના કાયદાના અજ્ઞાનને લીધે ઉત્પન્ન થયેલા **ભ્રમનું** પરિણામ તમારૂં દુઃખ છે. કેટલાંક સાદાં સત્યો સમજાવીને તે જ્ઞાનના માર્ગ તરફ તમને દોરવા હું પ્રયત્ન

કરીશ (આ સત્યોનો **વિશેષ** અભ્યાસ તમે **ફુરસદે** કરી શકશો.)

૨. તમારા મરણ પામેલા પ્રિય સ્વજનની સ્થિતિ વિષે બેચેન અથવા અચોકસ થવાની જરૂર નથી. કારણ કે મરણ પછીની સ્થિતિ હવે ગુપ્ત નથી. મરણ પછીની દુનિયામાં પણ આપણા જેવાજ કુદરતી કાયદાઓ છે, અને સાયન્સની પદ્ધતિથી (ચોકસાઇથી) તેની શોધ ખોળ અને તપાસ કરવામાં આવી છે.

૩. તમારે દિલગીર ન થવું જોઇએ, કારણ **કે તમારી દિલગીરી તમારા સ્વજનને નુકશાન કરે છે.** જો આ બાબતનું સત્ય તમારી અંદરની આંખો ભાળે તો તમે વધારે વાર દિલગીર થશો નહિ.

તમને કદાચ લાગશે કે, આ તો કેવળ સિદ્ધાંતરૂપ વચનો છે. પણ હું તમને પુછું છું કે તમારી હાલની માન્યતા ગમે તે હોય તો પણ તે તમે શા કારણથી ધરાવો છો? તમે અમુક માન્યતા ધરાવો છો, એનું કારણ એજ છે કે અમુક ધર્મ તે શિખવે છે અથવા કોઇ પવિત્ર ગ્રન્થમાં લખાયેલા કોઇ વચનો ઉપર તે માન્યતા આધાર રાખે છે અથવા તો તમારી આસપાસના મનુષ્યોની સામાન્ય માન્યતા એવી છે અથવા તો તમારા વખતમાં ઘણા લોકોએ સ્વીકારેલો તે મત છે. પણ જો આગળથી બાંધી લીધેલા વિચારો તમે ઘડીભરને માટે દૂર રાખશો તો તમને જણાશે કે આ તમારો અભિપ્રાય પણ અમુક સિદ્ધાંતો પર આધાર રાખે છે; કારણકે ધર્મો જૂદા જૂદા મત શિખવે છે અને પવિત્ર પુસ્તકોમા શબ્દોના જૂદા અર્થ કરી શકાય અને કરવામાં આવ્યા પણ છે. હાલના સમયમાં સામાન્ય રીતે મનાતો મત અમુક ચોકસ જ્ઞાન ઉપર રચાયેલો નથી તે ફક્ત સાંભળેલી વાતરૂપ છે. જે બહુજ અસર કરે છે તે છે કે તે બાબતોને અનિશ્ચિત માન્યતા પર રાખવી જોઇતી નથી. તે બાબતની ચોકસ શાસ્ત્રીય તપાસ થવી જોઇએ અને તે બાબતની બરાબર નોંધ પણ થઇ છે. અને આ તપાસ અને નોંધનું પરિણામ હું તમારા સંમુખ મૂકવા માગું છું. અંધશ્રદ્ધા રાખવાનું હું કહેતો નથી, જેને હું ખરીવાનો માનું છું. તેજ હું તમને જણાવું છું અને તે બાબતની તપાસ કરવાને હું તમને આમંત્રણ કરૂં છું.

ચાલો ત્યારે આપણે આ ત્રણ સિદ્ધાંતોને એક પછી એક તપાસીએ.

આ વિષય તમને બરાબર સમજાય તે માટે મનુષ્યના બંધારણ સંબંધમાં જેમણે ખાસ અભ્યાસ કર્યો નથી તેઓ જે જાણે છે તે કરતાં થોડુંક વધારે મારે તમને કહેવું જોઇએ. તમે અચોકસરૂપે કહેલું સાંભળ્યું હશે કે મનુષ્યમાં કાંઇક અમરતત્વ—આત્મા છે કે જે શરીરના મરણ પછી પણ ટકી રહે છે. તે અચોકસપણાનો ત્યાગ કરવાને જણાવું છું અને ઉપર કહેલી બાબત, ખરી હોય તોપણ ખરી વાતને **અપૂર્ણ** સ્વરૂપમાં કહેલી છે, એમ સમજવાનું હું કહું છું. 'હું આશા રાખું છું કે મારે આત્મા છે' એવું કહેતા નહિ. પણ 'હું જાણું છું કે હું આત્મા છું' એમ કહેજો. કારણ કે તેજ ખરૂં સત્ય છે. મનુષ્ય અથવા 'દેહી' એક આત્મા છે અને તેને શરીર છે. શરીર તે **મનુષ્ય** નથી, તે તો મનુષ્યનું **વસ્ત્ર** છે. જેને તમે મરણ કહો છો, તે ફાટી ગયેલા ડગલાને ત્યાગ કરવા રૂપ છે. અને જેમ વસ્ત્રનો ત્યાગ કરવાથી **તમારો** નાશ થતો નથી, તેમ મરણથી **મનુષ્યનો અંત** આવતો નથી. માટે ખરી રીતે તમારા મિત્રને તમે ખોયો **નથી.** પણ જે ડગલામાં તેને તમે હમેશ જોતા હતા, તે ડગલાનું દર્શન તમે ખોયું છે. તે ડગલો અદૃશ્ય થયો પણ તે ડગલો **પહેરનાર** દેહી નાશ પામ્યો નથી. ખરેખર તમે તો તે મનુષ્યના ડગલાના મિત્ર નહતા, પણ તેના પોતાના મિત્ર કે પ્રશંસક હતા.

તમે તમારા ભાઈબંધની સ્થિતિ સમજી શકો તે પહેલાં તમારે તમારી **પોતાની** સ્થિતિ સમજવી જોઈએ. પ્રથમ આ નિશ્ચિતવાત–સિદ્ધાંત સમજવાને પ્રયત્ન કરો કે, તમે **અમર વ્યક્તિ** છો, અને તમે અમર છો તેનું કારણ એજ છે કે તમે સ્વરૂપે દિવ્ય છો. ઈશ્વરી અગ્નિના સ્ફુલિંગ તમે છો. જેનેતમે શરીર કહો છો, તે તમે ધારણ કર્યું તેપહેલાં પણ ઘણા યુગોથી જીવતા હતા અને તેશરીર ધુળભેગું ભળીજશે ત્યાર પછી પણ યુગોના યુગો સુધી જીવતા રહેશો.

" ઈશ્વરે મનુષ્યને પોતાના અમરત્વની મૂર્તિરૂપ બનાવ્યો." આ કેવળ કલ્પના નથી અથવાઅંધશ્રદ્ધાની વાત નથી, પણ એક **શાસ્ત્રીય** ( સાયન્ટિફિક ) ચોકસ બાબત છે, અને જો તમે વાંચવાને તસ્દી લેશો તો તે બાબતના સાહિત્ય ઉપરથી તમને જણાશે કે તે પુરવાર થઈ શકે તેમ છે. ( આ લેખના અંતે તે બાબતને લગતાં પુસ્તકોની નોંધ જોવામાં આવશે. ) જેને તમે તમારી જીંદગીરૂપે માનો છો તે તમારા **આત્માની જીંદગીમાં એક દિવસરૂપ** છે, અને તમારા સ્વજનની બાબતમાં પણ તેમજ છે. તેટલા માટે તે મરણ પામ્યો નથી, ફક્ત તેણે પોતાના શરીરનો ત્યાગ કર્યો છે, આ ઉપરથી તમારે એમ ન માનવું કે હવે તે ફક્ત શરીર **વગરના** પ્રાણરૂપ હશે અગર તે પ્રથમ હતો તેના કરતાં કોઈપણ રીતે તે પોતે ઓછો થઇ ગયો હશે. **સેંટપોલ** નામના સાધુએ ઘણાવખત પૂર્વે કહ્યું હતું કે— " એક **કુદરતી** શરીર છે અને બીજું **આધ્યાત્મિક** શરીર છે." લોકો આ શરીરોને એક પછી એક **અનુક્રમે** આવનારા માને છે અને તેથી ઉપરના શબ્દોનો અર્થ ઉલટી રીતે સમજે છે; હાલ પણ આપણામાંના દરેકને **બન્ને** શરીર છે એમ લોકો સમજતા નથી, તમે કે જે આ વાંચો છો તેમને પણ એક કુદરતી અથવા સ્થૂલ શરીર છે ( જે તમે જુઓ છો ) અને બીજું જેને સેંટપોલ આધ્યાત્મિક શરીર કહે છે અને જેને તમે જોઈ શકતા નથી તે છે. અને જ્યારે તમે સ્થૂલ શરીરને છોડી દેશો ત્યારે પણ તમારી પાસે સૂક્ષ્મ શરીર તો કાયમ હોયછેજ. તમે ' આધ્યાત્મિક શરીર ' પહેરેલું હોય છે. જો સ્થૂલ શરીરને આપણે ' ઓવરકોટ 'ની ઉપમા આપીએ તો 'આધ્યાત્મિક' શરીરને ઘરમાં પહેરવાના સામાન્ય કોટની ઉપમા આપીએ, કે જે તે ઓવરકોટની **નીચે** પહેરવામાં આવે છે,

જો આ વિચાર આટલાથી તમને ખુલી રીતે સમજાયો હોય તો આપણે હવે એક પગથિયું આગળ વધીએ. આ સ્થૂલ શરીરરૂપી ઓવરકોટને ફક્ત મરણ વખતેજ તમે ઉતારી મૂકતા નથી. દર રાત્રિએ જ્યારે તમે સુઇ જાઓ છો, ત્યારે આ સ્થૂલ શરીરમાંથી બ્હાર નીકળી જાઓ છો, અને તમે ' આધ્યાત્મિક ' શરીર સાથે જગતમાં ભટકો છો. આ સ્થૂલ જગતને જો કે તે આધ્યાત્મિક જગત અદૃશ્ય જણાય તોપણ જે મિત્રો પોતાના આધ્યાત્મિક શરીરનો ઉપયોગ કરતા હોય છે તેમને તો તે સ્પષ્ટ રીતે દેખાય છે, કારણ કે દરેક પોતપોતાની ભૂમિકા ( plane ) ની વસ્તુઓને જોઈ શકે છે. તમારૂં સ્થૂળ શરીર કેવળ સ્થૂળ શરીરોને જોઇ શકે છે, અને તમારૂં આધ્યાત્મિક શરીર આધ્યાત્મિક શરીરોને જોઈ શકે છે. જ્યારે તમે ઓવરકોટ ફરીથી પહેરો છો, એટલે કે તમે સ્થૂળ શરીરમાં પાછા આવો છો અને જાગૃત થાઓ છો ત્યારે કેટલીકવાર એમ બને છે કે તમને, તમે જ્યારે બીજા શરીરમાં હતા ત્યારે જે જોયું હતું તેનો કાંઇક–જો કે ઘણુંજ અપૂર્ણ સ્વરૂપમાં–ખ્યાલ રહી જવા પામ્યો હોય છે, અને તમે તેને આબેહુબ સ્વપ્ન તરીકે જણાવો છો. ઉંઘ એ થોડા વખતનું મરણ છે, એમ હવે કહી શકાય.

મરણ અને ઉંઘમાં ભેદ ફક્ત એટલોજ હોય છે કે ઉંઘમાં તમે દોરડો એટલો બધો

ત્યાગ કરતા નથી કે ફરીથી તમે તે પહેરી શકો નહિ. આ ઉપરથી તમને સમજાશે કે જ્યારે તમે ઉંઘી જાઓછો, ત્યારે જે સ્થિતિમાં તમારો પ્રિયસ્વજન ગયો છે, તેજ સ્થિતિમાં તમે જાઓછો, હવે તે સ્થિતિ કેવી છે તેનો આપણે વિચાર કરીએ.

મરણ પછીની સ્થિતિના સંબંધમાં ઘણાક મતો ચાલે છે–તેમાંના ઘણાખરા તો પ્રાચીન ધર્મ પુસ્તકોના સમજણ વગરના અર્થપર આધાર રાખે છે. એક વખત **અનંતકાળ સુધીની સજાનો** ભયંકર સિદ્ધાંત આખા યુરોપમાં માન્ય ગણાતો હતો, જો કે હાલ તો ત્યાંના ફક્ત તદન અજ્ઞાની લોકોનેજ તેમાં શ્રદ્ધા છે. ક્રાઇસ્ટના કેટલાક શબ્દોનું ઉંધું ભાષાંતર કરવાથી તે મત હયાતીમાં આવ્યો હતો અને અજ્ઞાન જનસમાજ પાસે ભયથી સારાં કામ કરાવવાના સાધન તરીકે મધ્યકાળના પાદરીઓ તે મતનો ઉપયોગ કરતા હતા. જેમ જેમ જગત સુધારામાં આગળ વધતું ગયું તેમ તેમ લોકોને જણાવા લાગ્યું કે આવો મત પવિત્રતાનો ઉચ્છેદ કરનારો છે એટલુંજ નહિ પણ હાસ્યપાત્ર છે. ત્યાંના હાલના ધર્મગુરૂઓ તેને સ્થાને પહેલાં કરતાં કાંઇક વધારે ડહાપણ ભરેલી માન્યતા શીખવે છે; પણ હજુ તેઓનું કથન ઘણુંખરૂં તદન અચોકસ છે અને સત્યને સાદા રૂપમાં તેઓ દર્શાવી શકતા નથી. ઇશ્વિર ઘાતકી અને ક્રોધી છે, જે પોતાના લોકોને હેરાન કરવા ઇચ્છે છે, એવી વિચિત્ર અને પાયાવગરની માન્યતાથી શરૂઆત કરેલી હોવાથી ઘણા પંથવાળાઓએ પોતાના મતોને ગુંચવણી ભરેલા બનાવી દીધા છે. ક્રાઇસ્ટનો સિદ્ધાંત એ છે કે 'ઇશ્વિર એ પ્રેમાળ પિતા છે.' એ સિદ્ધાંત માનવાને બદલે શરૂઆતના જુદાઇ ધર્મમાંથી આ ભયંકર સિદ્ધાંત દાખલ કરવામાં આવ્યો છે. ઇશ્વિર પ્રેમસ્વરૂપ છે, અને આ વિશ્વની વ્યવસ્થા ડહાપણ **ભરેલા શાશ્વત નિયમોથી** ચાલે છે એ મૂળ સિદ્ધાંતને જેઓ માને છે, તેઓને અનુભવ થવા લાગ્યા છે કે આ દુનિયાની માફક મરણ પછીની દુનિયામાં પણ પ્રેમ અને શાશ્વત નિયમોનું જ રાજ્ય હોવું જોઇએ.

હજુ આ માન્યતા પણ અનિશ્ચિત છે. ઘણે દૂર આવેલા સ્વર્ગવિષે અથવા તો ભવિષ્યમાં લાંબાકાળ પછી થનારા ઇન્સાફ વિષે કહેવામાં આવે છે, પણ અહીં આ વખતે શું થાય છે તે સંબંધમાં કાંઇપણ માહીતી આપવામાં આવી નથી. શિખવનારાઓને મરણ પછીની સ્થિતિના સંબંધમાં **જાતિ અનુભવ** હોતો નથી. બીજા પાસેથી તેમણે જે કાંઇ **સાંભળ્યુ** હોય છે તેજ જણાવે છે. એવાઓ આપણને કેવી રીતે સંતોષ આપી શકે?

ખરીવાત તો એ છે કે, અંધશ્રદ્ધાનો વખત ચાલ્યો ગયો છે. હાલ તો શાસ્ત્રીય રીતે તપાસનો યુગ ચાલે છે. સામાન્ય વિવેકબુદ્ધિ અને અક્કલથી ટકી ન શકે એવા વિચારો હવે વધારે વાર આપણે સ્વીકારી શકીશું નહિં. જે સવાલોને પહેલાં ધર્મને સોંપવામાં આવતા હતા તે સવાલોનું નિરાકરણ કરવા શાસ્ત્રીયરીતનો ઉપયોગ કેમ ન થવો જોઇએ તે સમજાતું નથી. થીઓસોફીકલ સોસાયટી અને સાયકીકલ રીસર્ચ સોસાયટીએ આવી રીત દાખલ કરી છે અને તેમની શાસ્ત્રીય રીતે કરાયેલી શોધોનું પરિણામ હું અત્રે જણાવવા ઇચ્છુછુ.

આપણે આત્મા છીએ એ ખરૂં પણ આપણે જડ**દુનિયામાં** રહીએ છીએ, તે જડ દુનિયાનો પણ **અમુકજ** ભાગ આપણા જાણવામાં આવ્યો છે, તે સંબંધીનું આપણું સઘળું જ્ઞાન આપણને માત્ર ઇન્દ્રિયોદ્વારા મળે છે, અને તે ઇન્દ્રિયો પણ બહુજ અપૂર્ણ છે. આપણે નક્કર પદાર્થોને જોઇ શકીએ છીએ, અને ઘણું ખરૂં પ્રવાહી પદાર્થોને જોઇ શકીએ છીએ, પણ મોટે ભાગે હવા આપણને અદૃશ્ય છે. શોધખોળ આપણને જણાવે છે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ હવા કરતાં પણ વધારે સૂક્ષ્મ દ્રવ્ય હયાતી ધરાવે છે. પણ આપણી સ્થૂલ ઇન્દ્રિયોને તેની અસર થતી નથી અને તેથી સ્થૂલ સાધનથી આપણને તે બાબતની માહીતી મળી શકે નહિં. અપૂર્ણ.

# उद्यम अने हुन्नर.

રાવસાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર—મુંબઈ

ઉદ્યમ અને હુન્નર એ મનુષ્યનું અને આખા દેશનું જીવન છે. જે પ્રમાણમાં તેને ખીલવવામાં આવે છે તે પ્રમાણમાં મનુષ્યની કે દેશની ચડતી પડતીનો આધાર રહે છે. પરમકૃપાળુ ઇશ્વરે મનુષ્યના સંરક્ષણાર્થે, સુખ અને આબાદી અર્થે પૃથ્વીપર ચારેમેર હજારો મૈલ સુધી નાના પ્રકારના પદાર્થો અગાઉથીજ તૈયાર કરી રાખ્યા છે, અને તે સર્વેમાં કારણસર બહુ ઉપયોગી ગુણો મૂકયા છે. તેનો મુખ્ય ઉદ્દેશ મનુષ્ય પોતાની જીવનનૌકા સારી રીતે ચલાવવા શક્તિમાન થાય એ છે. હવે મનુષ્ય ઉપયોગી શી રીતે બને તે જાણવાની જરૂર છે. આ જગતને વિષે જ્યારે મનુષ્યની ઉત્પત્તિ થઇ ત્યારે પ્રથમ તો તેણે પોતાની આસપાસ જોયા કર્યું હશે. ત્યાર પછી પૃથ્વીપરના ઝાડ, જમીન, પાણી, પાન, પશુ, પક્ષી, મત્સ્ય, ડુંગર તારા વગેરે ઉપર નજર નાખેલી હોવી જોઇએ. થોડો સમય વ્યતીત થયે આકરો તડકો પડયો યા તો ટ્હાઢ નડી, એટલે જ્યાં તડકો ટ્હાડ નહિ હશે એવી જગ્યા શોધી કાઢી ત્યાં જઇ બેઠો હશે. થોડીવારે ક્ષુધાર્ત થતાં વૃક્ષોના કંદ, ફલ, ફૂલનો આહાર કરી ભૂખ નિવારણ કરી હશે. એટલામાં તૃષા લાગી, તો વહેતી નદી ભણી જઇ તેના જલપાનથી તૃપ્તિ કરી હશે. રાત્રિના નિદ્રા આવવા માંડી એટલે કોઇ ગુફા યા વૃક્ષ તળે જઇને સુતો હશે. વળી વ્યાઘ્ર વરૂ આદી ઘાતકી પ્રાણીઓનો ભય લાગવાથી તેઓની સામે સંરક્ષણ કરવાના પ્રયત્નો પણ કર્યા હશે.

એ પ્રમાણે દિન પ્રતિદિન પોતાની અવલોકન શક્તિથી પદાર્થો અને તેના ગુણો ઓળખતો ગયો. જેમ જેમ તે ગુણો તેને જણાતા ગયા તેમ તેમ તેની અજમાયસ પણ કરતો ગયો, અને તે સર્વેને પોતાના ઉપયોગમાં લાવતો ગયો. પ્રથમ તો ઓઢવા સારૂ વૃક્ષનાં પાંદડાં અને છાલ એટલે વલ્કલ-વસ્ત્ર માત્ર હતાં. ત્યાર પછી જનાવરનાં ચામડાં અને છેવટે વાળ ઊન રેશમનાં વસ્ત્રો બનાવ્યાં. તેમજ પૃથ્વીની માટીનાં-પ્રથમ કાચી માટીનાં, પશ્ચાત્ પાકી માટીનાં વાસણો બનાવ્યાં, અને છેવટ ધાતુનાં બનાવ્યાં. આજે પણ પૃથ્વીના જે ભાગોમાં જંગલી મનુષ્યોની વસતિ મુસાફરના જોવામાં આવે છે, ત્યાં એજ પ્રમાણે એ લોકોની સ્થિતિનો અનુભવ થાય છે. જેમ જેમ મનુષ્યને વધારે અનુભવ થતો ગયો તેમ તેમ પૃથ્વી માંહેલા પદાર્થો ત્રાંબુ, રૂપું, સોનું, લોઢું વગેરેનો શોધ કરી તેને ઉપયોગમાં લીધા. તેમજ પાણી પવનનો પણ ઉપયોગ કર્યો. આજે વરાળ, વીજળી, અગ્નિ, તેજ વગેરેની અંદર રહેલા અમુલ્ય ગુણો શોધી કહાડી તેનો ઉપયોગ પાશ્ચાત્યની પ્રજાએ લેવા માંડયો છે તે સર્વ કોઇના જાણવામાં છે.

મનુષ્યે, કેવીરીતે પોતાની પ્રથમ સ્થિતિમાં પ્રભુએ ઉત્પન્ન કરેલા પદાર્થોનો અને તેના ગુણોનો પોતાની દીર્ઘ દૃષ્ટિવડે ઉપયોગ લીધો એ આપણે જોઇ ગયા. જેમ જેમ તેનું સૃષ્ટિ વિષેનું જ્ઞાન વધતું ગયું તેમ તેમ તેનો તે વધારે ઉપયોગ લેતો ગયો. તેમાં સૃષ્ટિના પદાર્થોના ગુણનું તથા તેના આકારોનું લક્ષપૂર્વક અવલોકન કરી પોતાની બુદ્ધિવડે તેની તેણે તુલના કરી. તેના ગુણોનો ઉપયોગ કરવા સારૂ પદાર્થોના આકારરૂપ એટલે ઘાટની નકલ કરી. મતલબ કે જે ઘાટ જે ઉપયોગમાં સારી રીતે આવી શકે તેની તેણે નકલ કરવા માંડી અને ત્યાર પછી જૂદા જૂદા બે ત્રણ અથવા વધારે આકાર કે રૂપોને સાથે મેળવી તેના ઉપરથી પોતાને ઉપયોગમાં આવે એવા આકાર કે રૂપોનાં પદાર્થો બનાવવા માંડયા. આજે દુનિયાની સઘળી સપાટી ઉપર જે જે આકાર કે રૂપો મનુષ્યે બનાવ્યાં છે તે જગન્નિયંતાએ દીર્ઘદૃષ્ટિથી સૃષ્ટિની અંદર કે ઉપર, આસપાસ કે આસમાનમાં, જે ખનિજ પદાર્થો વૃક્ષ પાન, ફૂલ, ફળ, જનાવરો, મત્સ્ય, નિર્જીવ પદાર્થો ગુફાઓ, વાદળાંઓ, તારાઓ, કિરણો, વગેરે પદાર્થોના આકાર બનાવેલા છે તેની નકલ સિવાય મનુષ્યનું પોતાનું કંઇજ દૃષ્ટિગોચર થશે નહિ, પછી તે એકજ જાતિના રૂપ આકારમાં બનાવ્યા હોય કે તેમને પોતાનાં બુદ્ધિબળે અન્ય આકાર સાથે મેળવીને બનાવેલા હોય. પ્રથમ તેનો ઉપયોગ મૂળ ઘન પદાર્થોને એકલા અથવા બીજા પદાર્થો સાથે ભેળીને કર્યો હોય, દારૂરૂપ પદાર્થો પણ છૂટા પાડી એકલા અથવા અન્યોન્ય, અથવા ઘન પદાર્થો સાથે મિશ્ર કરી ઉપયોગમાં લીધા હોય એમ સંભવે છે.

એ પ્રમાણે ચિરકારથી ચાલતું આવેલું છે. પછી મનુષ્યો જેમ જેમ એક દેશથી બીજે દેશ જતા ગયા તેમ તેમ પોતાના જ્ઞાનનો લાભ તેઓને આપી તેમના જ્ઞાનનો લાભ પોતે લેતા ગયા. એ રીત્યા અખિલ પૃથ્વી ઉપર જેને વિષે કંઇજ નોંધ નથી તે, યુગોથી ચાલતું આવ્યું છે. હવે હિન્દુસ્થાનમાં એ પ્રમાણે કયારથી ચાલતું આવે છે અને તેની નોંધ કયારથી મળે છે અને કયા કયા દેશમાં એવું જ્ઞાન જેને હુન્નર કળા કહીએ છીએ તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે, અને દેશ ઉપર તેની કેટલી અસર થઈ છે તે આપણે જોઇશું:—

પૃથ્વી ઉપર સર્વથી પ્રાચીન લેખ મનુષ્યના ઇતિહાસ વિષે જોઇએ તો વેદ છે અને તે સર્વ દેશી વા વિદેશી વિદ્વાનોને સર્વ માન્ય છે. તેઓએ તેનો કાળ પોતાના ધર્મમાં પૃથ્વીના ઉત્પત્તિકાળને લક્ષમાં રાખીને ઈ.સ.પૂર્વે ૧૨૦૦વર્ષનો એટલે આજથી આસરે ૩૧૦૦ વર્ષનો નકકી કર્યો છે. તે વેદમાં સુવર્ણ વિષે વારંવાર લખવામાં આવ્યું છે. તેમાં ઊગતા સૂર્યના રંગને સુવર્ણના રંગની ઉપમા આપવામાં આવી છે, એટલુંજ નહિ પરંતુ સોનાના વાડકા, રથના પૈડાં, અને ધૂસરો, અને સુવર્ણના અલંકારો વિષે પણ લખવામાં આવ્યું છે. અન્ય ધાતુ અને તેના ઘાટ, હથિઆરો વિષે પણ લખેલું છે તો એ ઉપરથી જણાય છે કે હિન્દુસ્થાનના આર્ય લોકો હિન્દુસ્થાનમાં ૩૦૦૦ વર્ષ પૂર્વે સોના રૂપાના પાત્રો-વાસણો અને આભૂષણો બનાવી જાણતા હતા.

વેદનો કાળ ઉપર જણાવ્યો છે, પણ ખરૂં કહીએ તો પાછળથી તે વિષે મ્હોટા વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે. વેદનો કાળ અદ્યાપિ પર્યન્ત નિર્ણિત થયો નથી. આંગ્લવિદ્વાનો પ્રોફેસર મેકસમુ-

કર તથા પ્રોફેસર મેકડોનલ્ડ ઈ. સ. પૂર્વે ૧૨૦૦ થી ૧૪૦૦ વર્ષ પર મુકે છે. જર્મન પ્રોફેસર જેકોબી ઇ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષે ગણે છે. રાજ્યમાન્ય બાળ ગંગાધર તિલક મહારાજ એક અચ્છા ખગોળ વેત્તા છે. અને તેમણે ઓરીઅન અને આર્ટિક હોમ થીઅરી નામક બનાવેલા પોતાના અંગ્રેજી પુસ્તકમાં ઇ. સ૦ પૂર્વે ૧૦૦૦૦ મૂકે છે. એ પુસ્તકનું મરાઠીમાં મી૦ ઓગલેએ ભાષાંતર કર્યું છે.

રિડલ ઓફ મહાભારત એન્ડ રામાયણ નામનો અંગ્રેજી ગ્રંથ મી. વૈદ્યે પ્રકટ કર્યો છે. તેમાં તેઓ મહાભારતનો તેમજ પરમાત્મા શ્રી કૃષ્ણ ભગવાનનો સમય ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષનો ગણ્યો છે. તેમજ પરમ વૈષ્ણવ મહાત્મા શ્રી વલ્લભાચાર્યજીનાં વચનામૃતો જે પ્રગટ થયાં છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે શ્રી કૃષ્ણ ભગવાનને આજે ૫૧૩૮ વર્ષ થયાં છે. એટલે પાંડવોનો પણ તેજ સમય ગણી શકાય.

ત્યારે હિન્દુસ્થાનના આર્ય લોકો ઉપરોકત ચીજો બનાવવાને જાણીતા થયા તે અવસ્થાએ પૂગવાને તેની પૂર્વે કેટલાં વર્ષ સુધી અવલોકનશક્તિ, વિચારશક્તિ, શોધકબુદ્ધિ, અને અનુભવ કામે લગાડેલાં હોવાં જોઇએ, તેનું અનુમાન કરવું પણ બહુ કઠિન છે. ત્યાર પછી રામાયણ અને મહાભારતના ઐતિહાસિક મ્હોટા ગ્રંથો થયા. તેમાંનો તે સમય એટલો તો કળા કૌશલ્ય અને હુન્નરથી ભરપુર માલમ પડે છે કે તેવી હુન્નર કળા હમણાં પણ નથી એમ કહીએ તો ચાલે. ફક્ત એટલુંજ કહેવું બસ છે કે જે કોહીનૂર નામક મશહુર હીરો આપણી દયાળુ મહારાણી રાજમાતુશ્રી વિક્ટોરીઆએ પોતાના કયસરેહિન્દ મુકુટમાં ઘણા વર્ષ પર્યન્ત ધારણ કરી રાખ્યો હતો અને હાલમાં સમ્રાટ ચક્રવર્તી નૃપ પંચમ જ્યૉર્જના મુકુટમાં ઝગઝગે છે તે બુલંદ હીરો મહારાજા યુધિષ્ઠિરના વખતનો છે એમ પણ કહે છે કે તે કૌરવ પાંડવમાંના કરણ રાજાએ મહાભારતના યુદ્ધ વખતે ધારણ કર્યો હતો. એ સમયે કળા કૌશલ્યતાની પ્રગતિ એટલી ઝડપથી થઇ છે કે તે સર્વોત્કૃષ્ટ દશાએ ઉચ્ચ શિખરે પહોચી, જે જે કેટલીએક નવીન વસ્તુઓ પાશ્ચાત્ય શોધક બુદ્ધિના ફલ રૂપે આપણી નજરે પડે છે તેમાંની કેટલીક તત્સમયે આબેહુબ અથવા અંકુર રૂપે તેઓ જાણતા હતા. પણ આજે ઘણા લાંબા કાળથી આપણે પરતંત્ર સ્થિતિ ભોગવતા આવ્યા છીએ તેથી તેને ભૂલી ગયા છીએ, અને હવે વિદેશના ચમત્કાર જોઈ વિસ્મય પામી કેટલાકો અસલનું સર્વ ગપાષ્ટક માની ઘટા ઉડાવી લે છે એ ખરેખર શોચનીય છે.

ઉપર પ્રમાણે વેદ અને મહાભારતના સમયમાં કળા કૌશલ્યની સ્થિતિ હતી. દેશની ઉથલ પાથલને લીધે કોહીનૂર સિવાય બીજા કોઇ નમૂના જોવામાં આવતા નથી. ત્યાર પછીનો જે નમૂનો હસ્તગત થયો છે તે સોનાના નકશી કામનો એક દાબડો અને રકાબી છે. વિદેશીઓના હુમલા અને લુટફાટમાંથી ચોક્કસ કારણોને લીધે એ બેચાયાં છે. નહિતર આજ એનો પણ નાશ થયો હતે. અફગાનિસ્થાનમાંના જલાલાબાદની પશ્ચિમે ડુંગરમાં આર્યોનું રાજ્ય હતું ત્યારે બૌદ્ધ ધર્મનો સ્તૂપ ત્યાં ચણાવેલો હતો, તેના વચમાં ઉક્ત દાબડો તથા રકાબી ચણી લીધાં હતાં. તે મી. માસન નામક અંગ્રેજ શોધકે ખોદાવી કઢાવ્યાં હતાં તેમાં બીજી કેટલીએક વસ્તુઓ સાથે જે સિક્કાઓ મળી આવ્યા હતા તે ઉપરથી ઇ. સ. પૂર્વે ૫૦ વર્ષના એ નમુના હોવા જોઇએ એવું પ્રોફેસર એચ. એચ. વિલ્સને નક્કી કર્યું છે.

(અપુર્ણ.)

# રસગીત.

સ્નેહ ભર્યાં પ્રિય હૃદય રસાળાં ડુબાવે રસમાં,
ડુબાવે રસમાં...મધુર જે અણુમોલો કસમાં;
રસ એ વ્હાલાંમાં વસતો. સ્નેહ ભર્યાં.
ઉછળતાં રસમોજાં ઉરનાં ડોલાવે દિક્પાલ,
જઇ જૂઓ બ્રહ્માન્ડ અનન્તે સ્નેહી હૃદયના ભાવ;
સ્નેહના રસમાં સૌ ગરકાવ. સ્નેહ ભર્યાં.
રસિક હૃદયની રસમય દૃષ્ટિ પલપલ નવલ જણાય,
પુલક પુલકે અકલ પ્રફુલ્લતા બસ રસથી પ્રસરાય;
સ્નેહનો જાદુ ના સમજાય. સ્નેહ ભર્યાં.
લોચન પાન કરી રસનાગણુ અનુભવતાં રસસ્વાદ;
વદન હિણાં પણ નયન શી રીતે સમજાવે એ હાર્દ ?
અજબ ઉર અસર કરે રસ–નાદ. સ્નેહ ભર્યાં.
આ રસમાં, રસભોગી કરતાં સ્નાન, પાન કે ગાન,
સ્વર્ગીય લહે કાંઇ લ્હાવ અનેરા, રસમાં હોય મસ્તાન;
સ્નેહના ઝરણે બસ ગુલતાન. સ્નેહ ભર્યાં.

અમદાવાદ, તા.૨૩–૬–૧૩. } કેશાવ, હ. શેઠ. ઉમાક્ષેત્ર.

---

# एडमूना उद्गार.

શું થયું હું રણક્ષેત્ર હાર્યો ?
નથી મેં ખોયું સર્વસ્વ મ્હારૂં–
અજીત્ય મ્હારી ઈચ્છા હજુ છે,
અમર્ત્ય ધિક્કાર ને વૈરી વૃતી,
ને અશરણ થવાને હિંમત હજુ છે,
તો નહિ કેમ છતું આ નિર્માલ્ય દેવ !
તે નહિ ખુંચાવે મુજ પાસ કીર્તિ,
શાને નમુ રંક બની હું તેને,
જ્યારે બ્હીએ તે હું સત્તાના ત્રાસે,
ને નીજ રાજ્યની શંકા ધરે છે,
તો ખરેખર હું મુર્ખ કેવો,
ભરાઈ શર્મે નમું હું તેને.

તા. ૧૭–૬–૧૯૧૩. ચકલાશી. શા. હરિલાલ છોટાલાલ હેડમાસ્તર.

# हयात वाणी.

( મી. હયાત. )

" અહીંના આ ફકીરોની કદી ઝોળી નહિ થંરી
મગર એ ખાકમાં દાઝી ફકીરી કોણ પરવાર્યું ! "

લાંબે દહાડે સેવકને કાંઇક બોલી બેસવાની જરૂર પડે છે! પણ સેવક કંઈ અજુકતું નહિ બોલેજ. આજકાલ મુંબઈના મહોલ્લાઓમાં, ગુજરાતનાં ઘરબારમાં,, સરકાર દરબારની હાફિસોમાં અને પેપરોમાં બધે મોટી ફકર ચિંતાના વિચારો ચાલી રહેલા છે. સેવકને વધુ બોલવા કરતાં ઝાઝું સાંભળી રહેવાનો અભ્યાસ છે, તેથી એ બધુંજ સાંભળીને સેવક બેસી રહેલો હતો; પણ નારાયણનું કરવું કે સેવકને ઘણાં માણસોએ પુછપરછ કરી હમણાંનો હેરાન કરી મૂક્યો છે તેથી તે કાંઇક બોલે છે. વધુ ઓછું માફ કરજો. સૌ કોઇ મને મળતાં પુછે છે કે × × × × લગન માટે તમારો શું મત છે. હિંમતથી સેવકને વિચાર કરી કહેવું પડે છે કે તેઓ કેવળ બેગુનેગાર છે. સેવક લાંબા કાળથી વેદાન્તના વાતાવરણમાંજ રહેલો છે અને ઉંડો વિચાર કરી સેવક પોતાનો મત હવે આપે છે.

લાંબી નજરવાળા અનુભવી આદમીઓને હાથે જે કામ થાય છે તેમાં ઉંડો ભેદ રહેલો હોય છે. કુદરતના નિયમને રંક કે રાય, ભણેલ કે મારા જેવા અભણ સૌ કોઇ તાબે થાય છે જ. શાસ્ત્રના સિદ્ધાન્તને જાણ્યે અજાણ્યે પણ આચરી જવાય છે. એક નિયમ છે કે જે માણસ ભાવે કે અભાવે જેનું ઘણું ઘણું ચિંતવન કરે છે તે આવીને તેને મળે છે કે વળગે છે. × × × × સાદું અને ચોખ્ખું જીવન સૌ કોઇએ જોયેલું જાણેલું છે, તેમ છતાં જ્યારે તેઓએ લગન કર્યાનું સંભળાય છે ત્યારે એમાં કંઇક લાંબી નજરે વિચારવાનું છે એમ તો જણાય છે. તેમના જીવનમાં વધારેમાં વધારે કામ કર્યું થયું છે તે જોઇએ. તેઓએ વરસોનાં વરસોસુધી સ્ત્રી કેળવણીની ચિંતા કરેલી છે. અનેક સંસ્થાઓમાં તેમણે જે ખંતથી મદદ કરેલી છે તે ઉપરથી જણાય છે કે તેમને રાતદીન અંતરના ઉંડાણમાં રખેને સમાજ બગડી જશે, રખેને બાળલગ્ન થશે, રખેને કજોડાં થવા માંડશે, રખેને નીતિ રીતિ વિરૂધ પગલાં લેવાશે વગેરે વગેરે જાતની ભારે ફકર અને ચિંતા થયા કરતી હતી. આવા ભયના વિચારો એમને એટલા તો વેગથી થતા કે તેમનાં ચિંતવનોના તાજવામાં ભયના વાતાવરણનું પડખું ભારે થયું અને સમતોલમાં ચુક થતાં જે ભયને તેઓ દૂર કરવા માગતા હતા તેનો સાક્ષાત્કાર થયો અને "જેવું ચિંતવન તેવું ફળ" એ વેદાન્ત સિંધાન્ત તેમને જ વળગ્યો. સેવક કંઇ મશ્કરી કરતો નથી પણ સાચુંજ કહે છે. ઉંડી નજરે વિચાર કરશો તો સૌ કોઇને સમજાશે કે મારી

વાત સાચી અને અનુભવ સિદ્ધ છે. સેવક ઘણા એવા અનુભવ પછી આ રહસ્યને ખુલ્લું કરે છે. કેટલાંક વર્ષ ઉપર સેવક એવા લેખ વાંચતો હતો કે ચાહા ભારે નુકસાન કરે છે; અને સેવકે તે કદીપણ ન પીવાના કસમ લીધા. ઘણું વાંચતાં સેવકને વારે વારે ભય થયો કે રખેને ચહા પીવાઇ જશે. આજ સાત વર્ષની આખરે પોતાનું તાજવું તોળતાં સેવકને અનુભવ થાય છે કે સેવક માત્ર ચહા પીને રહે છે. ચહાજ સેવકનો ખોરાક છે. એજ રીતે સેવકે એકવાર મરચાંનો ત્યાગ કર્યો. રાંધેલા અનાજને બદલે કાચું અનાજ લેવા માંડયું હતું. દુધ પીને રહેવા માંડયું હતું. ઉપવાસી રહેવા માંડયું હતું. વગેરે વગેરે; પણ અંતમાં જેનો ભારે ભય મનમાં લાગ્યો તેજ સેવકને વળગ્યો હતો. સેવક પોતાનોજ દાખલો આપી શકે છે એમ નહિ પણ મોટામોટાઓના ઘણા એવા દાખલા સેવક પાસે મોજુદ છે. વળી સેવકને એક આદમી સાથે જીવજાન જળ માછલીનો પ્રેમ હતો. અને એટલો તો મોટો ભય સેવકને થયા કરતો હતો કે રખેને અમે જુદા પડીએ! દસ વરસને આખર સરવાળે સેવક ઉત્તર ધ્રુવખણુમાં પડયો છે અને પ્રેમ માટે નીચે પ્રમાણે દિલસોજી કરે છે;—

તુટેલા તાર પ્રીતિના ફરી પાછા શું સંધારો ?
ચુલેથી ઉતર્યું જે ખાજ રહ્યું કાચું શું રંધાશે ?
ગઈ જે બુંદથી હોજે ફરી પાછી શું બંધાશે ?
વણાયું કાપડે સુતર ફરી પાછું શું કંતાશે ?
તુટેલે પાય પંખીથી કુદી ઉડી શું જીવાશે ?
સુકાઇ સ્નેહ સરિતા ત્યાં કદી શું નાવ ખેડાશે ?
પડયા જે ઘાવ ને પડશે સુખેથી તેહ સ્હેવાશે ?
સલામત શિર તો પઘડી બહોતજ એમ બોલાશે.



# "પ્રિયા વ્હાવરી બની."

## ( મનોમય ગાન. )

" અરે ? આ સ્વર ક્યાંથી "—

(ગરબો.)

'આહા ? ગાજે ઘોર વરસાદ—(૨)
કેવી કંપે છે મારી કાયડી.



અહા ? હું છુ એકલી આજ—(૨)
ભીની ભીની ટપકે મારી સાડલી

" ભીંજાયલી સુંદરીનો "

(સાખી.)

વ્હાલા પીયુ નાગી કને,
મળવા હું આતુર બની,
શણગાર સાગ સજીને,
પ્યાગ પ્રેમ ઘેલી આવતી.

" કેવો વિલાપ કરે છે ! "

'આહા ? મને કનડે શું મેઘરાજ-(૨)
જરા કીંતુ દયા મારી લાવને
આહા ! તુજ કી કરીને ના સતાવ-(૨)
મારી સાડી સુકાવી નાંખજે.

" વરસાદ પણ કેવો ક્રૂર છે."

(સાખી.)

માને નહીં આ મેઘતો
પીયુ હવે હું શું કરૂં.
'લાલટ*' તારૂં દીસતું ને
સાન કરી બોલાવતું.

" વાહ ? કેવું કોમળ હૃદય "

આહા ? તારી ગર્જના સમાવ—(૨)
મને જવાદે મારા પીયુ કને.
આહા કર શાંત વીજ પ્રકાશ—(૨)
મારૂં હૃદય ના કકળાવને.

" શું પ્રીયા વ્હાવરી બની ? "

(સાખી.)

પિયુ પિયુ આ સ્થાન તારૂં દીસે છેટેથી લલચાવતું.
પાંખો નથી પ્રભુજી મને નહીં તો ઉડીને ચાલું હું.

" ચીંતા ના કર રસિકા હુંજ આવું છું. "

રામરાય.

* ( દીવો. )



*Specially prepared for Sati Bhakti*

**મી. રહીમ જુસબ.**

કેટલીક સ્વદેશી કંપનીઓના સ્થાપનાર

અને

વીમાની લાઈનમાં એકલા મોહમેદન અનુભવી.

# शेठ रहीमभाई जुसबभाई.

## ભવ્યતા, નૈસર્ગિક શક્તિ, ઉત્સાહ અને ઔદાર્યનું અનુકરણીય દૃષ્ટાંત.

જગત કરોડો મનુષ્યોથી ભરેલું છે, પણ તેમાં જન્મથીજ ધનવાન હોવાનું તો ઘણાજ થોડા પુણ્યશાળી મનુષ્યોને માટે સરજાયલું હોય છે. ધનવાનોમાં કોઇકજ એવો અધિક પુણ્યશાળી મળી આવે છે કે જે પોતાના ધનનો આત્મવિકાસમાં અને અન્યના અભ્યુદયનાં કાર્યોમાં સદ્વ્યય કરે છે.

બીજી તરફ જોતાં જગતમાં ગરીબ સ્થિતિનાં મનુષ્યોનો તોટો નથી, પણ ગરીબાઇ છતાં નાના પ્રકારના સદ્ગુણોથી અલંકૃત એવા–પોતાને મળતી અડધી રોટલીમાંથી ભૂખ્યાને ટુકડો આપે તેવા જવલ્લેજ જોવામાં આવે છે.

તેમ છતાં આપણા દેશમાં ધનવાન છતાં ધનનો સદુપયોગ કરે તેવા અને ગરીબ છતાં ગરીબાઇમાં પણ અનેક સદાચરણોથી સુશોભિત એવા અનેક પુરુષો છે એ આપણને આનંદ અને સંતોષનું કારણ છે.

પરંતુ જ્યારે સામાન્ય સ્થિતિમાંથી સારી સ્થિતિમાં પોતાનાજ પ્રયત્નવડે જનાર સદ્ગૃહસ્થ વિષે જાણવામાં આવે છે અને તેનામાં સદ્ગુણો અને શ્રી–લક્ષ્મી બન્નેના આવિર્ભાવો ઉતરેલા અવલોકવામાં આવે છે ત્યારે તો આપણા આનંદનો કોઇજ પાર રહેતો નથી.

સાધન વગર સદ્ગુણો નકામા છે. તંગીવાળાને મદદ કરવાની ઇચ્છાવાળો ગરીબ માણસ સાધન વગર માત્ર નિશ્વાસ નાખીને સંતોષ લેવે છે; જ્યારે એવા પણ કોઇ વિરલ પુરુષો હોય છે કે જે નિશ્વાસ નાખવાને બદલે સાધનો પ્રાપ્ત કરવાને માટે કમર કસે છે અને સ્વપરના અર્થની સિદ્ધિ કરવા સારૂ એક પણ પ્રયત્ન બાકી મૂકતા નથી. "कार्यं साधयामि वा 'देहंपातयामि' એ ન્યાયે તેઓ સર્વસ્વ ત્યાગ પૂર્વક પોતાના અર્થની સિદ્ધિ માટે ભારે કટ્ટર પ્રયત્નો ખરા શરીરનાં સામર્થ્યો વડે કર્યાં જાય છે. અને અનેક વિઘ્નરાશિઓ વચ્ચે વચ્ચે આવતાં છતાં પરિણામે તેઓ વિજય મેળવે છે અને તે વિજયનો લાભ પોતાનાં ગરીબોમાં સર્વને આપે છે.

પ્રિયવાચક ! એવા પ્રકારનાં જણાયેલા તેવા વીર પુરુષો હિંદુસ્તાનમાં જુદા જુદા દેશોમાં પોતાના વિજય વાવટા ઉડાવતા આપણે જોઈએ છીએ; અને તેમના વિજયનાદના ગુંજારવ અવાજો આપણા કર્ણપુટને મધુરતાથી પૂરે છે.

સ્વદેશની સંપત્તિ પર સ્વદેશીનો પ્રથમ હક્ક છે આ વાત સર્વત્ર માન્ય રાખવામાં આવી છે. અને વિવિધ સવાલના યોગ છત્ર નીચે નાના પ્રકારના ઉદ્યોગોમાં સ્વદેશી સાહસોનો આરંભ વિજય સાથે થઇ ચુક્યો છે એ નવિન જણાવવાનું નથી.

આવાં સ્વદેશી સાહસોના અલંકારમાં અનેક મૂલ્યવાન જવાહીરો ઝગઝગી રહ્યા છે, તેમાં આપણા શેઠ. રહીમભાઇ જુસબભાઇ એક અગત્યની શોભા અને મૂલ્ય વધારે છે, તે એમની સ્તુતિપાત્ર કારકિર્દીથી સમજવામાં આવશે.

શેઠ રહીમભાઇનો જન્મ તા. ૨૫ મી ઑગસ્ટ સ. ૧૮૮૦ ના શુભદિને મુંબાઇમાં થયો હતો. તેઓ નહાની વયમાં એટલે ૧૬ વર્ષની વયે પોતાના વડીલ બંધુ ખા. સા. કરમાલી જુસબભાઇના ચાલતા વેપારમાં જોડાયા, અને અહારગામના કંટ્રાક્ટરોમાં તેમના તરફથી ઘણું સારૂં કામ થવાથી ખા. સા કરમાલીને સંતોષ આપવામાં તે વિજય પામ્યા. પોતે વિમાકંપનીઓ માટે કામ કરતા હતા, તેવામાં વિલાયતની આગ તથા જીંદગીની વિમા કંપનીઓનું કામ જોઇ તેમને વિચાર આવ્યો કે હિંદુસ્તાનના દર વર્ષે પ્રીમિયમ રૂપે જતા કરોડો રૂપિયામાંથી હિંદુસ્તાનને લાભ મળવો જોઇએ. આ વિચાર ઘણાઓને અવ્યવહાર જણાયો પણ તેથી નાહિંમત ન થતાં શેઠ. રહીમભાઇએ ધી ઓલ ઇન્ડિયા યુનાઇટેડ ઇન્સ્યુરન્સ કંપની લી.' આગ તથા જીંદગીનું કામ કરવા રૂ. ૫૦,૦૦,૦૦૦ ની થાપણથી સ્થાપી. આપણા શહેરના જાણીતા શહેરી'

ઑનરેબલ સર ફીરોજશાહ મેહેરવાનજી મહેતા અને બીજા મુંબાઇના જાણીતા અગ્રેસરો અને શહેરિયોનું મંડળ ઉભું કરવામાં તેઓ ફતેહમંદ થયા. કંપની ઉભી કરવામાં સ્વાભાવિક રીતે ઘણી મુશ્કેલિયો નડી; કારણ કે હિંદુસ્તાનમાં આટલી મોટી થાપણની કંપની ઉભી કરવી અને તે પણ વિમાકંપની સ્થાપવી એ મુશ્કેલ હતું. શેઠ રહીમભાઇ કોઇ પણ રીતે નાઉમેદ થયા નહિ. હિમ્મત રાખી ગામેગામ ફર્યા અને શેરો ભરાવ્યા. આ કામને માટે તેઓ કલકત્તે ગયા. ત્યાં તેમને પ્રસિદ્ધ બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને તેમના હસ્તક ચાલતા "બંગાલી" પત્ર તરફથી આવા મહાન સ્વદેશી સહાસને વાસ્તે ઘણો ધન્યવાદ મળ્યો. ગુજરાતનાં મોટાં મોટાં શહેરોમાં મુસાફરી કરી થોડીજ મુદતમાં જોઇતી થાપણ ભરાવી કંપનીનું કામ નિર્ભયતાથી આરમ્ભ્યું.

સ. ૧૯૦૮ માં વડોદરા ટ્રામ્વે કંપની ઉભી કરવામાં તેમણે પોતાના ભાઇને મદદ કરી. હાલમાં તેમના વડીલ ભાઇ ખા. સા. કરમાલી જુસબ ભાઇની દેખરેખ નીચે તે ચાલે છે, આ ટ્રામ્વે કંપની તવંગર તેમજ ગરીબને ઘણી ઉપયોગી થઇ પડી છે, તેથી ત્યાંના લોકો શેઠ રહીમભાઇ અને તેમના ભાઇઓને આભારી છે. તે પછી સને ૧૯૧૦ માં તેમના બીજા ભાઈ શેઠ જાફરભાઇ જુસબભાઇની સાથે મળીને ક્રેડીટ બેંક ઑફ ઇન્ડિયા ઉભી કરી છે. આ નવિન બેંકની કેટલીક શાખાઓ શેઠ રહીમભાઇએ જાતે જઇને ઉઘાડી છે, અને બેંકનું કામ વધાર્યું છે. આજ સાલમાં શેઠ રહીમભાઇએ ધી બોમ્બે વીવીંગ એન્ડ મેન્યુફેક્ચેરીંગ કંપની ઉભી કરી છે, જેનું કામ શરૂ થઇ ગયેલું છે. બધી સામગ્રી તૈયાર થયે આ કંપની ઉત્તમ પ્રકારનું ઝીણી બનાવટનું કાપડ વણવાનું કામ હાથ લેવા ધારે છે. આશા રાખવામાં આવે છે કે આ કંપનીનું કામ શરૂ થતાં વિલાયતી માલ સાથે ટક્કર ઝીલે એવા દેશી કાપડની જે ખોટ છે, તે પુરી પડશે. ઉપરની હકીકતથી શેઠ રહીમભાઇ માટે માનબુદ્ધિ ઉત્પન્ન થયા વગર રહે નહિ એ સ્વભાવિક છે. ખોજા કોમના તેઓ એક જાણીતા આગેવાન ગૃહસ્થ હોઇ પોતાની કોમના માણસોને બનતી રીતે ઉત્તેજન આપે છે અને બીજી કોમો પ્રતિપક્ષ તેઓ પોતાનો બન્ધુભાવ વિસ્તારવામાં પાછા પડતા નથી.

ભવ્યના, નૈસર્ગિક શક્તિ, ઉત્સાહ અને ઔદાર્ય આ સર્વ શેઠ રહીમભાઇમાં સ્વભાવથીજ જોવામાં આવે છે. અને તેથી અલ્પ વયમાં આ સદ્‌ગુણો તેમને ઉચ્ચ સ્થાન અપાવે તેમાં આશ્ચર્ય જનક કંઇજ નથી. પરમાત્મા આપણા દેશના આવા વીરનરોને શારીરિક માનસિક સર્વ શક્તિઓ અર્પો અને તેમને હાથે જન હિતનાં મહાન કાર્યો થાઓ!

---

# केवी केलवणी कुमारिकाओनुं भाविजीवन सुखमय करी शके ?

( G. I. Patal. B. A )

" Every one who writes on education says it must not be the absorption of Knowledge; it is not the transmission of a course of study from a book, but it is":

" The culture of men " (President Darid Starr Gordan);

" The improvement of the human machine '(Arnold Bennet);

" The perfection of womanhood " (*Prof. John. M. Tayler*);

"The formation of character" (Prof. W. H. Maxwell)

" અનેક કારણોને લઇને આજે કેળવણીને વધારવાનો ચોગરદમથી પ્રયાસ થઇ રહ્યો છે રાજ્યના કોઈ એક હેતુ પાર પાડવાના આશયથી તેને અનુમોદન આપે છે, પ્રજા પણ કોઈ એક હેતુથી તેમાં જોડાવાને તત્પર થાય છે, અને તેથી સર્વ રીતે કેળવણીનું ક્ષેત્ર આજકાલ અત્યંત શોભા પામેલું અને વૃદ્ધિ પામતું રહે છે. તેથી તે ક્ષેત્રમાં જે કોઈ પણ પ્રવૃત્તિ થાય–તેવા માનવ સમુદાયમાં જો કંઇ પણ નવિન થાય, તો તેને તેઓ

તત્કાલ મદદ કરવા તત્પર થાય એમ તમને શું નથી લાગતું ? વિચારો ! પુનઃ પુનઃ વિચારો "

(મદાલસ)

કેળવણી સંબંધમાં વિવિધ અભિપ્રાયો હાલમાં ફેલાયેલા છે. યુનિવર્સીટી અને સ્કુલનાં શિક્ષણો માટે અનેક જાતના લેખો, ચર્ચાઓ અને હીલચાલો ચાલ્યાજ કરે છે તેથી એ બાબતો ઉપર વિચાર ચલાવવાની કે ટીકા કરવાની અત્ર આવશ્યકતા નથી.

કેવી કેળવણી કુમારીકાઓનું ભાવિ જીવન સુખમય કરી શકે એ એક અગત્યનો પ્રશ્ન હોવાથી એ સંબંધમાં ઉપયોગમાં આવી શકે એવા થોડા હિતકર વિચારો અત્ર જણાવવાની જરૂર પડે છે. બાળાઓને યોગ્ય શિક્ષણ અપાય અને તે દ્વારા તેમનામાં, તેમના સંબંધીઓમાં તથા પ્રજામાં જ્ઞાન અને સુખની વૃદ્ધિ થાય એવા આશયથી થોડાં વર્ષોથી આપણા દેશમાં વિવિધ સ્થળે કન્યાશાળાઓ, સ્ત્રી કેળવણીની સંસ્થાઓ, અને આશ્રમોની સંખ્યામાં વધારો થતો નજરે પડે છે અને તેમની વ્યવસ્થામાં ફેરફારો થયા કરે છે.

પોતાના નિત્યના જીવનમાં ઉપયોગી થાય અને પોતાની વ્યાવહારિક સ્થિતિમાં લાભ કરે એવું જ્ઞાન આપવા તરફ પૂર્વોક્ત શાળાઓ અને સંસ્થાઓમાંની ઘણીજ થોડી લક્ષ આપતી હોય એમ સમજાય છે. સામાન્ય શિક્ષણની જે પદ્ધતિઓ દાખલ થઇ ગઇ છે તેમાં વ્યવહારોપયોગી જ્ઞાન અને કળાના જેટલા અંશો જોઇએ તેમાંના ઘણા થોડા જોવામાં આવે છે. કુમારિકાઓની કેળવણીનો આશય તેમનું અને તેમના કુટુંબનું ભાવિજીવન સુખમય થાય એજ હોવો જોઇએ. અને તેથી ખાસ કરીને તેમને વાંચવા લખવાના જ્ઞાન ઉપરાંત ધર્મનું, આરોગ્યનું, રસોઇનું, સીવવા ભરવાનું, સંગીતનું અને રંગ પુરવાનું, જરૂરી વિજ્ઞાનનું, વ્યાવહારિક રીતભાતનું, અને સામાજિક કર્તવ્યનું ઉપયોગી શિક્ષણ–Practical Education–તે તે શિક્ષણ માટેનાં ઉપયોગી સાધનો અને લાયક શિક્ષકો દ્વારા આપવું જોઇએ.

યુરોપ અને અમેરિકામાં આ પ્રકારના Practical Education ઉપયોગી શિક્ષણ માટે હવે વિશેષ પગલાં લેવાય છે અને તેમાંથી આપણા દેશ માટે જે જે યોગ્ય અને લાભકારક ગણી શકાય તેવાં અત્રના શિક્ષણક્રમમાં પણ વ્યવસ્થા (method) અને ખંતથી લેવાવાની જરૂર છે. અમેરિકાની એક જાણીતી સ્કુલનો સચિત્ર દાખલો અત્ર આપવામાં આવે છે. તેથી ત્યાંની ભૂમિકાઓ દિનપ્રતિદિન કેટલા વેગથી વૃદ્ધિ પામતી જાય છે તેનું સ્વરૂપ સ્પષ્ટ થતાં અત્રના શિક્ષણક્રમમાં પણ જે સુધારણાઓ ચાલી રહી છે તેમાં નિયમ, વ્યવસ્થા, અને નવિનતા કંઇક અંશમાં સ્થાપી શકાશે.

ન્યુયોર્ક શહેરમાં Washington Irving High School-વોશિંગ્ટન અરવિંગ હાઇસ્કુલ નામની શાળામાં પાંત્રીસ શિક્ષકોએ મળી નિશ્ચય કર્યો કે–" Our school and other high schools are not organized upon the character basis nor the human improvement basis but on the knowledge idea. We are teachers of English or of Geometry. No one prepared us to teach any of the essential qualities of superior womanhood. Courtesy, gentleness, firmness, industry, courage and nobility.

ભાવાર્થઃ—આપણી અને બીજી શાળાઓ ચારિત્ર્ય અને મનુષ્ય સુધારણાના પાયા ઉપર નહિ ગોઠવતાં માત્ર જ્ઞાનના આશય ઉપર જ રચાયલી છે; અને આપણે માત્ર અંગ્રેજી કે ભૂમિતિ જેવા વિષયોનાજ શિક્ષકો છીએ. વિવેક, નમ્રતા, દૃઢતા, ઉદ્યોગીપણું, હીંમત, ઉચ્ચતા વગેરે સર્વોત્તમ સ્ત્રીધર્મના સહાયક ગુણોના શિક્ષક થવાની તૈયારી આપણામાં ખીલવવામાં નથી આવી.

આ પ્રકારના વિચારો કરી તેઓએ ઉપયોગી શિક્ષણની એક મોટી યોજના ગોઠવી કાઢી અને વ્યવસ્થા અને નિયમથી તે પ્રકારે શિક્ષણ આપવા માંડ્યું. હાલ આ સ્કુલમાં સંખ્યાબંધ છોકરીઓ અભ્યાસ કરે છે અને તેમનો શિક્ષણક્રમ પુરો થતાં તેમના ભાવિ જીવનને સુખમય કરવાનાં ઉપયોગી સાધનોની કુટુંબની અને જનસમાજની તેઓ પ્રગતિ કરે છે.

તેમના શિક્ષણક્રમમાં કેવા વિષયો ગોઠવવામાં આવ્યા છે તેનું ટુંકું વર્ણન અત્ર આપવામાં આવે છે. આરોગ્યનું શિક્ષણ આપવા માટે તેમને અનેક પ્રકારનાં સાધનો પુરાં પાડ-

વામાં આવે છે અને નિયમિત કસરત કરાવવામાં આવે છે. સ્થિરતાથી લખવા વાંચવાની ટેવ પાડવા માટે તેમને ઉપયોગી પુસ્તકાલયો અને શાંતિવાળા ટેબલ ખુરસી ગોઠવેલા ઓરડાઓની સગવડ કરી આપવામાં આવે છે. પોતાનાં કપડાં પોતેજ સીવી શકે તથા ધોઇને અસ્તરી પણ જાતેજ કરી શકે તે માટે તેમને તે પ્રકારનાં સીવણ ભરતનાં યંત્રો ઉપર કામ કરતાં શીખવવામાં આવે છે અને ધોવા વગેરેનાં યંત્રો પુરાં પાડવામાં આવે છે અમુક સમયે વર્ગની બધીજ છોકરીઓને સંગીતના અભ્યાસ માટે લાવવામાં આવે છે અને ત્યાં તેઓ સરખા અવાજથી અને શાંતિથી નિયમિત રીતે સામુદાયિક પ્રાર્થનાનાં ગીતો ગાય છે. સાયન્સનું જ્ઞાન વીસમી સદીના સમયમાં ઘણું જરૂરી હોવાથી પ્રયોગશાળાઓમાં તેમની પાસે રસાયણ શાસ્ત્રના સહેલા પ્રયોગો કરાવવામાં આવે છે અને ઉપયોગી સઘળું જ્ઞાન આપવામાં આવે છે. એક ઓરડામાં ચિત્રકળાનાં વિવિધ સાધનો રાખવામાં આવેલાં છે,-જ્યાં સ્વતંત્રપણે નવ-:ા વખતમાં છોકરીઓ રંગો પુરવાનું કામ શકે છે.

પોતાના કુટુંબનાં બાળકોને કેવી રીતે ..ભાળવાં એ માટે તેમને "Babies as books"—અભ્યાસના અનુભવ માટે બાળકોની સારવાર કરવાનું કામ સોંપવામાં આવે છે. તેમને નવરાવવાં, સ્વચ્છ કરવાં, કપડાં પહેરાવવાં, હરી ખોલી આનંદમાં રાખવાં, અને તેમને પાવાના દુધની એક પ્રકારનો રસાયણિક પ્રયોગ (Pastenrizing) કે જે વડે તેમાં કેવાં જંતુઓ (germs) છે તે સમજી શકાય છે અને તેને શુદ્ધ કરી શકાય છે, તે વડે પરીક્ષા કરી તેઓના ઉપયોગમાં લેવાનું શિક્ષણ આપવામાં આવે છે. ઇતિહાસના જ્ઞાન માટે સીનેમેટોગ્રાફથી તેમને લડાઇઓ બતાવવામાં આવે છે તથા દેશની તે સમયની, તે પછીની અને હાલની સ્થિતિનો વૃદ્ધિક્રમ બતાવવામાં આવે છે. તે ઉપરાંત અમુક અમુક પ્રસંગે ધજાઓ અને વાવટાઓ સાથે તેમનું એક મોટું ઐતિહાસિક સરઘસ કાઢવામાં આવે છે. આ પ્રકારનું ભાવ જીવનમાં ઉપયોગી શિક્ષણ જુદાં જુદાં સાધનોથી આપવા ઉપરાંત તેમને પરસ્પરમાં હળવા મળવાની, વિવેકની અને વાતચિતની, રીતભાત ઉત્તમ રીતે આવડે તે માટે જાતે રસોઇ કરીને કોઇ બહેનપણી સાથે જમવાની સગવડો કરી આપવામાં આવે છે.

આ સ્કુલનાં ઘણાં ચિત્રોમાંથી કેટલાંક ઉપયોગી ચિત્રો **શ્રી ભક્ત**ના વાચકોની આ વિષયની સમજુતિ માટે અત્ર મુકવામાં આવે છે. પ્રત્યેક ચિત્રનું બારીકાઇથી અવલોકન કરતાં બુદ્ધિમાનને સમજાશે કે શિક્ષણ લેનારની તન્મયતા, પ્રસન્નતા, અને સ્વતંત્રતાનો ભાવ તેમનાં મુખ ઉપરજ ખીલી રહેલો હોય છે.

પહેલા ચિત્રમાં વિચારપૂર્વક લેખન પ્રવૃત્તિનો ભાવ મુખ ઉપર સ્પષ્ટ જણાઇ આવે છે. બીજા ચિત્રમાં વ્યાયામનો શ્રમ તથા શરીરની ચાલાકીનો ભાવ દેખાય છે. ત્રીજા ચિત્રમાં સીવણ કામ બરાબર માપથી ચાલતું હોય એવો ભાવ છે અને ચોથામાં જીજ્ઞાસા સાથે સ્થિરતાથી સાયન્સનો પ્રયોગ કરાતો હોય એમ દેખાય છે.

ચિત્રકળાના પાંચમા ચિત્રમાં મિત્રતાનો અને સ્નેહનો આનંદ, એકના મુખ ઉપર પોતાના કાર્યમાં જરૂરી બારીકીવાળી દૃષ્ટિ અને સ્થિરતાનો ભાવ સમજાઇ આવે છે. છેલ્લા ચિત્રમાં જાણે જીવનનાં ઉપયોગી સાધનો સિદ્ધ કર્યાં પછી સામાજીક જીવનનો ખરો આનંદ લેવાતો હોય એમ જણાઇ આવે છે.

બાળકોની સારવારનાં, સંગીતનાં તથા દુધના પ્રયોગો વગેરેનાં ચિત્રો અત્ર આપી શકાયાં નથી, પરંતુ ઉપરના વર્ણનથી તેમનું સ્વરૂપ પણ કલ્પનામાં આવી શકશેજ.

અત્ર એમ જણાવવાનો આશય નથી કે બરાબર આજ ક્રમનું શિક્ષણ આપણા દેશની શાળાઓમાં દાખલ કરવું; પરંતુ એવું સૂચવવાનો ભાવ છે કે તેમાં રહેલા સિદ્ધાંતો ઉપર આ દેશમાં યોગ્ય સાધનો વાળો શિક્ષણક્રમ ગોઠવવાની જરૂર છે. હાલની કેટલીક શાળાઓમાં, સંગીત, રસોઇ, કસરત વગેરે દાખલ કરવામાં આવેલાં છે, પરંતુ તે વડે ઉપર ઉપરનું જ્ઞાન મળે છે, તેને બદલે ભાવિ જીવનમાં સાક્ષાત ઉપયોગી જ્ઞાન મળે તેવી વ્યવસ્થા, નિયમ અને રીતિ ગોઠવાય એ આશયથી અત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.



**LADY STUDENTS.**

**Washington Irving High School in New York City.**

૧ ફેશન પ્રકૃતિ.
૨ વ્યાયામ
૩ સીવવું-ભરત.
૪ સાયન્સના પ્રયોગ.
૫ ચિત્ર કળા.
૬ સુખ અને આનંદ.

બીજાઓ કરતા

# ગોદરેજની તીજોરીઓ

## સસ્તી હોવાનાં કારણ

થોડા વખત ઉપર મુંબાઈની મરચંટ બેંક માટે ગોદરેજે ત્રણ રૂપયાની બે તીજોરીઓ બનાવી હતી, સરદાર બહાદુર શીવલાલ માટે રૂ. ૨૧૦૦ ની એક બનાવી હતી; શેઠ ગોરધનદાસ ભગત સે માટે રૂ. ૨૦૦૦ ની એક બનાવી હતી. આ ત્રણે વખત મુંબઈના બીજા વાળાઓનો ભાવ કાઢવામાં આવ્યો હતો અને ગોદરેજથી અતી વધુ હતા.

તીજોરીની બનાવટ એવી હોય છે કે જે કામ સાંચાથી એક થાય તે હાથે કરતાં બે દહાડે પણ થાય નહીં.

ગોદરેજ રૂ. ૮૦,૦૦૦ નાં સંપુરણ સાંચાકામની મદદથી તીજોરીઓ બનાવે

વળી હાથે કામ કરનારની તીજોરી મજબુત પણ હોઇ શકે નહી, જાડી પ્લેટ સાંચા વીના વાળી શકાય નહીં અને તેથી હાથે કામ પાતળી પ્લેટ વાપરે. તીજોરી જોડાઇ રહ્યા પછી એક કારીગર પોતે પણ શકે નહીં કે બનાવટ હલકી છે યા ઉંચી.

## ગોદરેજે તીજોરીઓ બનાવવા માંડી તે પહેલાં

ચાર ચાર પતરાંના ટુકડા જોડીને બનાવવામાં આવતી હતી અને પીઠ વળગાડવામાં આવતી હતી એટલે ફક્ત એક ટીસપીસથીજ તીજોરી હોઈ

ફાયરપ્રુફ કરવા માટે તીજોરીઓમાં અબરક ભરવામાં આવતો અબરકથી તીજોરીની અંદરની ચીજો અરધા કલાકની આગમાં પણ

કળો ચબની વાપરવામાં આવતી હતી. જોકે ચબ પોત પોતા લખે છે કે અમે તીજોરીની કળ વેચતા નથી, પણ લાકડાંનાં નાની નાજુક કળો વેચીએ છીએ અને એ કળો તીજોરી માટે

ગોદરેજે કામ શરૂ કર્યું ત્યાર પછીનાં પ્રદરશનોમાં બીજાઓ ઉતરતી લેખવામાં આવવાનું કારણ ઉપલું છે.

*ગોદરેજે અગીઆર પ્રદરશનોમાં પોતાની તીજોરીઓ* દરેક વેળા પેહેલાં ઇનામ મેળવયા છે.

ગોદરેજની તીજોરીઓ સાંચાથી બને છે એટલે ઓછી સસ્તી હોવાના સબબથી જયારે

**ગોદરેજને ત્યાં ૪૫૦ માણસ બનાઈક કામ કરે છે.**

ત્યારે બીજાં કારખાનાઓમાં ૬૦ થી વધુ હોતાં

—કારખાનું—

**ગેસ કંપની પસે, પરેલ મુંબઇ.**

દુકાન—શેખ મેમન સ્ટ્રીટ, મુળજી જેઠા કાપડ

# ઠા૦ ખેરાજ બોઘાભાઇ લાદીવાળા.

હમારે ત્યાંથી નીચે મુજબ માલ કીફાયત ભાવથી મળશે.

## તાંદુરી, નાવદંગી, શાહબાદી તથા મદરાસી રફ તેમજ પૉલીશ

# લાદીઓ.

**તથા પાણીયારાં, પારી, પાનથરા તેમજ મેંગલોર તથા કાચનાં નળીઆં તથા ટાઇલ્સ, ગાલીચા, બોરડરો, સીમીંટ વગેરે વગેરે રૂબરૂ મળવાથી ફાયદો થશે.**

બહારગામના ઓરડરોપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

ઠે૦ સેન્ડહર્સ્ટ રોડ, ગોળ દેવળની સામે,

**પોસ્ટ નંબર ૪. મુંબઈ.**

---

દગાખોર નકલીઆને એક ચેલેંજ.

## ખરી "બાદશાહી યાકુતી" ના

રજીસ્ટર નંબર ૨૨૦ છે. ને તેના બનાવનાર જાણીતા

# ડૉક્ટર ચાંદલીઆ છે.

જેથી તે નામની દવા અમારા શિવાય બીજા કોઇને પણ બનાવવાનો હક નથી; છતાં જે કોઈ 'બાદશાહી યાકુતી'ના બનાવનાર તરીકે દરવાનાં ફાંફાં મારી રહેલ હોય— તે એક દગાખોર નકલીઓ છે એમ અમે ખુલ્લી ચેલેંજ આપીએ છીએ. ત્યારે ખરી "બાદશાહી યાકુતી" કોની?

આ સવાલનો જવાબ અમારી દવાના અને નકલીઆની દવાના રજીસ્ટર નંબર અને નામ એક બીજા સાથે સરખાવી જોવાથી તુરતજ મળી શકશે નકલીઓ પકડાઈ જશે અને 'બાદશાહી યાકુતી' ના ખરા અને ઓરીજીનલ બનાવનારા અમેજ સાબીત થઇશું. માટે દગાખોર નકલીઆથી ચેતો.

આ 'બાદશાહી યાકુતી' આજકાલના બેભાગુ રીતે અને કેવળ પૈસા મેળવવાને ખાતર ચીંથરેહાલ રીતે અને ભવિષ્યમાં નુકસાન કરે તેવી રીતે બનાવવામાં આવતી નથી, પણ વંશપરંપરાથી ચાલતા આવેલા તબીબી ધંધાના પકા અનુભવથી અને હજારો દરદીઓ ઉપર અજમાવીને, કીમતી દવાઓ વાપરીને છેલ્લામાં છેલ્લી રીત મુજબ નબળાઈ ધાતુવિકાર, અને કમજોરીથી પીડાતા રોગીઓ માટે બનાવવામાં આવે છે. તેનાથી જાયુકને માટે જુવાનીનો ખરો જુસ્સો મળે છે અને દુનિઆના બધા સુખો પુરતીરીતે ભોગવી શકાય છે. વગર પરહેજીએ દરેક રૂતુમાં સ્ત્રી અને પુરૂષોથી વાપરી શકાય છે. કીમત ૪૦ ગોળીની ડબી ૧ ના રૂ. ૧૦. વધુ હકીકત માટે લખો, સલાહ મફત.

**મળવાનું ઠેકાણું—ચાંદલીઆ કંપની, ૨૩૮, કાલબાદેવી રોડ,—મુંબઈ.**

## અંબોડો પસંદ કરશો કે વેણી ?

માથાના વાળ શણગારવાનું કોને પસંદ નથી ? વેણી ગુંથવી અથવા અંબોડો વાળવો એ તરૅણુ સ્રીઓને બહુ ગમે છે ને તે સભ્યતાનું ચિહ્ન ગણાય છે. તે તેમનો શણગાર કહેવાય છે. અને સ્રીઓની રીતભાત, સ્વભાવ અને આવરૂત તે શોભારૂપ ગણાય છે. કેટલીક સ્રીઓને અંબોડે વાળવાનું પસંદ હોય છે, ત્યારે કેટલીકને વ્યવસ્થિત રીતે વેણી ગુંથવાનું બહુ પસંદ હોય છે. ગમે તેમ કહો પણ પ્રથમ માથાના વાળની સારી સંભાળ લઈ તેને સુંદર બનાવવા જોઈએજ. તેમ કરવામાં જો ન આવે તો વેણી પણ સારી ગુંથાવાની નહિ, અને અંબોડો પણ પુરો વળવાનો નહિ. શરીરના પોષણને માટે જેમ અનાજની જરૂર છે, તેમ વાળને ઉત્તમ વનસ્પતિમિશ્રિત સુગંધીદ્રવ્ય યુકત તેલની જરૂરીયાત છે. તેવા પ્રકારનું કામીનીયા ઓઈલ છે. આ તેલ દરરોજ સવારે સ્નાન કર્યા પહેલા અને સ્નાન કર્યાપછી માથામાં ચોળવું. સ્નાન કર્યા પહેલાં જરા વધારે તેલ ચોળવું અને સ્નાન કર્યા પછી પણ સ્હેજ લગાવવું. કારણ કામીનિયાની સુગંધ બાગમાંથી તાજાં તોડેલાં પુષ્પોના જેવી મજેદાર હોય છે. આવી રીતે કામિનીયા તેલનો ઉપયોગ કરવાથી થોડી મુદતમાંજ માથાના વાળ કાળા ભમ્મર જેવા, રેશમ જેવા સુંવાળા નરમ અને ચકચકિત થઈ જશે. એ ઉપરાંત, કામિનીયા તેલથી વાળ સંબંધી માથાનાં સર્વ દરદો નાશ પામે છે. વાળની સંપૂર્ણ વૃદ્ધિ થઈ એટલે પછી ઇચ્છા મુજબ વેણી અથવા અંબોડો ગુંથી શકાશે. અને પછી અંદર એકાદ ગુલાબનું ફુલ ખોસવાથી શોભામાં ઓર વધારો થશે. જો કે કામિનીયામાં ઉત્તમ પ્રકારના પુષ્પોની સુગંધ રહેલી છે. આ ચર્ચા અમે એટલા માટે કરવી દુરસ્ત ધારી છે કે તમે સભ્યતાના ચિહ્ન તરીકે અંબોડાને પંસદ કરો કે વેણીને—એ બેમાં શું ઉત્તમ તે પ્રશ્ન સ્રીઓએજ છોડવા જોયેછે. તોપણ તમારે માથાના વાળની તો સારી સંભાળ લેવી જોઈએ, અને તેને માટે કામિનીયા તેલ વાપરવાની કાળજી રાખવીજ જોઈએ. કારણ વાળની જોઈએ એવી સુંદર રચના કરી શકાય એવા ઘટ્ટ વાળ કામિનીયા તેલથીજ થાય છે. કામિનીયા તેલ દરેક દવા વેચનારની દુકાને મળે છે.

---



---

બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો ! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ ! ! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખો:—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે.

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વરસની મોટી ઉમ્મરના અનાથને, અને દરમાસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પૂણ્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી

લખો:—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીયાદ.

અમે ૨૫ વર્ષ સુધી જંગલોમાં ફરીને વનસ્પતિ સંબંધી ઉત્તમ પ્રકારની માહિતી મેળવેલી છે.

વળી બક્ષીસો અને સર્ટીફીકેટો મેળવેલાં છે.

## —ધાતુપૌષ્ટિક રતિવિલાસામૃત ગુટકા.—

આ અનેક મદનમસ્ત વનસ્પતિમાંથી નવીન રીતે તઇયાર કરેલી વીર્યસ્તંભક ગુટિકા છે. નહાના બાળક, સ્ત્રી, પુરૂષ વગેરેને નબળાઇ માટે આ ખાસ ઉપયોગી છે.

આ ગુટિકાનું સેવન કરવાથી નપુંસકપણું, શિથિલતા, ગર્ભ સંબંધી રોગો, ધાતુવિકાર, ઉપદંશ પ્રમેહ વગેરે વિકાર સત્વર નાશ પામે છે, પાતળી પડેલી ધાતુ ઘટ્ટ અને તેજસ્વી થાય છે. ધાતુ સુધરતાં શરીર પુષ્ટ અને સુદૃઢ થાય છે. દરેક સ્ત્રી પુરૂષે શરીર સુધારવા માટે આ ગુટીકાનો ઉપયોગ કરવો જોઇએ. નઠારાં વ્યસનોથી નાની વયમાં ઘડપણ આવ્યું હોય તેને આ ગોળીઓથી ફાયદો થાય છે. અપૂર્વ શક્તિ પ્રાપ્ત થાય છે, જુવાની પાછી આવે છે. ગોળીઓ બોર જેવડી મોટી છે, છતાં ૪૨ ગોળીઓની ડબ્બીના માત્ર રૂ.૧—૮—૦ રાખ્યા છે. વી.પી.ખર્ચના ૪ આના. અનુપાન ગોળીઓ સાથે

---

**વિશેષ સુચનાઃ**—અમારા કારખાનામાં ઉત્તમ પ્રકારના રબ્બરી સીક્કા, મોનોગ્રામ, પીતળના સીલ, તથા પેઇન્ટીંગ કામ કરી આપવામાં આવે છે. ગ્રાહકોએ અવસ્ય લાભ લેવા વિજ્ઞપ્તિ છે.

ઉપરની ગોળીઓની ત્રણ ડબ્બીઓ સામટી મંગાવનાર ગૃહસ્થના નામનો ૨ અક્ષરનો અંગ્રેજી મોનોગ્રામપેડ અને શાહીની બાટલી મફત મોકલી આપવામાં આવે છે.

ડાકટરો તથા વૈદ્યના ખપની સર્વ પ્રકારની વનસ્પતિ અમારી પાસે મળે છે.

ગરીબ અને શ્રીમાન સર્વમાં પ્રસાર પામે તેટલા માટે ખાસ કિંમત ઘટાડી છે.

### વનૌષધિ ચક્રાવંતી.

આ એક દિવ્ય વનસ્પતિ છે તેને કાપવાથી મનુષ્યશરીરના લોહી પ્રમાણે તાજું લોહી નિકળે છે અને થોડા દિવસમાં રક્તના જેવો ડાગ પડે છે.

### વનૌષધિ ચક્રાવંતી.

આ દિવ્ય વેલીના સેવનથી શરીરમાંથી ગમે તે કારણથી ઘટી ગયલું લોહી શુદ્ધ થઇ તાજા લોહીનો ભરાવો થાય છે અને પ્રમેહથી થએલા અનેક વિકાર મટી જાય છે. તેજ પ્રમાણે સ્ત્રીઓનો લાલ સફેદ પ્રદર પણ

### વનૌષધિ ચક્રાવંતી

ના સેવનથી સાફ મટી જાય છે. તેજ પ્રમાણે ગર્મી પ્રમેહ, ગંડમાળા, પિનસ, અગ્નિમાંદ્ય મોઢામાં છાલાં પડવાં, નાસ્રાં પડવાં, મોંમાંથી ખરાબવાસ નિકળવી, રક્તદોષ થવો, હાથ પગ વળી જવા, ઉપદંશ જન્યવિકાર, આ દિવ્ય

### વનૌષધિ ચક્રાવંતી

ના સેવનથી બરાબર સાફ મટી જાય છે, ઉત્તમ પ્રકારે રક્તશુદ્ધિ થાય છે, ચાર ઔંસની બાટલીની કિંમત ટપાલ અને વી. પી. ખર્ચ સુદ્ધાં રૂ. ૧-૬-૦ પડે છે. દવા મંગાવતી વખતે પ્રકૃતિ વિગતવાર લખી જણાવવી.

**વૈદ્ય બાબાજી નાના સાંવત.**

આર્યવનૌષધીનું દવાખાનું

ઠાકોરદ્વાર—મુંબઇ નં. ૨




# प्रजा अने पुस्तकालय.

( G. I. Patel B. A )

" Free Public libraries as such are very few in India; we hope that Maharashtra will soon follow in the wake of Gujarat and other parts of India will also do the same. Already we are seeing hopeful signs everywhere. Personages in high estate are feeling increasing need of free public libraries for the instruction of the masses. The Bombay Branch of the Social Service League is already in the field, and is distributing free travelling libraries to mill hands and other labouring classes in the city. We hope this library spirit will leaven the whole of India and bring enlightenment and happiness into the hum-drum life of the toiling millions of this land of ancient civilization."

( *The Library-Miscellany—Baroda.* )

" મુંબઈની સોશીયલ સરવીસ લીગ લાયબ્રેરી કલબના લાયબ્રેરીઅનોની એક સભા ઉપલા મંડળના નવા મકાનમાં મળી હતી, આ વખતે દક્ષિણી અને ગુજરાતી મળી ૬૦ લાયબ્રેરીયનો હાજર થયા હતા. ઉક્ત વરસ દરમ્યાન આ મંડળને હસ્તક ૮૫ ટ્રાવેલીંગ લાયબ્રેરીઓ હતી, જેમાં ૨૯૦૦ મરાઠી અને ૨૧૦૦ ગુજરાતી પુસ્તકો હતાં. (સાં. વ )

જ્ઞાનનો ફેલાવો કરવાનાં વિવિધ સાધનોમાં લાઇબ્રેરી અગત્યનું સાધન ગણાય છે. થોડા સમયથી લાઇબ્રેરી સંબંધી વિચારોમાં મોટા ફેરફારો થવા માંડ્યા છે અને પહેલાંની પુસ્તકો ભરી રાખવાના ખજાનાની સ્થિતિમાંથી પુસ્તકોને પ્રજામાં ફરતાં કરવાની યોજના ઉપર આપણા દેશની લાઇબ્રેરીઓ આવતી જાય છે.

મુંબઈની યુનિવર્સીટી લાઇબ્રેરી ( University Library ), કલકત્તાની ઈમ્પીરીયલ લાઇબ્રેરી ( Imperial Library ), પુનાની નેટીવ જનરલ લાઇબ્રેરી ( Native General Library ), વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરી ( Central Library ) તથા સોશીયલ સરવીસ લીગની 'ફ્રી ટ્રાવેલીંગ લાઇબ્રેરીઝ' ( Free Travelling Libraries ) ના હાલના પ્રયત્નથી યુરોપ અને અમેરિકાની રીતિઓ પ્રમાણે પ્રજામાં જ્ઞાનનો રસ જાગ્રત્ થવા માંડ્યો છે અને આશા રાખવામાં આવે છે કે થોડાં વર્ષમાંજ અમેરિકન પ્રજામાં બાળકો, યુવકો, કારીગરો, મજુરો, વૃદ્ધો વગેરે સર્વમાં કેળવણી અને જ્ઞાનનો પ્રકાશ વિસ્તારવાના જે પ્રયત્નો હમણાં ચાલી રહેલા છે તેના જેવા આપણા દેશમાં પણ ચાલુ થશેજ.

એક તરફથી લાઇબ્રેરીઓ સ્થાપવાના અને પુસ્તકોને પ્રજામાં ફરતાં કરવાના પ્રયત્નો જેમ ચાલી રહ્યા છે તેમ બીજી તરફથી પ્રજામાં તેનો ઉપયોગ કરવાના રસ અને શોખને વધારવાના પ્રયત્નો પણ ચલાવવાની તેટલીજ જરૂર છે. આમ બન્ને બાજુઓને સમતોલ સ્થિતિમાં રાખવાથી થોડા સમયમાં પ્રજામાં જ્ઞાનની અભિવૃદ્ધિનો આશય સિદ્ધ થઈ શકે છે. ભુખ લાગતાં જેમ મનુષ્ય તત્પરતાથી ખોરાકની શોધ કરે છે તેમ વાંચવાનો રસ જાગ્રત્ થયા પછી સામાન્ય પ્રજા ( Masses ) આપોઆપ પુસ્તકોનો પ્રસાર કરવાની જે જે સગવડો સ્થપાઈ હશે તે તે દ્વારા લાભ મેળવશે. હાલ

ઘણે ઠેકાણે સામાન્ય વર્ગ ( Masses ) ફ્રી લાઇબ્રેરીની સગવડો હોવા છતાં પણ તેના લાભ મેળવવા માટે અંધકારમાંથી બહાર આવતોજ નથી.

અમેરિકામાં આ પ્રકારની બંને બાજુની સગવડ જળવાય તે માટે ઓફિસોમાં, દુકાનોમાં તથા ઘેર પુસ્તકો પહોંચાડવાની, લાઇબ્રેરીઓમાં ખાસ તૈયાર કરેલા વાંચવાના ઓરડાઓ ( Reading Rooms ) માં આવીને વાંચવાની, બાળકો અને સ્ત્રીઓ માટે શિક્ષણના જુદા જુદા વર્ગો લાઇબ્રેરીના મકાનમાં રાખવાની તથા તેમાં બાહોશ શિક્ષકો દ્વારા મફત જ્ઞાન આપવાની, જુદી જુદી નિશાળોના કેટલાક કલાસ અમુક અમુક દિવસે લાઇબ્રેરીમાં ભેગા થાય એવી સગવડની, લાઇબ્રેરીનાં કેટલોગનો મોટો ફેલાવો ચાલુ રાખ્યા કરવાની, બ્રેંચ લાઇબ્રેરીઓ ગામડાંઓમાં અને સામાન્ય વર્ગની વસતિના પ્રદેશોમાં ઉઘાડી રાખવાની, તથા ત્યાં ભાષણો અને સીનેમટોગ્રાફવડે લોકોને આકર્ષવાની અને આ વિના અન્ય અનેક જાતની યોજનાઓ અમલમાં મૂકવામાં આવે છે.

આ સંબંધમાં લાંબુ લખાણુ કરી વિવેચન કરવાને બદલે થોડાંજ વર્ષોથી સ્થપાયલી **ધી ન્યુયોર્ક પબ્લીક લાયબ્રેરી** ( The New York Publie Libary ) જ્ઞાનના ફેલાવા માટે પોતાની વ્યવસ્થા કેવી યોજનાઓ ઉપર ચલાવે છે અને તેના પરિણામમાં થોડા સમયમાં અમેરિકન પ્રજામાં જ્ઞાનનો કેવો વધારો થતો જાય છે એ વગેરે બાબતોનું દિગ્દર્શન કરાવનાર સચિત્ર દૃષ્ટાંત અત્ર આપવામાં આવે છે.

બીજા ચિત્રમાં દેખાતું **ધી ન્યુયોર્ક પબ્લીક લાઇબ્રેરીનું** ભવ્ય મકાન ઈ. સન ૧૯૧૧ ની સાલમાં ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. થોડાજ સમયમાં તેનાં સંખ્યાબંધ પુસ્તકો પ્રજામાં ફરતાં થયાં અને ત્રીસ લાખ માણસોમાં એંસી લાખ પુસ્તકો ફરી વળ્યાં છે એવું તેના વ્યવસ્થાપકો તરફથી જાહેર કરવામાં આવ્યુ છે.

લાઇબ્રેરીનું ભવ્ય મકાન 42nd Street and Fifth Avenue ઉપર આવેલું છે અને આરસ પાણુ તથા બ્રોંઝ ( Bronze ) ની સુંદર કારીગીરીથી તેને શોભાવવામાં આવ્યું છે. મકાનમાં પ્રવેશ કરતાંજ આશ્ચર્ય અને આનંદથી માણસનું મન પ્રફુલિત થાય છે. તેના રીડીંગરૂમમાં સંખ્યાબંધ લાંબાટેબલ એક પછી એક હારબંધ બે ભાગમાં ગોઠવવામાં આવેલાં છે અને દરેક ટેબલ ઉપર આંખ ઉપર પ્રકાશ ન પડતાં પુસ્તક ઉપર પડે એવી જાતના ચાર ચાર વિજળીના દીવા ગોઠવવામાં આવેલા હોય છે.

આ લાઇબ્રેરીમાં જુદી જુદી ભાષાઓનાં પુસ્તકો માટે ખાસ સગવડો રાખવામાં આવેલી છે અને લગભગ ૨૬ ભાષાનાં પુસ્તકોની પચાસ હજાર નકલ લોકોમાં ફરતી રહે છે. અમેરિકા સિવાયના દેશનાં માણસો પણ અમેરિકનની પેઠેજ પુસ્તકની અભરાઈ પાસે જઇ પસંદ પડતાં પુસ્તકોલઈ છુટથી આ સ્થાનમાં વાંચી શકે છે,

આ લાઇબ્રેરીની એકતાળીસ બ્રેંચ લાઇબ્રેરીઓ રાખવામાં આવેલી છે અને દરેક બ્રેંચમાં એક વખત આવેલા માણસોને ફરીથી આવવાનું આકર્ષણ રહે એવી સગવડો ગોઠવવામાં આવેલી હોય છે. દરેક લાઇબ્રેરીયન ત્યાં આવનાર પ્રતિ ઘણું વિવેકવાળું વર્તન રાખે છે તથા પ્રત્યેકને પોતાના મહેમાન (guest) ની પેઠે ગણે છે. ગમે તે માણસ લાઇબ્રેરીના કાર્ડમાં પોતાનું નામ નોંધી એક બીજા સદ્‌ગૃહસ્થની સહી કરાવી તેનાં પુસ્તકો, વર્તમાન પત્રો વગેરે પોતાને ઘેર લાવી ઉપયોગ કરી શકે છે.

આ બ્રેન્ચોમાં બીજા દેશના લોકો માટે પણ ચર્ચા તથા ભાષણોની સભાઓ માટે સગવડ આપવામાં આવે છે. ઘણીખરી બ્રેંચોની "એસેમ્બ્લી રૂમ્સ"- ( Assembly Rooms ) માં Little mother's League-માતાઓનો સમાજ, Debating Society-વક્તૃત્વસમાજ Boy's and Girls Clubs-છોકરાઓ અને છોકરીઓની કલબ, Classes in English for foreigners-વિદેશીઓ માટે અંગ્રેજી શિક્ષણના કલાસ, Boy scouts-બાળકોનું જાસુસ મંડળ, City History clubs-ઇતિહાસની કલબ, Dramatic club-નાટ્ય

પ્રયોગની કલબ વગેરે વગેરે ભરવામાં આવે છે અને સીનેમેટોગ્રાફના અખતરાથી મુસાફરી વગેરેના ચિતાર દર્શાવવામાં આવે છે. ગયા વરસમાં માત્ર સીટી બોર્ડ ઓફ એજ્યુકેશન તરફથી લાઇબ્રેરીનાં મકાનોમાં ૧૫૮ ફ્રી ઇવિનીંગ લેકચર્સ (Free Evening Lectures) આપવામાં આવ્યાં હતાં.

ગરમીના દિવસોમાં વાંચનારની સંખ્યા ઓછી જણાતાં અગાસીઓમાં અને ઠંડો પવન આવી શકે એવા ખાસ ઓરડાઓમાં (Roof Reading Rooms) વાંચવા માટે સગવડ કરી આપવાની યોજના ઘડવામાં આવી હતી, અને તેમ થતાં લોકોની સંખ્યા મોટા પ્રમાણમાં વધતી ગઇ હતી. ગયા ઉનાળામાં ત્રણ રીડીંગ રૂમમાં ૪૮૪૬૨ માણસોએ લાભ લીધો હતો.

સાં બાળકો માટે ખાસ સગવડ કરી આપવામાં આવે છે તે પહેલા અને ત્રીજા ચિત્રમાં બતાવવામાં આવી છે. તાર વહેંચનારા તથા ન્યુસપેપર વેચનારા છોકરાઓ આવા કલાસમાં આવી લાભ લઇ જાય છે તથા નાનાં નાનાં બાળકોને વાર્તાઓ કહેવાનું અને રસ પડે એવી બીજી સમજુતિઓ આપવાનું કામ પણ ખાસ બાહોશ શિક્ષકો દ્વારા અત્ર થાય છે. દેશી તેમજ વિદેશી નાનાં મોટાં બાળકો ઘણી મોટી સંખ્યામાં આવા કલાસોનો લાભ લે છે, અને તેમને એવો રસ પડે છે કે બીજી વખત ઘણાજ ઉત્સાહથી તેઓ નિયમિત વખતે હાજર થાય છે.

થોડી મોટી ઉમરના છોકરાઓ કે જેઓ ઘેર એક બીજા ઉપર ખાલી સીસીઓ ફેંકવાનું અને એવું બીજું તોફાનનું કામ કરતા હોય છે તેઓ પણ કલાસમાં હાજર થઇ સુશીલ બને છે અને ઉત્તમ શિક્ષણ લે છે. મીસ એના (Miss Anna) નામની સ્ત્રીએ આવાં બાળકોની જુદી જુદી ટોળીઓ બનાવી તેમની કલબો સ્થાપી દીધી છે. આ કલબોમાં તે ઇતિહાસની, દંત કથની, ભૂત પ્રેતની અને એવી એવી રસવાળી વાર્તાઓ કહેવાનું કામ બજાવે છે. ગયા વરસના વાર્તા કહેવાના કલાકો (Story Hours) માં ૩૮૧૪૭ બાળકોએ ભાગ લીધો હતો.

આ લાઇબ્રેરીને અંગે ન્યુયોર્ક ટ્રાવિલીંગ લાઇબ્રેરી (New york Travelling Library) રાખવામાં આવેલી છે અને તેનાં ૮૯૪ સ્ટેશન સ્થાપવામાં આવ્યાં છે. ૧૯૦૧ની આખરમાં આ યોજનાની શરૂઆત કરવામાં આવી હતી. એન્જીન હાઉસીસ (Engine Houses)માં બીસ્કીટ ફેક્ટરીઓમાં, પોલીસ સ્ટેશનોમાં, કાગળના કારખાનાંમાં, દવાખાનાઓમાં, ગાંડામાણસોને રાખવાનાં સ્થાનોમાં, ધર્માદા સંસ્થાઓમાં (charitable institutions), દુકાનોમાં (Department Stores), અને એવાં અનેક સામાન્ય વર્ગ (Masses) વડે ઉભરાતાં સ્થાનોમાં, ટપાલખાતાની પેઠે લાઇબ્રેરીનાં માણસો દર અઠવાડીએ પચીસ પુસ્તકો મૂકી આવે છે જે બીજે અઠવાડીએ બદલી લેવામાં આવે છે. થાકેલાં તથા કંટાળેલાં માણસો વખત મળતાં લાઇબ્રેરી તરફથી મોકલાવેલાં પુસ્તકો વાંચવાનો લાભ કેવી ખંતથી લેછે તે ચોથા ચિત્રથી સ્પષ્ટ થશે. આ સિવાય, આંધળાં માણસો માટે ઉપસાવેલા અક્ષરોવાળી ખાસ ચોપડીઓ રાખવામાં આવે છે અને જ્યાં તેની જરૂર હોય છે ત્યાં તે પુરી પાડવામાં આવે છે.

પૂર્વે જણાવેલા સિદ્ધાંત પ્રમાણે ભારે ખર્ચથી જેમ લાઇબ્રેરીઓ સ્થાપવામાં આવે છે તેમ બહોળા ખર્ચથી લોકોની તે માટેની રૂચી વધારવામાં પણ આવે છે અને **આ બંને દિશાના પ્રયત્ન વડે** થોડાજ વખતમાં **ધી** ન્યુયોર્ક પબ્લીક લાઇબ્રેરીએ અસાધારણ વિજય મેળવ્યો છે.

આપણા દેશમાં હાલ જે પ્રયત્નો ચાલી રહ્યા છે તે સ્તુત્ય છે, પરંતુ ક્રમેક્રમે **લોકોમાં પુસ્તકો માટેની રૂચી જાગ્રત થાય** એવા બની શકે તેવા પ્રયત્નો વિશેષ પ્રમાણમાં થાય એ પ્રતિ પણ તે તે સંસ્થાઓનું લક્ષ દોરાતું રહેશેજ એ આશા રાખવામાં આવે છે,

શ્રી વડોદરા લાયબ્રેરી એસોસીએશની લોકરૂચી જાગ્રત કરવાનું કાર્ય વિજય સાથે બજાવ્યાં જાય છે એ વાતની નોંધ લેતાં અમને હર્ષની લાગણી પ્રકટ થાય છે.

# मरेला स्वजन पाछळ रडनारने संबोधन.

( લખનારઃ—શ્રીયુત મણિલાલ નથુભાઈ દોશી. બી. એ. )

ગતાંક પૃષ્ઠ ૩૫ થી ચાલુ.

તે છતાં આપણે તે સૂક્ષ્મ દ્રવ્યની સાથે સંબંધમાં આવી શકીએ. અને તેની તપાસ પણ કરી શકીએ, પણ આ કામ જે 'આધ્યાત્મિક શરીર' વિષે આપણે આગળ કહી ગયા છીએ, તે વડેજ કરી શકીએ. કારણ કે તે શરીરને આપણા સ્થૂલ શરીરની માફક ઇન્દ્રિયો છે. મનુષ્ય જાતિનો મોટો ભાગ તેનો ઉપયોગ કરતાં શિખ્યો નથી, પણ આ એક એવી શક્તિ છે કે જે મનુષ્ય મેળવી શકે તે થઇ શકે એમ હું જાણું છું કારણ તેવી રીતે તે કેટલાકથી મેળવવામાં આવેલી છે, અને જેમણે તે શક્તિ મેળવી છે, સામાન્ય દૃષ્ટિથી નહિ જણાયેલું ઘણું તે સમર્થ થાય છે. આપણે સ્વપ્નમાં પણ ધાર્યું હોય તેટલું વિશાળ અને આશ્ચર્યજનક જગત્ છે એમ તેઓ જુએ છે; હજારો વર્ષથી મનુષ્યો આ જગતમાં રહે છે, છતાં તેના જીવનના વધારે સુંદર અને ઉંચ ભાવથી તેઓ અજાણ્યા હોય છે; જે રીતની તપાસ વિષે હું કહું છું તેવી રીતની તપાસથી અદ્ભુત પરીણામ આવેલું છે અને દરરોજ નવાં ક્ષેત્રો ખુલ્લાં થતાં જાય છે. થીઓસોફીકલ સાહિત્યમાંથી આ બાબતની ખબર મળી શકશે પણ અત્યારે તો આપણે તેમાંના એક ભાગ એટલે મરણ પછીનું જીવન અને એ જીવોની સ્થિતિ સાથેજ કામ છે.

આપણે પ્રથમ તો એ શિખીએ છીએ કે આપણે અજ્ઞાનતાથી ધારતા હતા તેમ મરણ એ જીવનનો અંત નથી, પણ જીવનની એક સ્થિતિ માંથી બીજી સ્થિતિમાં લેઇ જનારૂં પગથિયું છે. મેં પ્રથમ જણાવ્યું છે કે મરણ તે ઉપરનો ડગલો કહાડી નાખવા રૂપ છે અને તે પછી પણ મનુષ્યને ધરમાં પહેરવાનો ડગલો-આધ્યાત્મિક શરીર હોય છે: તે એટલું સૂક્ષ્મ છે કે સેંટ પોલે તેનું નામ 'આધ્યાત્મિક શરીર' પાડયું. છતાં તે શરીર છે અને તેટલા માટે જો કે આપણે જે પ્રકૃતિને ઓળખીએ છીએ, તેના કરતાં વધારે સૂક્ષ્મ પ્રકૃતિનું તેજનેલું છે તો પણ તે પ્રાકૃતિક ( દ્રવ્યમય ) છે. સ્થૂળ જગત સાથે સંબંધમાં આવવાને સ્થૂળ શરીર આત્માને એક સાધનરૂપે નીવડે છે.

શરીરરૂપી સાધન વિના મનુષ્ય આ સ્થૂળ ભુવન સાથે સંબંધમાં આવી શકશે નહિ, તેમજ તેને અસર કરવાને અથવા તેની અસર ગ્રહણ કરવાને અસમર્થ થશે. 'આધ્યાત્મિક શરીર' પણ તેવાજ પ્રકારનું કામ કરે છે. આત્માનો ઉચ્ચ અને આધ્યાત્મિક ભુવન સાથે સંબંધ કરાવવામાં તે સાધન રૂપ નીવડે છે. પણ 'આધ્યાત્મિક' ભુવન કાંઇ અચોકસ દૂર આવેલો અથવા અગમ્ય પ્રદેશ નથી. જે ભુવનમાં આપણે રહીએ છીએ તેનો તે ફક્ત ઉચ્ચ વિભાગ છે. તેના કરતાં પણ વધારે ઉચ્ચ અને વધારે દૂર આવેલા ભુવનો છે એની હું ના પાડતો નથી. હું ફક્ત એમજ જણાવું છું કે સામાન્ય રીતે જેને મરણ કહેવામાં આવે છે, તેને આ બહુ ઉચ્ચ ભુવનો સાથે કાંઈ લેવા દેવા નથી, અને મરણ તેતો એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં રૂપાન્તર સરખું છે કે જેથી આપણે બધા પરિચિત છીએ. એમ કહેવામાં આવશે કે મનુષ્ય આ ફેરફારથી-મરણથી અદૃશ્ય થાય છે, પણ જો તમે વિચાર કરશો તો જણાશે કે મનુષ્ય ( દેહી ) નિરંતર અદૃશ્ય છે; અને તમે જે જોતા હતા તેતો ફક્ત જે શરીરમાં

તે વસતો હતો તેજ હતું; હવે તે બીજા સૂક્ષ્મ શરીરમાં વસે છે, જે સૂક્ષ્મ શરીર તમારી સામાન્ય દૃષ્ટિને અગોચર છે પણ તમે તેને કોઈ રીતે ન પહોંચી શકો એવી સ્થિતિમાં નથી.

ત્યારે પ્રથમ મુદ્દો એ ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે જેમને આપણે મરી ગયેલા કરીએ છીએ તેઓ આપણને છોડીને જતા રહ્યા નથી, આપણે એવી ગુંચવણ ભરેલી માન્યતામાં ઉછરેલા છીએ કે દરેક મરણ એ એક જુદો અને અદ્ભુત બનાવ છે, તેમજ વળી આપણે એમ માનતા આવ્યા છીએ કે જ્યારે આત્મા શરીરને છોડી દે છે ત્યારે કાંઈક અજાયબ રીતે તારાઓની ઉપર આવેલા સ્વર્ગમાં અદૃશ્ય થઈ જાય છે. (વચ્ચે આવેલા વિશાળ આકાશમાં તે કેવી રીતે જતો રહે છે, તે બાબતના સાધન સંબંધમાં કાંઈ પણ કહેવામાં આવ્યું નથી.) કુદરતની રીતીઓ ખરેખર વિચિત્ર છે, અને કેટલીકવાર અગમ્ય છે. પણ તેઓ કદાપિ સામાન્ય વિવેક બુદ્ધિની અને અક્કલની વિરોધી હોતી નથી. જ્યારે તમે કોઈ ઓરડામાં બેઠેલા હો અને તમારો ઓવરકોટ ઉતારી લો ત્યારે તમે કોઈ દૂરના પર્વતના શિખરપર ઉડી જતા નથી. જો કે તમારો બાહ્ય દેખાવ બદલાય તો પણ પૂર્વે તમે જ્યાં હતા, ત્યાંને ત્યાંજ ઉભા રહો છો. તેવીજ રીતે જ્યારે મનુષ્ય સ્થૂળશરીરનો ત્યાગ કરે છે, ત્યારે પૂર્વે જ્યાં હતો ત્યાંનો ત્યાંજ રહે છે. ખરી વાત છે કે તમે તેને જોઇ શકતા નથી, પણ તેનું કારણ એમ નથી કે તે દૂર જતો રહ્યો છે, પણ જે શરીરમાં હાલ તે વસે છે, તે શરીર તમારી સ્થૂળ દૃષ્ટિથી દેખાતું નથી.

કુદરતમાં જે ધ્રુજરીઓ છે, તેમાંની ઘણી થોડી ધ્રુજરીઓ આપણી આંખ ગ્રહણ કરી શકે છે, એ તમે જાણતા હશો; અને તેથી જે અમુક ધ્રુજરીઓ ઉત્પન્ન કરી શકે તેજ પદાર્થોને આપણે જોઈ શકીએ છીએ.' આધ્યાત્મિક શરીર' નું દર્શન પણ આ ધ્રુજરીઓનોજ વિષય છે પણ તે ધ્રુજરીઓ ઘણાજ જૂદા પ્રકારની છે, કારણ કે તે ઘણી સૂક્ષ્મ પ્રકૃતિની હોય છે. જો આ બાબતમાં તમને સરલતા હોય તો થીઓસોફીના સાહિત્યમાં સંપૂર્ણ રીતે તે વર્ણવેલું તમે જોઈ શકશો.

હાલ તો આપણને જે આ સંબંધમાં ઉપયોગનું છે તે એજ છે કે તમારા સ્થૂળ શરીરથી તમે કેવળ સ્થૂળ ભુવનને જોઈ શકો કે સ્પર્શી શકો, તેજ રીતે 'આધ્યાત્મિક શરીર'થી તમે આધ્યાત્મિક ભુવનના પદાર્થોને જોઈ કે સ્પર્શી શકો. અને યાદ રાખજો કે એ કાંઈ બીજું ભુવન નથી, પણ કેવળ આજ ભુવનનો વધારે સૂક્ષ્મ ભાગ છે. બીજા પણ ભુવનો છે એમ હું ફરીથી કહું છું; પણ તેમની સાથે હાલ આપણે સંબંધ નથી. જેને તમે મરી ગયેલો માનોછો તે હજુ પણ તમારી સાથેજ છે. જ્યારે તમે એક બીજાની પાસે ઉભા રહો છો અર્થાત્ જ્યારે તમે સ્થૂળ શરીરમાં હોછોઅને તે 'આધ્યાત્મિક' શરીરમાં હોય છે, ત્યારે તમે તેની હાજરી વિષે જાણતા નથી, કારણ કે તમે તેને જોઇ શકતા નથી, પણ જ્યારે તમે ઉંઘમાં તમારા સ્થૂળ શરીરને છોડી દો છો, ત્યારે તમે પૂર્ણ ભાન સાથે તેની પાસે ઉભા રહો છો, અને તમારો અને તેનો સંબંધ દરેક રીતે પૂર્ણ હોય છે. તેથી ઉંઘમાં તમે જેને ચ્હાઓ છો, તેની સાથે તમે સુખી હોછો. ફક્ત જાગતા સમયમાંજ તમને વિયોગ લાગે છે.

કમ ભાગ્યે સ્થૂળ ભાન અને 'આધ્યાત્મિક શરીર' ના ભાન વચ્ચે ત્રૂટ હોય છે, તેથી કરીને જો કે 'આધ્યાત્મિક શરીર' માં આપણને સ્થૂળ ભુવનના પદાર્થોનું સ્મરણ રહે છે પણ જ્યારે આત્મા ઉંઘમાં આ સ્થૂળ શરીરથી જૂદો હોય છે, ત્યારે તે જે કરે છે, તેનુ ભાન જાગ્રત્ ચૈતન્યમાં લાવવું તે આપણામાંના ઘણાને વસ્તે અશક્ય લાગે છે. જો આ સ્મરણ સંપૂર્ણ હોય તો ખરેખર મરણ રહેશેજ નહિ. કેટલાક મનુષ્યોએ અભંગ ભાન પ્રાપ્ત કર્યું છે, અને વખત જતાં સર્વ તે મેળવી

શકે; કારણ કે આત્માની શક્તિઓના સ્વાભાવિક વિકાસનો તે ક્રમ છે. ઘણા પુરૂષોમાં આવો વિકાસ શરૂ થઈ ચૂક્યો છે; અને તેથી ભાગ્યાં તૂટયાં સ્મરણો થઇ આવે છે. પણ તેમને સ્વપ્ન જણાવી નિરર્થક માનવામાં આવે છે—આવું વલણ મુખ્યત્વેકરીને સ્વપ્નનો અભ્યાસ નહિ કરનારા અને સ્વપ્ન તે શું છે તે નહિ જાણનારાઓમાં હોય છે. સંપૂર્ણ દર્શન અને સ્મરણ તો હજુ ઘણાજ થોડાને હોયછે, પણ એવા ઘણાક છે કે જેમને દર્શન ન થવા છતાં પણ પોતાના પ્રિય સ્વજનોની હાજરીનું ભાન હોય છે, અને કેટલાક એવા હોય છે કે જેમને ચોકસ સ્મરણ કાંઈ હોતું નથી, પણ ઉંઘમાંથી જાગે છે ત્યારે ઉચ્ચ ભુવનમાં જે બનેલું તેના પરિણામરૂપે થોડો વખત શાંતિ અને આનંદ તેઓ અનુભવે છે.

નિરંતર સ્મરણમાં રાખવું ઘટે છે કે આ હલકું ભુવન છે અને તે ઉચ્ચ છે; અને મોટામાં નાનાનો સમાવેશ થઈ જાય છે. તે ચૈતન્યમાં આ જાગ્રત ચૈતન્યમાં બનેલું સંપૂર્ણરીતે યાદ રહે છે, કારણ કે તમે જ્યારે ઉંઘો છો, ત્યારે આ ચૈતન્યમાંથી તે ચૈતન્યમાં પસાર થાઓ છો, અને તે વખતે તમે સ્થૂળ શરીરની આડખીલ દૂર કરોછો, પણ જ્યારે તમે સ્થૂળ શરીરમાં પાછા આવો છો, ત્યારે તમે બોજો ધારણ કરો છો, અને તે ધારણ કરવાથી તમે ઉચ્ચ શક્તિઓ ઉપર પડદો નાખો છો અને તમે બધું ભૂલી જાઓછો. આ ઉપરથી એ ફલિત થાય છે કે જો તમે તમારા મરણ પામેલા સ્વજનને કાંઈ સંદેશો કહેવા માગતા હો તો તમારે ઉંઘતા પહેલાં બરાબર રીતે તમારા મનમાં તે ગોઠવી રાખવો જોઇએ; અને તે સાથે નિશ્ચય કરવો જોઇએ કે તમે તેને તે કહી શકશો, તો જરૂર તમે જેવા તેને સ્વપ્નમાં મળશો તેવા તરતજ તમે તેને તે જણાવશો. કેટલીકવાર અમુક મુદ્દાનીબાબતમાં તમે તેની ઇચ્છા જાણવા માગતા હો છો, અને જાગ્રત્ અવસ્થાના ચૈતન્ય અને સ્વપ્ન અવસ્થાના ચૈતન્યની વચ્ચે ભંગ હોવાથી તમે બરાબર જવાબ લાવી શકતા નથી. પણ જો કે તમે ચોકસ સ્મરણ ન રાખી શકો તોપણ તેની ઇચ્છા અથવા નિશ્ચયના સંબંધમાં તમે બહુજ ભારે અસર સાથે જાગોછો; અને આ અસર ખરી છે, એમ તમે મોટે ભાગે માનજો. તે સાથે એ પણ કહેવાની જરૂર છે કે તમારે જેમ બને તેમ તેનો અભિપ્રાય લેવાની ઓછી ઇચ્છા રાખવી જોઇએ, કારણ કે તમને આગળ જતાં જણાશે કે મરણ પામેલા જેઓ ઉચ્ચ ભુવનમાં છે તેમને જે જગતમાંથી તે છુટા થયા છે તે જગત સંબંધીના કાર્યોની બાબતમાં હેરાન કરવા એ નહિ ઇચ્છવાજોગ બીના છે.

મરણ પામેલાઓ કેવું જીવન ગાળે છે, તે વિચાર ઉપર હવે આપણે આવીએ છીએ. તેમાં ઘણા અને મોટા ભેદો છે. પણ તે આ સ્થૂળ ભુવન કરતાં ઘણે દરજ્જે સુખમય પ્રદેશ છે. એક પવિત્ર જૂનો ગ્રન્થ જણાવે છે કે:—ધર્મિષ્ઠ મનુષ્યોના આત્માઓ ઈશ્વરના હાથમાં છે, અને કોઈ પણ પ્રકારની પીડા તેમને અસર કરશે નહિ. કેવળ અજ્ઞાની પુરૂષોજ તેમને મરણ પામેલા માને છે અને તેઓનું ગમન દુઃખરૂપ જાણે છે, અને આપણાથી તેઓ જૂદા પડયા તે તેમના નાશસમાન ગણે છે; પણ તેઓ શાંતિમાં છે.

આપણે જુની 'માન્યતાઓ'ના બંધનમાંથી છૂટા થવું જોઇએ.

મરણ પામેલો મનુષ્ય એકાએક અશક્ય એવા સ્વર્ગમાં કુદી પડતો નથી તેમજ તેથી પણ વધારે અશક્ય એવી નરકમાં પડતો નથી. નરકનો જે ખરાબ ચિતાર આપવામાં આવે છે, તેવા અર્થની નરક છેજ નહિ. પોતાની જાતે જે નરક મનુષ્ય બનાવે છે તે સિવાય કોઈ પણ ઠેકાણે કોઈ પણ અર્થમાં નરક છેજ નહિ. આ બાબતનો બરાબર ખ્યાલ લાવવાને પ્રયત્ન કરો કે મરણથી મનુષ્યમાં

જરા પણ ફેરફાર થતો નથી. તે એકાએક કોઈ સંત કે દેવ બની જતો નથી અથવા તો સઘળા જમાનાઓનું જ્ઞાન તેનામાં આવી જતું નથી. મરણને પહેલે દિવસે તે જેવો હતો, તેવો મરણ પછીના દિવસે પણ હોય છે. તેનામાં તેની તેજ લાગણીઓ, તેજ સ્વભાવ, અને તેજ માનસિક વિકાસ હોય છે, જો ફેર હોય તો તે ફક્ત એટલોજ છે કે તેણે આ સ્થૂલ શરીર ખોયું છે.

આનો અર્થ શો તેનો બરાબર વિચાર કરવા પ્રયત્ન કરો. દુઃખ અથવા થાકના સંભવથી તદ્દન છુટાપણું, કંટાળો ઉપજાવે તેવી ફરજોથી છુટાપણું, પોતાની મરજી પ્રમાણે વર્તવાની સંપૂર્ણ છૂટ (જે ઘણું કરીને પહેલીવારજ તેને મળે છે) આ સઘળું મરણથી ઉત્પન્ન થાય છે. સ્થૂલ જીવનમાં મનુષ્ય વારંવાર અમુક દબાણમાં હોય છે. જે થોડા મનુષ્યોને ગુજરાનનાં સ્વતંત્ર સાધનો હોય છે, તેમાંનો જો તે એક ન હોય તો તેણે પોતાને તથા પોતાના પર આધાર રાખતા મનુષ્યોને સારૂ ખોરાક, કપડાં, આશ્રયસ્થાન વગેરે મેળવવાને ધન પ્રાપ્ત કરવા નિરંતર કામ કર્યાજ કરવું જોઈએ. થોડા ઘણા ધંધા જેવાં કે સંગીતશાસ્ત્ર અથવા તો હુન્નરમાં મનુષ્યનું કામ તેને આનંદજનક થાય છે, તે સિવાય ઘણા ધંધામાં તો એવા પ્રકારની મહેનત કરવાની હોય છે કે જો તેને ફરજ પાડવામાં ન આવે તો તેવી મહેનત કરવાનું તેને ગમતુંજ નથી.

આ સૂક્ષ્મ ભુવનમાં ધનની જરૂર નથી, ખોરાક કે આશ્રયસ્થાનની આવશ્યકતા નથી, કારણ કે તેનું સૌંદર્ય અને તેનો ભભકો કાંઈ પણ ધન કે કિંમત સિવાય સર્વ રહેવાસીઓને વાસ્તે ખુલા છે. સૂક્ષ્મ પ્રકૃતિના બનેલા સૂક્ષ્મ શરીરમાં તેની મરજી માફક તે અહીં કે તહીં ફરી શકે છે, જો તેને જંગલના, દરિયાના કે આકાશના સુંદર દેખાવો પસંદ હોય તો જગતના સુંદરમાં સુંદર સ્થળોની તેની ઈચ્છા મુજબ તે મુલાકાત લેઈ શકે છે. જો તેને કારીગરી ઉપર પ્રીતિ હોય તો જગતના મોટામાં મોટા પુરૂષોના ઉંચામાં ઉંચા કારીગરીના નમુનાનો વિચાર કરવામાં તે પોતાનો સઘળો વખત ગાળી શકે છે. જો તેને સંગીત પ્રિય હોય તો જગતની મોટામાં મોટી સંગીત શાળાઓમાં આ સ્થળેથી બીજે સ્થળે તે જઈ શકે છે અથવા પ્રખ્યાત સંગીત શાસ્ત્રીઓને સાંભળી શકે છે. આ પૃથ્વી ઉપર જે જે વિષયમાં તેને રસ પડતો હતો, અર્થાત્ જે વિષયને તેણે પોતાનો બનાવ્યો હતો, તે વિષયમાં પૂર્ણ ધ્યાન આપવાને અને તેનો પૂર્ણ અભ્યાસ કરવાને હવે સંપૂર્ણ છુટ મળે છે, પણ તેનો આ વિષયનો ઉપભોગ માનસિક અથવા ઉચ્ચ લાગણીઓને લગતો હોવો જોઈએ; અર્થાત્ તેની તૃપ્તિમાં સ્થૂળ શરીરની જરૂર પડવી ન જોઈએ. આ ઉપરથી જણાશે કે સઘળા વિચારશીલ અને સભ્ય મનુષ્યો મરણ પછી મરણના પૂર્વકાળ કરતાં વધારે સુખી હોય છે, કારણ કે તેમને સુખને વાસ્તે પુષ્કળ વખત મળે છે, એટલુંજ નહિ પણ જે બાબતોમાં તેમને રસ પડે છે, તે બાબતોમાં ખરો અને સંતોષ કારક વધારો કરવાને પણ વખત પુષ્કળ મળેછે.

શું ત્યારે તે ભુવનમાં કોઈ પણ દુઃખી નથી? હા છે, કારણ કે ત્યાંની જીંદગી તે અહીંની જીંદગીનું અનુસંધાન છે અને મનુષ્યે શરીર છોડયું તે પહેલાં જેવી સ્થિતિમાં હતો, તેવીજ સ્થિતિમાં દરેક રીતે હોય છે.

જો તેની આ દુનિયાની ઈચ્છાઓ ઘણી હલકી અને અધમ હશે તો તે ઈચ્છાઓને સંતોષવાને તે ભુવનમાં પોતાને અસમર્થ જોશે. દારૂડીઓ નહિ છીપાય એવી દારૂ પીવાની તૃષ્ણાથી દુઃખ ભોગવશે, કારણ કે જે વડે તે તૃષ્ણા છીપાય તેવું શરીર ત્યાં તેને હોતું નથી. ખાઉધરા મનુષ્યને ભોજનની મઝા મળી શકશે નહિ. કંજુસ મનુષ્યને એકઠું કરવા

સારૂ ધન જડી શકશે નહિ. જે મનુષ્ય આ દુનિયામાં અયોગ્ય વિકારોને વશ વર્ત્યો છે, તેને માલૂમ પડશે કે તે વિકારો તેના હૃદયના મર્મસ્થળને ભેદી નાંખે છે. જે લાલસાઓ તૃપ્ત ન થઈ શકે તેવી લાલસાઓથી હજુ પણ વિષયી મનુષ્ય ધડકયાં કરે છે. પોતે જેના ઊપર ઇર્ષ્યા કરતો હતો તેને હેરાન કરી શકતો નથી એ વિચારથી અદેખો મનુષ્ય અદેખાઈથી હજુ પણ ત્યાં ચીડાય છે. આવા પ્રકારના મનુષ્યો નિઃસંશય દુઃખ ભોગવે છે, પણ ફક્ત આવાજ મનુષ્યો કે જેઓની ઈચ્છાઓ અને વિકારો મોટે ભાગે હલકા અને સ્થૂલ વિષયને લગતા હોય છે તેઓજ દુઃખ ભોગવે છે; અને તેઓનું ભવિષ્ય પણ સર્વથા તેમના પોતાનાજ હાથમાં છે. તેઓએ આ ઇચ્છાઓને વશ કરવી જોઇએ, એટલે પછી આવી ઇચ્છાઓ જે દુઃખ ઉત્પન્ન કરે છે, તેમાંથી તેઓ એકદમ છૂટા થઇ શકશે. ાક્ષા જેવું ત્યાં કાંઇ છેજ નહિ, એ નિરંતર ારણમાં રાખો. ત્યાં તો ચોક્કસ કારણનું ત **સ્વાભાવિક** પરિણામ છે. માટે જો ે **કારણને** દૂર કરશો તો કાર્ય પરિણામ ત બંધ થઈ જશે;–જો કે આ તરતજ જશે એમ નથી પણ કારણમાં મૂકેલી શક્તિ ખપી જતાં તે તરત બંધ થઈ જશે.

ઘણા લોકો એવા હોય છે કે જેઓ આ ગંભીર દુર્ગુણોથી દૂર રહ્યા હોય છે તે છતાં તેઓએ સ્થૂલ પ્રકારનુંજ જીવન ગાળ્યું છે. અને તેઓએ મુખ્યત્વે કરીને નાત જાતની અને રૂઢીઓનીજ દરકાર કરી છે, અને પોતાની મેળે સુખ ભોગવવાનોજ વિચાર કર્યો છે. આવા લોકોને આ સૂક્ષ્મ ભુવનમાં કોઇ ખાસ દુઃખ હોતું નથી, પણ તેઓને તે ભુવન નીરસ લાગે છે, અને ત્યાં વખત શી રીતે ગુજારવો તે તેમને જડતું નથી. તેઓ પોતાના જેવાજ મનુષ્યોની સાથે એકઠા થઈ શકે, પણ તેઓને તેઓનું જીવન કંટાળા ભરેલું ભાસે છે, કારણ કે વસ્ત્ર કે બહારના ભભકાની બાબતમાં હવે હરીફાઈ કરવાનું રહ્યું નથી. અને સારા અને હુશીઆર પુરૂષો જેમની પાસે તેઓ જવા ઇચ્છે છે તેઓ બીજી રીતે કાંઇક કામમાં જોડાયા હોય છે, અને તેથી તેઓ કેટલીક રીતે આવા મનુષ્યોને અગમ્ય લાગે છે. પણ કોઈ પણ મનુષ્ય જે વિચારપૂર્વક માનસિક કે કળાઓના વિષયોમાં રસ લેઈ શકે એવો હોય છે તે મનુષ્યને તો સ્થૂલ શરીર કરતાં સ્થૂળ શરીરથી છૂટા પડયા પછીની સ્થિતિમાં અનંતગણું વધારે સુખ જણાશે. અને આ સાથે યાદ રાખવું જોઇએ છે કે જે મનુષ્યમાં બુદ્ધિવિષયક આનંદ મેળવવાની ઇચ્છા કરવા જેટલું ડહાપણ હોય તો તે ખીલવવાનું બની શકે તેમ છે. બુદ્ધિમાં રમનારા તેમજ કળાઓમાં રમનારા મનુષ્યો તે નવા જીવનમાં પરમ સુખી હોય છે. પણ જેઓની તીવ્ર અભિલાષા પોતાના માનવ બંધુઓમાં છે, અર્થાત્ જેઓને પરમ આલ્હાદ બીજાને મદદ કરવામાં સહાય આપવામાં અને શિખવવામાં મળતો હોય છે. તેઓ વળી તે કરતાં પણ ત્યાં વધારે સુખી હોય છે. જો કે તે ભુવનમાં ગરીબાઇ, ભુખ કે તરસ હોતાં નથી, છતાં ઘણા મનુષ્યો દિલગીરીમાં હોય છે કે જેઓને શિખવી શકાય. મરણ પછીના ભુવન સંબંધી પાશ્ચાત્ય દેશોમાં એટલું બધું થોડું જ્ઞાન હોય છે કે તેથી કરીને આ નવા જીવનની શકયતાઓ સંબંધી માહીતી મેળવવ ઘણા લોકો ઇંતેજાર હોય છે, આ કારણથી જેને જ્ઞાન હોય છે તે અહીંની માફક ત્યાં પણ આશા અને ખુશખબર ફેલાવતો ફરતો ફરે છે. પણ યાદ રાખજો કે 'ત્યાં' અને 'અંહી' આ શબ્દો આપણી અજ્ઞાનતાને આશ્રયી લખાયેલા છે, કારણ કે તે ભુવન પણ અંહીજ છે, સઘળો વખત આપણી આસપાસ આપણી પાસેજ આવેલું છે; માટે તે દૂર અથવા દુર્ગમ્ય છે એવું એક ક્ષણવાર પણ માનવું નહિ. (અપૂર્ણ)

---

# प्लेटोनो आदर्शरुप समाज.

(પ્રો. અતિસુખશંકર કમળાશંકર એમ. એ. એલએલ. બી.)

ગતાંકના પૃષ્ઠ ૧૬ થી ચાલુ.

સૉક્રેટીસઃ "ત્યારે તમારો અર્થ એવો છે કે જે બે માણસને વિષે ન્યાયની આપણે વાત કરીએ છીએ તે જો મિત્રો હોય, અને તેમાંના એક બીજાની પાસે સોનાની થાપણ મુકી હોય, પણ તે લેતી વખતે તેને હાનિ થાય તેમ હોય તો થાપણ પાછી આપનારે શું લેણું ચૂકવ્યું ન કહેવાય?—શું તમારા ધારવા પ્રમાણે સાઈમોનીડિઝનો આવો અર્થ છે?

પોલિમાર્કસઃ "હા."

સૉક્રે૦: "અને શું આપણા દુશ્મનોને પણ આપણે તેમનું લેણું આપવું?

તેણે કહ્યું, "હાસ્તો, દુશ્મનનું દુશ્મન તરફથી લેણું જે તેના પ્રતિ યોગ્ય હોય તે છે—એટલે કે, હાનિ."

ત્યારે જે યોગ્ય હોય તે કર્યાથી ન્યાયી થવાય છે, અને યોગ્ય કરવું એટલે પોલિમાર્કસ સમજાવે છે કે મિત્રોનું ભલું કરવું ને દુશ્મનોનું બુરૂં કરવું. ભલું ને બુરૂં કેવી રીતે કરવું? એકની સાથે સલાહથી ને બીજાની સાથે લડાઈથી. સલાહની વખતે ન્યાય કોલકરારો પળાવવાની બાબતમાં કામનો છે, ખાસ કરીને થાપણો સાચવવાની બાબતમાં ન્યાયનો ખપ પડે છે. ત્યારે આનો અર્થ તો એવો થયો કે પૈસો જ્યારે વાપરવો ન હોય ને સાચવી રાખવો હોય, અર્થાત્ દ્રવ્ય જ્યારે નકામું હોય, ત્યારે ન્યાય કામનો છે.

સૉક્રે૦ ત્યારે ન્યાય કંઈબહુ ખપનો નથી પણ જરા વધારે વિચાર કરીએઃ મુક્કાબાજીમાં કે બીજા કોઈપણ જાતના યુદ્ધમાં જે માણસ ઘા ઉત્તમમાં ઉત્તમ રીતે મારી શકે તેજ માણસ ઘામાંથી બચી શકવાને પણ ઉત્તમ રીતે શક્તિમાન્ શું નથી?

પોલિ૦: છેજ.

સૉક્રે૦: અને જે માણસ કોઈપણ રોગ અટકાવવાને કે તેમાંથી બચાવી શકવાને સૌથી વધારે કુશળ હોય તેજ માણસ તેવી રીતે રોગ ઉત્પન્ન કરવામાં પણ કુશળ શું નથી હોતો?

પોલિ૦: ખરૂં.

સૉક્રે૦ અને જે માણસ ચોરી ચુપકીથી દુશ્મનની છાવણીપર હુમલો કરવામાં સૌથી વધારે કુશળ હોય તેજ માણસ શું છાવણીનો ઉત્તમ રક્ષક છે?

પોલિ૦: હા.

સૉક્રે૦: ત્યારે તો જે માણસ કોઈપણ વસ્તુનો સારો રક્ષક હોય તેજ માણસ સારો ચોર પણ હોય છે.

પોલિ૦: હું ધારૂંછું. અનુમાનતો એવું થાય.

સૉક્રે૦: ત્યારે ન્યાયી પુરુષ જો પૈસા સાચવી રાખવામાં સારો હોય તો તે તે ચોરવામાં પણ ઉસ્તાદ હોય.

પોલિ૦: દલીલમાંથી. આ અર્થ સુચિત થાય છે.

સૉક્રે૦: ત્યારે તો છેવટે ન્યાયી પુરૂષ ચોર નીવડ્યો..........તમે ને હોમર ને સાઈમોનિડીઝ એ બધા સંમત છો કે ન્યાય તે ચોરીની કળા છે; અને આ કળાનો ઉપયોગ મિત્રોના ભલાને અર્થે ને દુશ્મનોના બુરાને અર્થે કરવાનો છે,—શું તેજ તમે કહેતા હતા કે?

પોલિમાર્કસ સ્વાભાવિક રીતેજ ઘણો ગુંચવાય છે અને ના કહે છે, તોપણ અગાઉ

એણે કહ્યું હતું તેટલું.પકડી રાખે છે કે મિત્રોનું ભલું કરવું ને દુસ્મનોનું બુરૂં કરવું. પણ મિત્રો ને દુસ્મનો તે ખરા મિત્રો ને દુસ્મનો કે માત્ર તેવા દેખાય તે ખરા? જે આપણા સાચા મિત્ર હોય તેનું ભલું કરવું ને સાચા દુસ્મનો હોય તેનું બુરૂં કરવું એ વાત **પૅાલિમાર્કસને** ઠીક લાગે છે. અહીં **સૉક્રેટીસ** શંકા ઉઠાવે છે કે ન્યાયી પુરુષે કોઈનું પણ બુરૂં કરવું જોઇએ ખરૂં કે?

**પૅાલિ**ઃ અલબત. જેઓ દુષ્ટ હોય ને દુસ્મનો પણ હોય તેમનું ન્યાયી પુરુષે બુરૂં કરવુંજ જોઇએ.

**સૉક્રે**ઃ જ્યારે ઘોડાઓને ઇજા થઇ હોય છે ત્યારે તે સારા હોય છે કે નઠારા?

**પૅાલિ**ઃ નઠારા.

**સૉક્રે**ઃ નઠારા એટલે કે ઘોડાઓના ગુણોમાં નઠારા, નહિ કે કુતરાઓના?

**પૅાલિ**ઃ હા, ઘોડાઓના.

**સૉક્રે**ઃ અને શું જે માણસોને ઇજા થઈ હોય તેઓ માણસ તરીકેના જે ખરા ગુણો છે તેમાં બગડશે નહિ કે?

**પૅાલિ**ઃ બગડશેજ.

**સૉક્રે**ઃ અને માણસોનો તે ગુણ ન્યાયછે?

**પૅાલિ**ઃ ખરેખર.

**સૉક્રે**ઃ ત્યારે જે માણસોને ઈજા કરવામાં આવી હોય (જેમનું બગાડવામાં આવ્યું હોય) તેઓને અવસ્યે અન્યાયી આપણે કરવાનાજ?

**પૅાલિ**ઃ પરિણામ એજ આવે.

પણ જે માણસ જે કળામાં કુશળ હોય તે માણસ બીજાઓને તે કળામાં પ્રવીણ કરશે નહિ કે તેમાં નઠારા બનાવશે; તો પછી ન્યાયી પુરુષ ન્યાયથી બીજાઓને શું અન્યાયી દુર્ગુણી બનાવશે? નહિજ. કોઈપણ ગુણ પોતાનો વિરોધી ગુણ ઉત્પન્ન નહિ કરી શકે, તો પછી સદ્‌ગુણી માણસ શું કોઇનું બુરૂં કરશે? એ વાત સંભવિત છે?

**સૉક્રે**ઃ અને ન્યાયી પુરુષ સદ્‌ગુણી ખરો કેની?

**પૅાલિ**ઃ હારતો.

**સૉક્રે**ઃ ત્યારે તો મિત્રનું કે કોઇનું પણ બગાડવું તે ન્યાયી પુરુષનું કામ નથી, પણ તેથી ઉંધાનું, અન્યાયીનું. કેમ?

**પૅાલિ**ઃ હું ધારૂં છું, **સૉક્રેટીસ**, તમે કહો છો તે તદ્દન ખરૂં છે.

આ પ્રમાણે **સાઇમોનિડીઝનાજ** વચનને આધારે **સૉક્રેટીસ** તે વચનમાં રહેલો ભાવાર્થ ન્યાયના લક્ષણને માટે અસમર્થ ઠેરવે છે, અને દુસ્મનનું પણ બુરૂં ન કરવું, તેમાં અન્યાય છે, તે દુર્ગુણ છે એ સનાતન સત્યપ્રતિ **પ્લેટો** ખુબી ભર કળાના બળથી પાછા ફરે છે.

તકરારનો આ વખતે કંઇક આરામ આવ્યો, એટલામાં સોફિસ્ટ થ્રેસિમેકસ ધુરકી ઉઠે છે. વચમાં વચમાં ખલેલ કરવાને એ અત્યાર સુધી પ્રયત્ન કરતો હતો પણ એને બીજાઓએ કાબુમાં રાખ્યો હતો, કારણ કે દલીલનો અન્ત શું આવે છે તે જોવાને તેઓ તત્પર હતા. પણ હવે એક "જંગલી જાનવર ખાવા ધાયું હોય" તેમ **થ્રેસિમેકસને** તક મળી ને એ ગાજી ઉઠયો કે તમે બધા આ નજીવી તકરાર શું કરો છો? ન્યાયનો ખરો અર્થ હું તમને શીખવું; પણ મને તેના બદલામાં ફી મળવી જોઇએ. આ બાબતની સંમતિ મળવાથી થ્રેસિમેકસે પોતાનું ન્યાયનું લક્ષણ રજુ કર્યું:

"હું કહું છું કે **ન્યાય એટલે વધારે બળવાન્ મનુષ્યનો સ્વાર્થ, તે સિવાય બીજું કશું નથી.**" આનો અર્થ સ્પષ્ટ ન હોવાથી સૉક્રેટીસ તે સ્પષ્ટ કરાવે છે કે **ન્યાય એટલે રાજ કરનારનો સ્વાર્થ.** "'બધાં રાજ્યોમાં ન્યાયનું ધોરણ એકજ છે એમ હું કહું છું. તેનો અર્થ એજ છે કે એ ધોરણ તે રાજ્યનો સ્વાર્થ છે; અને રાજ્યના હાથમાં સત્તા તો સઘળી હોવીજ જોઈએ, એટલે વ્યાજબી અનુમાન એકજ થાય છે કે, દરેક સ્થળે ન્યાયનું એક ધોરણ છે ને તે ધોરણ તે વધારે બળવાનનો સ્વાર્થ." **સૉક્રેટિસ** આ વાક્ય પર

એની પ્રશ્નની પદ્ધતિ શરૂ કરે છે અને બતાવે છે કે આ લક્ષણ ખરૂં નથી. કારણ કે રાજ્યકર્તાઓ પણ અન્ય મનુષ્યોની પેઠે કોઈ કોઈ વખતે ભૂલ કરે છે, એટલું તો કબુલ કરવુંજ પડે છે. તેથી કાયદાઓ કરતી વખતે કેટલીક વાર રાજ્યને લાભના ને કેટલીકવાર રાજ્યનેજ હાનિકર કાયદાઓ રાજ્ય કરે છે એમ અનુમાન થાય છે. ત્યારે ઉપરનાંજ લક્ષણ પ્રમાણે, સૉક્રેટીસ કહે છેઃ "જ્યારે કાયદાઓ રાજ્યને ખરા લાભ કરે છે, ત્યારે તે પોતાના સ્વાર્થને અનુકૂળ હોય છે; ને રાજ્ય જ્યારે ભૂલ કરે છે ત્યારે કાયદાઓ સ્વાર્થથી પ્રતિકૂળ હોય છે." અર્થાત્ જ્યારે અજાણતાં રાજ્ય તરફથી રાજ્યનાજ સ્વાર્થને હાનિકારક હોય તેવા કેટલાક કાયદાઓ અમલમાં મૂકવામાં આવે ત્યારે તે વખતે ન્યાય-બળવાનનો સ્વાર્થ નહિ રહે, અર્થાત્ આ અપવાદથી સિદ્ધ થાય છે કે થ્રેસિમેકસનું લક્ષણ બરાબર નથી. ક્લીટોફોન અહીં થ્રેસિમેકસના પક્ષને યુક્તિથી બચાવવા પ્રયત્ન કરે છે અને કહે છે કે થ્રેસિમેકસનો કહેવાનો અર્થ એવો હતો કે "વધારે બળવાન જેમાં પોતાનો સ્વાર્થ ધારે તે ન્યાય." પણ આ બચાવ થ્રેસિમેકસ જાતેજ કબુલ નથી રાખતો, કારણ કે જો કે ખરો સ્વાર્થ દેખીતા સ્વાર્થથી જુદો હોય છે તોએ રાજ્ય કરનાર જે કંઈ કરશે તે મનમાં ધાર્યા વગર કરનાર નથી, એટલે વસ્તુ સ્થિતિમાં તેથી કંઈ ફેરફાર થતો નથી. થ્રેસિમેકસ દલીલ જુદી રીતે ચલાવે છે પણ તેમ કરવામાં વધારે સહેલાઈથી સોક્રેટીસના દાવમાં સપડાઈ જાય છે. એણે આગળ કબુલ કર્યું હતું તેનો એ યુક્તિથી ઇનકાર કરે છે; થ્રેસિમેકસ કહે છે કે રાજ્ય કરનાર રાજ્ય કરતાં ભૂલ કરેજ નહિ; કારણ કે દાખલા તરીકે દાક્તર દરદીની દવામાં ભૂલ કરે તો તે ભૂલ કરે છે તે વખતે દાક્તરજ નથી રહેતો, ગણિતકાર કે વ્યાકરણકાર જ્યારે ભૂલ કરે છે ત્યારે તે પોતાના શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર માણસ તરીકે ભૂલ નથી કરતો. કોઈ પણ કળાવાન કે રાજ્યકર્તા, કળાવાન તરીકે કે રાજ્યકર્તા, તરીકે ભૂલ કરેજ નહિ; કળાવાને ભૂલ કરી કે રાજ્યકર્તાએ ભૂલ કરી એવો ભાષાનો પ્રયોગ થાય છે ખરો પણ ખરૂં જોતાં ભૂલ કરતી વખતે તે તે માણસો તે તે નામને લાયક નથી હોતા. તેથી રાજ્ય કરનાર માણસ જેમાં પોતાનો ખરો સ્વાર્થ હોય તેને અનુકૂળજ કાયદાઓ ઘડે છે. સૉક્રેટીસ આ બધું કબુલ રાખે છે પણ સ્વાર્થના અર્થનું વિસ્તારથી વિવરણ કરે છે. દરેક કળામાં અમુક જાતનું સ્વાર્થ સમાયલું હોય છે; પણ તે સ્વાર્થ તે કળાના વાપરનારનું સ્વાર્થ નથી હોતું પણ જેના હિતને અર્થે તે કળા વપરાય છે તેનું સ્વાર્થ હોય છે, દાખલા તરીકે દાક્તર દરદીના હિતનો વિચાર કરી તેનો સ્વાર્થ સાધે છે. અશ્વવિદ્યા જાણનાર માણસ ઘોડાઓનો સ્વાર્થ વિચારે છે; આમ દરેક કળા એક જાતનું ઉપરિપદ ધારણ કરે છે, ને તેમાં સ્વાર્થ એટલે તે કળાના ભોક્તાનો સ્વાર્થ જોવાનો છે.

"કોઈ પણ વિદ્યા કે કળા બળવાન કે ઉપરી પક્ષનો સ્વાર્થ વિચારતી નથી, પણ પોતાના હાથ નીચેનાઓનો અને નબળાઓનો સ્વાર્થ વિચારે છે ખરૂં કેની?"

થ્રેસિમેકસને ન છૂટકે હા કહેવી પડે છે અને હવે એણે પોતાના વિરોધી પક્ષના અનુમાનનો સ્વીકાર કરવો જોઇએ કે **કોઈપણ રાજ્યકર્તા પોતાના સ્વાર્થનો વિચાર કરતો નથી કે પોતાના સ્વાર્થ પ્રમાણેજ આજ્ઞા કરતો નથી, પણ હમેશાં પોતાની પ્રજાના સ્વાર્થને જે અનુકૂળ હોય છે તેજ વિચારે છે કે ફરમાવે છે.**

પોતાની ભૂલ આમ સ્વીકારવી જોઇએ તેમ ન કરતાં થ્રેસિમેકસ આડો ઉતરી જાય છે અને અન્યાયી પુરુષોને પોતાનાં અન્યાયી કૃત્યોથી કેવા લાભ મળે છે તેના દાખલા આપે છે, અન્યાયી ભાગીદાર હશે તે ન્યાયી ભાગી-

દારના કરતાં ભાગ પાડતી વખતે વધારે લાભ કરશે, રાજ્યમાં પણ ન્યાયી માણસના કરતાં અન્યાયી માણસ ઈન્કમ-ટૅક્સ ઓછો આપશે. ને લાભ મેળવશે, અને ન્યાયી માણસ કોઈ પણ પદવી પર હશે તો પોતાના મિત્રો ને સગાંઓનો વ્હાલો નહિ થાય કારણ કે તેમને અયોગ્ય રીતે એ લાભ નહિ થવા દે: આમ લૌકિક દૃષ્ટિથી અન્યાયમાં લાભ છે, ન્યાયમાં હાનિ છે. મોટામાં મોટો અન્યાય તપાસીશું તો અન્યાયના લાભ પણ ઘણા મોટા જણાશે; આવો અન્યાય જુલ્મી રાજ્ય કરનારનો માલમ પડશે. આમ ભભકાભેર ભાષામાં થ્રેસિમેકસ ફ્રીથી કહે છે કે ન્યાય તે વધારે બળવાનનો સ્વાર્થ છે અને અન્યાય ન્યાયના કરતાં વધારે લાભ કારક ને વધારે બળવાન છે. આ ભાષણ કરીને થ્રેસિમેકસ પોલ થવા માગે છે પણ [illegible]ધા એને છટકવા નથી દેતા ને દલીલનો [illegible]ન્ત આણવાનો આગ્રહ કરે છે. થ્રેસિમેકસે [illegible] છે કે ચોખ્ખો અન્યાય ચોખ્ખા ન્યાય [illegible]ાં વધારે લાભ કારક છે.

સૉક્રે:—(ત્યારે) શું તમે એમાંથી એકને [illegible]ણ કહેશો ને બીજાને દુર્ગુણ ?

થ્રેસિ:—હા.

સૉક્ર:—હું ધારૂં છું તમે ન્યાયને સદ્ગુણ કહેશો ને અન્યાયને દુર્ગુણ ?

થ્રેસિ: કેવો સુંદર વિચાર ! ને વાજબી પણ તેવોજ, કારણ કે હું અન્યાયને લાભ કારક ગણું છું ને ન્યાયને તેમ નથી ગણતો.

સૉક્રે: ત્યારે બીજું શું તમે કહેશો ?

એણે કહ્યું કે તદ્દન ઉંધુંજ.

સૉક્રે:ને શું ન્યાયને તમે દુર્ગુણ કહેશો ?

થ્રેસિ: નહિ, વધારે સારી રીતે હું ન્યાયને ભવ્ય ભલમનસાઈ કહીશ.

સૉક્રે: ત્યારે શું અન્યાયનેતમે દ્રેષ કહેશો ?

થ્રેસિ: નહિ, હું એને ડહાપણ કહેવાનું વધારે પસંદ કરીશ,

સૉક્રે: અને અન્યાયી પુરૂષો તમને શાણાને સારા લાગે છે !

એણે કહ્યું, હા; બીજા કોઈ નહિ તો તેમનામાંના જેઓ બરાબર અન્યાયી થવાને શક્તિમાન્ છે, ને જેઓ રાજ્યને ને પ્રજાને કાબુમાં રાખવાની સત્તા ધરાવે છે તે તો ( શાણા ને સારા ) ખરાજ, પણ હું ખિસ્સા કાતરૂઓ વિષે વાત કરતો હોઈશ એમ તમે કદાચ ધારશો. પકડાયા વગર આ ધંધો પણ કરી શકાય તો તેનાથી પણ લાભ છે, જોકે એના જે લાભો છે તે હું હાલમાં જેને વિષે વાત કરૂં છું તેની સાથે સરખાવાય તેમ નથી.

સૉક્રે: હું નથી ધારતો કે હું તમારા અર્થ વિષે ગેરસમજુતીમાં છું; તેમ છતાં તમે અન્યાય, શાણપણ, ને સદ્ગુણને બધાને એક તરફ ને ન્યાયને સામી તરફના વર્ગમાં મુકો છો એ જોઇ હું આશ્ચર્ય પામું છું.

થ્રેસિ: ખરેખર હું એ પ્રમાણે વર્ગણી કરૂં છું.

કળાઓની સાથે સદ્ગુણની સરખામણીનો સૉક્રેટીસ અહીં ફરી ઉપયોગ કરે છે ને થ્રેસિમેકસને બરાબર મહાત કરે છે. માત્ર એક વધારે પ્રશ્નનો ઉત્તર મેળવી સૉક્રેટીસ આગળ ચાલે છે. એ પૂછે છે કે ન્યાયી પુરૂષ બીજા ન્યાયી પુરૂષના કરતાં વધારે લાભ મેળવવાને પ્રયત્ન કરશે કે કેમ ! ઉત્તર એ છે કે એવો પ્રયત્ન ન્યાયી માણસ કરતો નથી. પણ અન્યાયી પુરૂષના કરતાં વધારે લાભ મેળવવાને એ મથશે કે કેમ ? આનો ઉત્તર થ્રેસિમેકસ હકારમાં આપે છે. પણ અન્યાયી પુરૂષ સર્વે મનુષ્યોના કરતાં વધારે લાભ મેળવવાને પ્રયાસ કરશે એમ વધુ કબુલાત સૉક્રેટીસ મેળવી લે છે. એટલે કે—

"જ્યારે ન્યાયી પુરૂષ પોતાના જેવા માણસનાં કરતાં વધારે લાભ મેળવવા ઈચ્છતો નથી પણ પોતાના જેવો જે ન હોય તેના કરતાં વધારે લાભ મેળવવા ઇચ્છે છે, ત્યારે અન્યાયી પુરૂષ પોતાના જેવાઓ જે હોય તેમના કરતાં ને તેવા ન હોય તેમના કરતાં પણ વધારે લાભ મેળવવા ઇચ્છે છે' !

હવે અન્યાયી માણસ તે થ્રેસિમેકસના કહેવા પ્રમાણે શાણો ને સદ્ગુણી મનુષ્ય જેવો છે ને ન્યાયી તે તેમના જેવો નથી. હવે કેટલીક કળાઓના દૃષ્ટાન્તો તપાસી જુઓ. ગાયન કે વૈદક કે બીજી કોઈ પણ કળાનો જાણનાર માણસ પોતાની કળાના ઉપયોગમાં તે તે કળાઓના ઉસ્તાદોના જાણીતા નિયમોના કરતાં આગળ જવા નહિ ઇચ્છે પણ તે કળાઓ જેમને નહિ આવડતી હોય તેનાથી તો તે બધા આગળ જશેજ; અર્થાત્ કળાવાન્ માણસ પોતાની કળાના નિયમોની હદ જાળવે છે. તેજ પ્રમાણે જ્ઞાની પુરૂષ પોતાના જેવાજ બીજા પુરૂષના કરતાં કંઇ પણ વધારે કહેવાનું કે કરવાનું નહિ પસંદ કરે, પણ અજ્ઞાની પુરૂષ જ્ઞાની તેમજ અજ્ઞાની એ બન્નેના કરતાં વધારે આગળ જવાનું ઇચ્છશે. " અને જે જ્ઞાની છે તે શાણો છે ? " " હા. " " અને શાણો પુરૂષ સદ્ગુણી છે ? " " ખરે. " " ત્યારે શાણો ને સદ્ગુણી મનુષ્ય પોતાના જેવા મનુષ્યના કરતાં કંઇ પણ વધારે મેળવવા નહિ ઇચ્છે, પણ પોતાના જેવો જે ન હોય ને પોતાથી વિરોધી ગુણવાળો હોય તેનાથી આગળ જવા ઇચ્છશે. ખરૂં કેની ? " " હું ધારૂં છું કે એમજ થશે. " " તેથી ઉલટું દુર્ગુણી ને અજ્ઞાની પુરૂષ પોતાના જેવા કે પોતાના વિરોધી ગુણવાળાઓ એમ બન્નેના કરતાં આગળ જવા ઇચ્છશે; કેમ ખરૂં ? " " હા. " પણ ન્યાયી ને અન્યાયી પુરૂષને વિષે થોડીજ વાર પહેલાં આ પ્રમાણે વાત કરવામાં આવી. ત્યારે તો " ન્યાયી પુરૂષ શાણા ને સદ્ગુણી પુરૂષના જેવો છે, ને અન્યાયી પુરૂષ દુર્ગુણી ને અજ્ઞાના જેવો છે. ખરૂં ? " અર્થાત્ ન્યાયી પુરૂષ શાણો ને સદ્ગુણી નીવડે છે ને અન્યાયી દુર્ગુણી ને અજ્ઞાન નીવડે છે. થ્રેસિમેકસ ઘણી આનાકાનીથી ને ધીમે ધીમે આ બધું કબુલ કરે છે, ને ઉનાળાનો દિવસ હોવાથી એને પરસેવાના રેલા છુટતા હતા ને આગળ કોઈવાર નહિ પણ આ વખતે એ શરમાતો જણાતો હતો.

અન્યાય દુર્ગુણ છે ને ન્યાય સદ્ગુણ છે એ વાત નક્કી થઇ એટલે થ્રેસિમેકસનું અગાઉનું વાક્ય હવે તપાસવામાં આવે છે કે અન્યાય લાભકારક છે ને અન્યાય બળવાન્ છે. સવાલ જ્યારથી સૉક્રેટીસ નક્કી કરે છે કે તદ્દન અન્યાય જ્યાં હોય ત્યાં લડાઈ ને નબળાઈ સિવાય બીજું કોઈ હોયજ નહિ; ન્યાય એકય ને મૈત્રી આણી ને જાળવી શકે છે. માત્ર બેજ માણસો વચ્ચેનો સંબંધ પણ અન્યાયથી તૂટી જશે ને તેઓ એક બીજાના દુશ્મનો થશે. એટલુંજ નહિ પણ કોઈએક મનુષ્યનોજ દાખલો લઇએ ને એનામાં અન્યાયનું બળ પ્રધાન પદ ભોગવતું જોઇએ તો આપણને જણાશે કે તે માણસ કોઇ પણ કામ કરવાને અસમર્થ નીવડશે કારણ કે તેનું પોતાનીજ સાથે ઐકય નથી, અને તે પોતાનો ને ન્યાયીઓનો બધાનો દુશ્મન થશે. વળી માત્ર દુર્ગુણી ને અન્યાયી મનુષ્યો માંહો માંહે લડવા સિવાય બીજું કશું નહિ કરી શકે, અને તેવા માણસો એકઠા મળી કંઇ પણ કામ ધાર્યું કરશે તો તે તેમના અન્યાયને પ્રભાવે નહિ પણ કંઈ પણ ન્યાયના અંશોના પ્રભાવે કરશે. ન્યાયના જરા પણ અંશને અભાવે તેઓ એક બીજાને માંહો માંહે અને તેમના દુશ્મનોને નુકશાન કરશે. તદ્દન અન્યાયી મનુષ્યો કોઈ પણ કામ કરવાને એકઠા થઈ શકે એ સંભવિતજ નથી, પણ ન્યાયી પુરૂષો અન્યાયી પુરૂષોના કરતાં વધારે સુખી હોઈ શકે કે કેમ તે પ્રશ્ન આ વખતે નવો ઉદ્ભવે છે. સૉક્રેટીસ કહે છે દરેક વસ્તુનો કંઇ ખાસ ઉદ્દેશ હોય છે, ને તે ઉદ્દેશ બીજી કોઈ વસ્તુથી એના જેવી સરસ રીતે સધાતો નથી, જેમકે શ્રવણનું કામ કાનજ કરી શકે, દર્શનનું આંખજ ઇત્યાદિ, અને તેથી શ્રવણ દર્શન વગેરે કામોને ઉદ્દેશીને આ ઇન્દ્રિઓ સર્જાઈ છે એમ કહેવાય. અર્થાત્ શ્રવણ, દર્શન વગેરે તેમના ઉદ્દેશો છે. હવે જે જે વસ્તુને

અમુક પ્રકારની ઉત્તમતા પણ સાધવાની હોય છે. દરેક વસ્તુમાં તેના વર્ગની ઉત્તમતા ન હોય તો તે તે વસ્તુ તેનો ઉદ્દેશ પણ નજ જાળવી શકે. ત્યારે શું આત્માનો ઉદ્દેશ બીજી કોઇ પણ વસ્તુ સાધી શકશે ? ને શું ઉદ્દેશ સાધવાને આત્મામાં ઉત્તમતા નહિ જોઈએ ! આત્માનો ઉદ્દેશ નિયમન, આજ્ઞાપન, ને નિદિધ્યાસન છે, ને આત્મા સિવાય આ ઉદ્દેશો બીજા કશાથી સધાય તેમ નથી. વળી જીવન એ પણ આત્માનો એક ઉદ્દેશ છે. આત્મા પોતાને લાયકની ઉત્તમતા ધરાવ્યા વગર શું આ ઉદ્દેશ સાધી શકશે ? નહિજ.

સૉક્રે૦: ત્યારે દુર્ગુણી આત્મા અવશ્યે કરીને નઠારો શાસનકર્તા ને નઠારો નિયામક હોવો જોઇએ, ને સદ્‌ગુણી આત્મા સારો શાસન કર્તા હોવો જોઇએ. કેમ ખરૂં કેની ?

થ્રેસિ૦: હા, એમજ.

સૉક્રે૦: અને આપણે કબુલ કર્યું છે કે ન્યાય તે આત્માની એક પ્રકારની ઉત્તમતા છે અન્યાય તે એક પ્રકારની અધમતા છે, ખરૂં ?

થ્રેસિ૦: તે તો કબુલ રાખવામાં આવ્યું છે.

સૉક્રે૦: ત્યારે ન્યાયી આત્મા ને ન્યાયી માણસ સારી રીતે જીવન કાઢશે, ને અન્યાયી માણસ નઠારી રીતે જીવશે; ખરૂં ?

થ્રેસિ૦: તમારી દલીલ આ સિદ્ધ કરે છે.

સૉક્રે૦: અને જે માણસ સારી રીતે જીવન ગુજારે તે ભાગ્યશાળી ને સુખી છે, ને જે નઠારૂં જીવન જીવે તે સુખી નથી. ખરૂં કેની ?

થ્રેસિ૦: એમજ.

સૉક્રે૦: ત્યારે ન્યાયી પુરૂષ સુખી છે ને અન્યાયી દુઃખી ખરૂં ?

થ્રેસિ૦: હશે.

સૉક્રે૦: પણ સુખ લાભકારક છે, નહિ કે દુઃખ.

થ્રેસિ૦: હા તો.

સૉક્રે૦: ત્યારે તો મારા વ્હાલા ભાગ્યશાળી થ્રેસિમેકસ, અન્યાય કદાપિ ન્યાયના કરતાં વધારે લાભકારક ન હોઇ શકે. આ પ્રમાણે આ બેની દલીલનો અન્ત આવે છે. પણ તેથી સૉક્રેટીસને સંતોષ મળતો નથી, કારણ કે ન્યાય તે શું છે તે મુખ્ય વિષય તો અનિશ્ચિતજ રહ્યો, અને એક પછી બીજા વિષયમાં ચર્ચામાં ઉતરી જવાનું પરિણામ તો સૉક્રેટીસ કહે છે કે છેવટે એજ આવ્યું કે " હું કંઇજ જાણતો નથી. કારણ કે ન્યાય શું છે તે હું જાણતો નથી, ને તેથી એ સદ્‌ગુણ છે કે નહિ તે હું જાણું એ સંભવિત નથી, ને ન્યાયી પુરૂષ સુખી છે કે નહિ તે પણ હું કહી શકું નહિ. "

"રિપબ્લિક"ના સંવાદનાં દશ પુસ્તકોમાંનું પહેલું, અહીં સમાપ્ત થાય છે. ન્યાય વિષેની ચર્ચા હજી સમાપ્ત થઈ નથી.

(અપૂર્ણ.)

# गिरि शृंगे चन्द्रोदय अने इंदु प्रति उक्ति.

વસન્તતિલકા.

ખીલી રહી નિશ નભે મધુ ચન્દ્રિકા થી !
શાન્તિ ભરે હૃદયમાં મૃદુ શીત રશ્મિ;
આહ્લાદ ને ધવળ સર્વ સ્થળેય ભાસે,
ને અન્તરીક્ષ પૂર્યું ચન્દ્ર પ્રભા વિષે છે. ૧

પાસે ઉભેલ ગિરિરાજ ગભીર લાગે,
શૃંગો અનેક શશિ રશ્મિથી શ્વેત ભાસે;
ને દિવ્ય કાનન દીસે ગિરિની કટીએ,
વૃક્ષો અનેક અનિલે ઝુલતાં દીસે છે. ૨

પાસે વહે સરિત નિર્મળ ગાન ગાતી,
ઉત્સુક કાન્ત નિજને મળવા વહંતી;
વાંકી ચુંકી સરિત એ પલટાઇ જાયે,
ને વાલુકા ઉપર એ રમતી સ્વચ્છન્દે. ૩

ઈન્દુ પ્રકાશ પડી શ્વેત અનેક વારિ,
જાણું વહી વિમળ એ ગિર શાન્તિ અર્પિ;
અંગે ધરી દુકુલ ક્ષીર સમાન શ્વેત,
દિવ્યાંગના સરિત એ લસતા દીસન્ત. ૪

ખીલી સરિત નિરમાં વળી કુમુદિ થી,
આનન્દમાં સમીર થી હિંચકાય ધીમી;
નીચી નમે કુમુદિની સરિતા સપાટે,
જાણે કરંતી સલિલામૃત પાન દીસે. ૫

જો ! વારિમાં ગગન ગામી સુધાંશુ કેરું,
રૂડું દીસે મધુર ત્યાં પ્રતિબિમ્બ ચારુ;
ને અભ્ર આવી પળમાં નિશ કાન્ત ઢાંકે,
તેથી શશાંક રમતો નિજ રાસ દીસે. ૬

જાણે ટળી પ્રભુવથી નભમાં ચકોર,
સ્વચ્છન્દથી ગગનમાં તરતાં દીસન્ત;
ને શાન્ત રમ્ય મધુરી રજની વિષે એ,
પીયૂષ પાન કરતાં નભમાં દીસે છે. ૭

* * * * * * * * *

રે ! રે ! સુધાંશુ ! ગિરિએ જ્યાં તું ઉગે છે,
ત્યારે દીસે છ અતિ રમ્ય તું વર્ણું શિરે;
શું રોહિણી અનુપ કોપ કરે તું સંગે,
તેથી અધીર અમનું દીસતો શું રંગે ! ૮

હે ! ચન્દ્ર ! લાંછન દીસે તવ આસ્ય માંહીં,
તેથી દિસે નભ વિશે તુજ જ્યોતિ ઝાંખી;
શું પૃથ્વીનાં મનુજની સમ સૃષ્ટિ વિષે,
કંદર્પના શર ત્હને હૃદયે શું વાગે ? ૯

રે ! ઇન્દુ ! જોઈ તુજ આસ્ય વિશાળ વ્યોમે,
કોઇ લલિત લલના હસતી કટાક્ષે;
તું તો કલંકિત દીસે અહ ! હિમ રશ્મિ,
વક્ત્રારવિંદ લલના તણું નિષ્કલંકી. ૧૦

હે ! ચન્દ્ર ! જોઇ તુજને મમ ચિત્ત ચાહે,
કે તું મનુજ હૃદયે ચિર શાન્તિ અર્પે;
કૌમુદિ આવી નભમાં ખીલવે સદાયે,
ને અંશુમાળી તુજને નવ કષ્ટ આપે !!! ૧૧

ચોપાટી—મુંબાઇ. હીરાલાલ મગનલાલ દેસાઈ.

---

## सृष्टिने संदेश.

પ્રભુનો પ્રિયતમ આ સંદેશ. અહોહો પ્રિયતમ પ્રભુનો૦
વિભુનો અનુપમ આ સંદેશ, પ્રભુનો૦
વીરને આહ્‌લાદક ઉપદેશ. પ્રભુનો૦
પ્રેમ અને પ્રભુ એક સુરૂપે,
　　જગવે તાન અનેક. અહોહો પ્રભુનો૦
પ્રેમ વિનાના પ્રભુ અધુરા,
　　અધુરાં અંતર ગેય.અહોહો પ્રભુનો૦
પ્રભુ વિનાનો પ્રેમ પાંગળો,
　　આછાં અંતર હેય. અહોહો પ્રભુનો૦
હુંમયતા સઘળે સમજાતાં,
　　સુફલ જીવન સંકેત. અહોહો પ્રભુનો૦
જ્યોતિનાં દ્વય જ્વલંત જાગે,
　　રસરેલે પણ એક. અહોહો પ્રભુનો૦
પ્રભુમય થાવા પ્રેમ જગાવો,
　　સાધો એ નિર્દેશ. અહોહો પ્રભુનો૦
પ્રભુના સંતો ધુન મચાવે,
　　એજ પ્રભુ આદેશ. અહોહો પ્રભુનો૦
સંત હૃદય રસ ઢોળાયો લે,
　　જીવનનો રસ એક. અહોહો પ્રભુનો૦

મંજુલ.

---



# मारी दुनीयानी मुसाफरी.

## MY TRIP ROUND THE WORLD.

( Goverdhan. I. Patal. B. A. )



### પ્રકરણ ૧.

### મુસાફરીની તૈયારી અને શરૂઆતના અનુભવ.

### ( Preparations for the Trip And First Experiences. )

" We were going to strange lands. We had been told we were rash and foolish and mad and we were hastening to our deaths. We did n't believe it."

( Fraser. )

( ભાવાર્થઃ—અમે અજાણ્યા પ્રદેશોમાં જવાના હતા. અમને એવું કહેવામાં આવ્યું હતું કે અમે ઝનુની, મૂર્ખ અને ગાંડા છીએ અને મૃત્યુના મુખમાં દોડી પડીએ છીએ. અમે તે માન્યું નહિ—ફ્રેઝર.)

* * * *

**મુ**સાફરીને સુખપ્રદ તથા આનંદદાયક કરવા ઇચ્છનારે પોતાના વિચાર પ્રદેશની મર્યાદાનો વિસ્તાર કરવા માટે જ્ઞાનાસક્તિ, શોધકવૃત્તિ, તુલનાશક્તિ, અને વિવેક દૃષ્ટિને આરંભમાંજ સતેજ કરવાની જરૂર પડે છે. પોતાના વ્યવસ્થિત નિશ્ચયોને ડગાવનાર પ્રસંગોમાં મનની સ્થિરતા દૃઢ રાખવા માટે ઉંચા પ્રકારનું મનોબળ ( Force of mind ) સર્વની પેઠે સાવધાન રાખવાની પણ તેને તેટલીજ ફરજ પડે છે.

યોગ્ય વિચારોથી એક વખત આવી લાંબી મુસાફરીએ ઉપડી જવાનો સાહસિક નિશ્ચય થોડા થતાં, તે માર્ગમાં આવતા વિક્ષેપકર વિચારો અને પ્રસંગોને બળપૂર્વક તથા વેગપૂર્વક દૂર કરી વિવિધ કુટુંબીજનોની અનુજ્ઞા મેળવી, વડોદરા રેસીડન્સીનો "પાસપોર્ટ" ( Passport ) લઈ મુસાફરીના ફક્ત ચાર દિવસ પહેલાંજ મારે મુંબઈ આવવું થયું.

ટૉમસ કુક ( Thomas Cook )ની જાણીતી પેઢી મારફત પી. એન્ડ. ઓ. ( P. & O. ) કંપનીની સ્ટીમરની ટીકીટ વગેરેની વ્યવસ્થા કરી, દેશાવર જઈ આવેલા એક અનુભવી મિત્રની મદદથી કપડાં તથા સામાનની તૈયારીની સગવડ પણ ગોઠવી દેવામાં આવી અને આ સર્વ ધારેલા સમયે તૈયાર થઈ ગયું. અનેક અનુભવી મિત્રોની મદદથી આ બાબતોમાં મને ખાસ શ્રમ પડે તેવું નહતું; પરંતુ મારા ઉપર આ છેલ્લા અઠવાડીયામાં સ્નેહીઓ, સંબંધીઓ, લાગતા વળગતાઓ વગેરે તરફથી જે લાંબા લાંબા આશિર્વાદો, સૂચનાઓ, સાવચેતીઓ, Good wishes, વગેરેના સંખ્યાબંધ પત્રો આવતા હતા તેથી તથા બીજા અનેક પ્રકારના વિચાર વમળથી મારી ઉંઘ જતી રહી હોય, એમ મને સમજાતું હતું. તેમ છતાં પણ મારામાં ધૈર્ય, ઉત્સાહ, જોશ, દૃઢતા વગેરે ઉભરાતાં હોય એમ મને ભાન થતું હતું. છેવટે આઠમી જુનનો નિકળવાનો દિવસ ઉગ્યો અને મારા મનની સ્થિતિમાં વિલક્ષણ વિચારોના ઉભરા

દરિયાની ભરતીની પેઠે ચઢતા હોય એવો કદી નહિ અનુભવેલો અનુભવ મને થવા લાગ્યો. મને વિદાય કરવા માટે નિકટના તેમજ દૂરના કુટુંબીજનો, મારા તથા મારા પિતાના મિત્રો તથા હૃદયવત્ આપ્તજનો, વગેરે મુંબઈ આવેલા હતા.

બપોરના બાર વાગતાં કર્નાક બંદર ઉપર સર્વેનું આવવું થયું અને જે પ્રકારના વિધિ એ પ્રસંગને અંગે કરવાના હોય છે તે સર્વ થયા. આ સર્વ બંધુઓ તથા ભગિનીઓને નમ્રતાથી નમન કરતો હું કેવળ જુદાજ વિચારનાં તોફાનોમાં અટવાતો જતો હતો. મારા કાનમાં અનેક પ્રકારની સુચનાઓ, આવેશના શબ્દો, સ્નેહનાં ભીનાં વચનો અને આશિર્વાદો આ સમયે રેડાતા હતા અને એ સર્વને સાંભળતો તથા જોતો હું અંતઃકરણને દૃઢ રાખી આંતર પ્રદેશના આવેશોમાં ડૂબી જતો હતો. વ્યવસ્થાપકની એકાએક સુચના મળતાં સર્વને છેલ્લા શબ્દો કહી મારે ઝાંપામાં પેસવું થયું અને ડોક્ટરને નાડી બતાવી સ્ટીમરપર લઇ જનારી બોટ ( Steam Launch ) માં હું દાખલ થયો. બોટનો જે ભાગ કિનારા તરફ હતો. ત્યાં આવી હું કિનારાપર ઉભેલા વડિલજનો અને મિત્રોની સંમુખ ઉભો રહ્યો. પરસ્પરથી શબ્દવડે વાતચિત થઈ શકે તેટલી વચમાં જગા નહિ હોવાથી તથા સર્વનાં હૃદયોમાં બહાર ઉછળતાં મોજાંઓ જેવાં લાગણી ( Emotion )નાં મોજાં ઉછળતાં હોવાથી માત્ર સંજ્ઞાથી અને મુખ ઉપરના ભાવથી પરસ્પરની સાથે વાતચિત થતી હતી.

બોટ ઉપડવા માંડી. સર્વ સંમુખ પાષાણની મૂર્તિની પેઠે જડવત્ હું સ્તબ્ધ ઉભો રહ્યો હતો. મારી સામેના સ્નેહીઓના હૃદયભાવ જોતાં મને એકાએક શોકના ઉભરા ચડી આવવા લાગ્યા. માત્ર કોઈ સુભાગ્યે એકજ પ્રધાન વિચારે મારા મગજમાં તે સમયે એક ચમકારો કર્યો. તે વિચાર એ હતો કે મારા એક મનની નિર્બળતાને પ્રદર્શિત થવા દેતાં અન્ય અનેક જનને હું ગ્લાનિનું કારણ થઈ પડીશ એ કેટલું અયોગ્ય છે. આ દૃઢ વિચારે મને પુનઃધૈર્ય આપ્યું. મારી બોટ વધુ વેગથી ખસવા માંડી અને થોડી ક્ષણોમાં હું કોઈ નવિન પ્રદેશમાં ખેંચાઈ જતો હોઉં તેમ દરિયાનાં ઉછળતાં મોજાંમાં બોટ સાથે ખેંચાવા લાગ્યો. મારા હાથમાંનો રૂમાલ કિનારા તરફ હાસ્યાજ કરતો હતો અને વિચારના વમળમાં અભાનવત્ કોઇને નહિ જોવા છતાં પણ અચાનક થોડી થોડી ક્ષણે હાથમાંનો રૂમાલ હાલતો હતો.

અંતરના આવેગોને શમાવી મેં બોટમાં કેટલા અને કેવા પેસેંજરો છે તે પ્રતિલક્ષ કર્યું. વિચારની દિશાને આ પ્રમાણે ફેરવતાં હું સ્ટીમર પાસે આવ્યો. પહેલાં મેં સ્ટીમરો જોયેલી હતી તેથી મને સ્ટીમર જોતાં ખાસ નવિનતા જણાઈ નહિ; પરંતુ તેમાં પ્રવેશ કરતાં મને કાંઈ વિલક્ષણ સ્વરૂપ સમજાવા લાગ્યું. સ્વપ્ને પણ નહિ આવેલા એવા વિવિધ જાતના ભય, શોક, ચિંતા, વગેરેના વિચારો આવવા લાગ્યા. મને મારી કેબીન દેખાડવામાં આવી; અને ત્યાં મારો સામાન મૂકવામાં આવ્યો. મજુરોને પૈસા ચુકાવી હું ખિન્ન વદનથી કેબીનમાં મારી ટ્રંક ઉપર બેઠો અને જે ઉભરાઓ અત્યંત બળથી મેં હાલ સુધી દબાવી રાખ્યા હતા તેમને છુટથી થોડી ક્ષણ વહેવા દીધા. તત્કાલ મુખ ધોઈ, સ્વસ્થ થઈ, થોડા ઉંડા શ્વાસોશ્વાસ લઇ હું અંધારી કેબીનથી બહાર નિકળ્યો અને સ્ટીમર જાણે નવું ઘર હોય અને તે જોઈ લેવાનું હોય તેમ તેને ફરી ફરી જોવા લાગ્યો. જોયા પછી સ્ટીમર ઉપડવાનો સમય થતો હોવાથી સંખ્યાબંધ ટપાલના કોથળાઓ ભોંયરામાં ભરાતા હતા તે થોડાવખત સુધી જોયા. પછી સ્ટીમરમાં ઉપરના માળ ઉપર બેસવા માટે મ્યુઝીક રૂમ ( Music room ) હોય છે તેમાં હું આવીને

બેઠો. આ જગાએ સાધારણ રીતે સ્ટીમરના પેસેંજરો વાંચવા, લખવા વગેરે માટે બેસે છે અને દિવાનખાનાની પેઠે તેનો ઉપયોગ કરવામાં આવે છે. સિંધ તરફના એક વિદ્વાન્ પ્રવાસી સાથે મારે વાતચિત ચાલ્યા કરતી હતી. થોડા વખતમાં સ્ટીમર ઉપડી અને દરિયાનાં ઉછળતાં મોજાંમાંથી અમે માર્ગ કાપવા લાગી. અડધો પોણો કલાક નહિ થયો હોય એટલામાં સ્ટીમર બંને બાજુ ઝુકવા લાગી અને વિચિત્ર જાતની ચકરી ( whirling Sensation ) આવવા જેવું મગજમાં સમજાવા માંડયું. જ્યાં સુધી ટકી શકાય ત્યાં સુધી બળથી હું બેસી રહ્યો પરંતુ આજુબાજુ રૂમમાં નજર નાંખતાં મને સમજાયું કે બધા પેસેંજરો કેબીનમાં જતા રહેલા છે અને ખલાસીઓ બુમો પાડી રહેલા છે. હું પણ લથડીયાં ખાતો મારી કેબીનમાં આવ્યો. મારી પાસેની કેબીનોમાંથી ઉલટીના મોટા મોટા અવાજ મારે કાને આવતા હતા, અને મને સમજાયું કે તેમને દરિયાઈ માંદગી (Sea-sickness ) લાગુ પડેલી છે. હું મારી શય્યા ઉપર ચતો સુઈ રહ્યો પરંતુ મને કવચિત્ ઉલટી થયા કરતી હતી. કેબીનનો સ્ટુવર્ડ ( Steward ) કવચિત્ મને શું ખાવું છે તે પૂછવા આવતો હતો પરંતુ આરોગ્યના જાણીતા નિયમોને લક્ષમાં રાખી મેં કાંઈજ ખાધું નહિ. રાત્રે સ્વસ્થ નિદ્રા આવી શકી નહિ અને સવારમાં મેં ફળ ખાવાનો પ્રયત્ન કર્યો. તે દિવસે પણ ઉપવાસ કરવાનો મેં નિશ્ચય કર્યો પરંતુ સ્ટુવર્ડે મને મોસાંની કાંજી પીવાની સલાહ આપવાથી સવાર સાંજ તેનું સેવન કર્યું. આજુ બાજુના પેસેંજરો સાથે સરખાવતાં મને સમજાયું કે હું ઘણો વધારે સ્વસ્થ હતો.

ત્રીજે દિવસે પણ મેં ફળ અને કાંઇજ લીધાં. કેબીનમાં આખો દિવસ સુઈ રહેવાથી મારાં હાડકાં દુખતાં હતાં તથા નબળાઈ વિશેષ જણાતી હતી. આવી સ્થિતિમાં સંખ્યાબંધ વિચારો મારા મગજમાં ઘોળવા લાગ્યા. ભય અને શોકનાં વાદળાઓથી મારૂં હૃદયાકાશ ઘોર થતું મને સમજાવા લાગ્યું. સવારના આઠ નવ વાગ્યા હતા, ગરમી પણ જણાતી હતી અને શય્યા ઉપરના હવા આવવાની બારીમાંથી મારા શરીર ઉપર પ્રકાશ પડી રહ્યો હતો. મેં થોડા દીર્ઘશ્વાસ લીધા અને કાંઈક વિશેષ સ્વસ્થતાનો હૃદયમાં આરોપ કર્યો. તત્કાલ મને વિચાર આવ્યો કે ત્રીસ ત્રીસ દિવસ સુધી પણ માત્ર ફળ અને કાંઇજથીજ મારૂં શરીર ટકાવી આ પ્રમાણે સુતો સુતો હું અમેરિકા સુધી પહોંચી જાઉં તેટલી મારામાં જીવન શક્તિ ( vitality ) છે અને રહેશેજ. આ પ્રમાણે ભયના વિચારોમાંથી હું સ્થિરતાના વિચારોમાં દોરાયો. થોડીવાર પછી બરાબર કપડાં પહેરી હું ઉપરના ડેક (deck) ઉપર ગયો અને એક કલાક સુધી ખુલ્લી હવામાંજ બેસી રહ્યો. મને વિશેષ બળનું ભાન થયું, તથા સમજાયું કે કેબીનના અંધારામાંથી દૂરજ રહેવું અને ઉપર ખુલ્લી હવામાંજ વિશેષ બેસવું.

બપોરે મને ભુખ લાગી, અને પહેલીજ વાર હું જમવાના ઓરડા(Dining Saloon) માં છરી કાંટાથી જમવાના પ્રસંગમાં આવ્યો. કેટલાંક ઓળખાણો કરી રાખેલાં હતાં તેમને પૂછીને, તથા બીજું અનુકરણ કરીને માત્ર ભાજીપાલો અને ફળ ખાઈ હું ઉઠી ગયો. તપાસ કરતાં મને સમજાયું કે ઘણા થોડા પેસેંજરો કેબીનમાંથી બહાર જમવા આવી શકતા હતા. ઘણાખરાને માંદગી લાગુ પડેલી હતી, કેટલાકનો મ્યુઝીક રૂમમાંજ પડી રહેતા હતા. રાત્રે મેં ખુલ્લી હવામાં ડેક ઉપર સુવાની હીંમત કરી અને પ્રાતઃકાળમાં સમજાયું કે એથી મને વિશેષ સ્વસ્થતા રહે છે. તે પછીથી દરરોજ ડેક પર સુવાનો તથા પ્રાતઃકાળે સ્નાન કરવાનો નિયમ ગ્રહણ કર્યો હતો; અને સવાર સાંજ ડેક ઉપર-પવનના ઝપાટામાં થોડો વખત ફરવાનો અભ્યાસ પાડ્યો હતો. ઘણો વખત હું ડેકના કઠેરાને અઢેલી ઉભો રહી

મોજાંઓ જોયાજ કરતો હતો. દરિયાનાં તોફાની જાંબલી મોજાંમાં આ 'સાલસેટ' (Salsette) સ્ટીમર એક પડીયાની પેઠે ઝુકતી મને દેખાતી હતી.

પાંચમે દિવસે અમારી સ્ટીમર એડન ( Aden ) આવી પહોંચી. એડનના ડુંગરા તથા કિનારાની શોભા (Beauty) જોવા માટે ડેક ઉપર બાઇનોક્યુલર (Binocular) લઈ ઘણાખરા પેસેંજરો ઉભા રહ્યા હતા.

એડનથી આ સ્ટીમર બદલી બીજી મોટી સ્ટીમર "ચાઇના" (S. S. china કે જે ઑસ્ટ્રેલીયાથી આવતી હતી તેમાં બેસવાનું હતું.

### એડન સંબંધી હકીકત.

અરબસ્તાનના એક ખુણા ઉપર મુંબઈથી લગભગ ૧૬૬૪ માઈલને અંતરે એડન આવેલું છે. અહીંનાં હવા પાણી આરોગ્યપ્રદ ગણાય છે, પરંતુ વરસાદની તંગીને લીધે ખેતીવાડી થઈ શક્તી નથી અને ઘણીખરી ખોરાકી બહારથી લાવવામાં આવે છે. રોમન વખત (Roman times) માં પણ એડન વ્યાપારનું મથક ગણાતું હતું. સોળમા સૈકાની શરૂઆતમાં પોર્ચુગીઝ (Protuguese) લોકોએ તે લીધું હતું અને ઇ. સ. ૧૫૩૫ માં તુર્કી (Turks) લોકોએ મેળવ્યું હતું. તે પછી કેટલાંક વર્ષ સુધી સેનાના સુલતાન (Sultan of sona) પાસે તે હતું અને છેવટે ઈ. સ. ૧૮૩૯ માં અંગ્રેજે (British) એ પોતાના એક ભાગી ગયેલા વહાણના ખલાસીઓને ત્રાસ આપવા વગેરેનાં કારણોથી પોતાના સ્વાધીનમાં લીધું હતું.

એડન સ્ટીમરો માટે મોટું કોલસા લેવાનું સ્ટેશન (Coaling Station) ગણાય છે અને ત્યાંની માલની આવક જાવકનો વ્યાપાર સારો ગણાય છે. કોફી, (coffee) ગુંદર, ( gum ) ચામડાં, (hides) શીંગડાં, ( horn) શાહમૃગનાં પીછાં, ( ostrich feathers ) તમાકુ વગેરે ત્યાંથી મોટા પ્રમાણમાં દેશાવર ચડે છે.

મુસાફરોને ખાસ જોવા લાયક આ સ્થાનમાં કાંઈ ગણાતું નથી. સોમાલી ( Somali ) લોકો સ્ટીમરો ઉપર અને આજુબાજુ હોડીયોમાં પીંછાં, દાડકાં વગેરેની બનાવટની ચીજો વેચવા માટે આવે છે તે ઉતારાઓને કાંઈક ત્રાસ કરે છે. તેમના જણાવવામાં આવતા ભાવ કરતાં તેઓ ચોથા ભાગની કીંમતે વસ્તુઓ આપી દેતા લેવામાં આવે છે. પરંતુ તેથી વિશેષ વિચિત્રતા જાપાનમાં લેવામાં આવે છે જે આગળ ઉપર જણાવવામાં આવશે.

...લોંચમાં બેસાડી અમને બીજી સ્ટીમર ઉપર લાવવામાં આવ્યા. આ સ્ટીમર સાતહજાર ટનની હતી અને સાલસેટ કરતાં ઘણી મોટી જણાતી હતી. એકદમ નવા નવા અંદર દાખલ થતાં કાંઇ જુદીજ વિચિત્રતાનું ભાન થયું હતું. મારી કેબીનનો નંબર શોધતો શોધતો હું ફર્યા કરતો હતો તેવામાં એક સ્ટુઅર્ડ મને છેક નીચેના માળમાં લઈ ગયો અને મારી કેબીન બતાવી. પહેલાં કરતાં આ કેબીન ઘણી ખરાબ મને લાગી. સ્ટીમરના એક બાજુના ઢોળાવ ઉપર તે આવી રહેલી હતી અને અંદરથી વિચિત્ર વાસ આવ્યાજ કરતી હતી. મેં ચાંપ ફેરવી પંખો ચલાવ્યો તો તેમાં કડ કડ કડ અવાજ થવા લાગ્યો. તેવા કામની કાંઈક મને માહિતી હોવાથી મેં જ્યાંથી બહારના ગોળનો સળીયો વળી ગયો હતો તે મારા હથીયારથી સુધાર્યો. કાંઇક ઠંડો પવન આવવાથી મને સ્વસ્થતાનું ભાન થયું. મારો સામાન ગોઠવી હું થોડીવાર વિચાર કરતો સ્થિર ઉભો રહ્યો. બાજુની લાકડાની દીવાલમાં ગોળ કાચની એક નાની બારી મજબુત બોલ્ટ ચડાવી બંધ કરેલી હતી તેના કાચમાંથી બહાર નજર કરતાં મને દેખાયું કે દરિયાના પાણીની સપાટી મારા ગળાની સીધી લીટી એ આવી રહી હતી. આ સ્થાનમાં દશ દિવસ ગાળવાથી મને કદાચ શરદી થશે અથવા તબીયત બગડશે એવો ભય થવાથી હું બીજી સારી જગ્યા મળી શકશે કે કેમ તેની તપાસ કરવા તથા મારી પાસે રોકડ પૈસા, રૂપાનો સામાન વગેરે હતું તે "પર્સર" (Purser) કે જે સ્ટીમરનો મુખ્ય ઓફીસર ગણાય છે તેની ત્રીજોરીમાં સોંપી દેવા, તેની ઓફીસ શોધતો હું ઉપરના માળ ઉપર ફરવા લાગ્યો.* (અપૂર્ણ.)

*આવતા અંકમાં.
પ્રકરણ ૨ જું. " એડનથી માર્સેલ્સ."

# उद्यम अने हुन्नर.

રાવ સાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર–મુંબઇ.

ગતાંક પૃષ્ટ ૩૭ થી ચાલુ.

એમાં જે ચિત્ર અને નકસીકામ છે તે ટાંકણાવતી ટીપીટીપીને જમીનની અંદર બેસાડી પાસેની જમીન ઉપસાવે છે તેવી જાતની નક્સી છે. તેમાં કમળના ખીલેલાં પાંખડી વાળાં ફુલોની કોર, આરકાં, તથા તેના સ્તંભો અને મૂર્તિઓ ખરેખર પ્રશંસનીય છે. વળી તેમાં માણેક જડેલાં છે. એમાં યુનાની હુન્નરની અસર જણાય છે અને તેમ હોય તો તેમાં કંઇ નવીન નથી, કારણ સિકંદર આવ્યા પછીના કાળમાં એ બનેલું હતું.

લોખંડના જબરા નમૂનામાં દિલ્હિનો કુતુબ મિનાર છે. એ મિનારો ઊંચાઇમાં ૨૬૦ ફીટ અને તળીએ ઘેરાવમાં ૪૮ ફીટ ૪ ઇંચ છે. ગગનને ચુંબન કરનાર એ મિનારો દુનિયાની સાત અજાયબીમાંની એક અજાયબી છે અને હિન્દુ-કારીગીરીનો એ નમુનો પૃથુરાજના સમયમાં બાંધેલો છે. તે ઈ. સ. ૧૩૬૮ માં ફીરોજશાહે રીપેર કરાવ્યાનો તેનાપર લેખ છે. આવો લોખંડનો ગંજાવર સ્તંભ આજથી ૧૫૦૦ વર્ષ ઉપર ઊભો કરી શક્યા હતા. એ તે વખતના હિન્દુઓની કળા કૌશલ્યનો એ જીવતો નમૂનો છે. એ સ્તંભ આજદિન સુધી જેવોને તેવો, તેમાંના અક્ષરો અને નકસી જે દહાડે કોતર્યા હતાં તેવાં ને તેવાં ઊંડાં પંદરસો વર્ષના વર્ષાદ, તડકા, તાપ અને તે સાથ મુસલમીન બાદશાહોના હુમલા ખાધા છતાં પણ સલામત રહ્યાં છે. ફત થોડું થયું અંગ્રેજ સરકારે તેના ઉપરનો ભાગ પડી જવાની બ્હીકને લીધે નીચે ઊતારી નાંખ્યો છે. યુરોપમાં એવા મહા ભારન લોખંડી સ્તંભો થોડી મુદત અગાઉ કરી શકાતા ન હતા. પણ જૂના વખતમાં 'કલીઓ પેટ્રાની નીડલ' અને એવા બીજા સ્તંભો મિસરદેશમાં હોવાનું સાંભળ્યું હતું. એ સ્તંભ ઑગસ્ટ સીઝરના રાજના ૮ માં વર્ષમાં એટલે આજથી ૨૦૨૫ વર્ષ ઉપર ઉભો કરેલો હતો એમ તેના લેખ ઉપરથી જણાય છે. તે કલીઓ પેટ્રાની નિડલ હાલમાં ઇંગ્લાંડ લઇ જઈને ગોઠવવામાં આવી છે. એ સિવાય આપણી ગુફાઓ જેવી કે ખાનદેશની અજંન્ટા કેવ્ઝ, દૌલતાબાદની એલોરા કેવ્ઝ, લાનોલીપાસે કાર્લાકેવ્ઝ, ધારીપુરીની એલીફન્ટા કેવ્ઝ, બોરીવલી (બરોલી)ની અનેરી કનેરીની કેવ્ઝ, વગેરે ઘણી ગુફાઓ હિન્દુઓના જૂના, હુન્નરની હયાતિના નમૂના તેની નક્સીઓમાંથી મળી આવે છે અને જેના ઉપરથી ઉતારા કરવાનું કામ આર્ટ સ્કુલમાં પૉટરી અને બીજા કામોમાં કરવામાં આવે છે. આ ઉપરથી જણાશે કે આદેશ અસલ હુન્નરમાં ઘણોજ ચ્હડીઆતો હતો અને અત્રેથી યુરપના ગ્રીસ, રોમ, એશિઆના આસીરીઆ બાબીલોનીઆ, ઇરાન, ચીન અને આફ્રિકાના મિસર વિગેરે દેશમાંથી વ્યાપારીઓ આવીને તરેહવાર હુન્નરનો માલ જૂના વખ્તમાં, તેમજ ત્યાર પછીના વખ્તમાં લઇ જતા હતા.

ત્યારપછી મુસલમીન રાજ્ય થવાથી જોકે હિન્દુરાજ્યબળ નરમ પડ્યું પરંતુ કળા કૌશલ્યને ધક્કો લાગવાને બદલે તેને વધું ઉત્તેજન મળ્યું, કારણ એ બાદશાહો અત્રે સ્થાયી થઇને રહેતા તેથી પોતાના હાથમાં જે દોલત આવતી તે તેઓ ઊંચી કારીગરીની ઇમારતો બંધાવામાં અને વસ્તુઓ કરાવવા પાછળ ખર્ચતા, તે એટલે સુધી કે જે કારીગરી અત્રે બરાબર ન હોય તેના કારીગરોને બહારથી તેડાવી તેમાં દેશી કારીગરોને સામીલ કરતા; જેથી દેશમાં હુનર વધતો ગયો અને તેનો પરદેશ સુધી ફેલાવો

પણ હતો. મોગલ બાદશાહોના વખ્તમાં, તથા ગુજરાતના મહમ્મદ બેગડાના તથા અન્ય બાદશાહોના વખ્તના કારીગરીના નમૂના હાલની વિદેશી કારીગરીથી કંઈ ઉતરતા નથી પણ બલકે ચડતા કહીએ તો ચાલે.

હિન્દુસ્થાનમાં છેક વેદના કાળથી હુન્નર હતો એમ આપણે સંક્ષિપ્તમાં કહીગયા, અંહિથી પાશ્ચાત્ય ભાગમાં એ હુન્નર ફેલાયો તે પણ આપણે ટુંકમાં જણાવી ગયા, હવે બુદ્ધ ધર્મના લોકોને જ્યારે આ દેશમાંથી આસરે નવમા સૈકામાં બ્રાહ્મણ ધર્મવાળાઓએ કહાડી મૂક્યા ત્યારે અત્રેથી હુન્નર અને સુધારો સિંહલદ્વીપ, બ્રહ્મદેશ, શિયામ, તિબેટ, ચીન, જપાન, જાવા સિલેબીસ વગેરે ટાપૂઓમાં પ્રસર્યો અને ત્યાંથી છેક અમેરિકા સૂધી બુદ્ધલોકો લઈ ગયા. જ્યારે સ્પેનીઅર્ડ પ્રથમ મેક્સીકો અને પીરૂમાં ગયા ત્યારે એ સુધારો અને કારીગરી, એ લોકોએ, ત્યાંના વતનીઓમાં જોયાં, પરંતુ જણાવવાને દિલગીરી માત્ર એટલીજ લાગે છે કે તેમના સરદારો કોર્તેઝ વગેરેએ તેમનો નાશકર્યો. થોડા વર્ષપર એક બંગાલી અમેરિકા ગયો હતો. ત્યાં તેણે અપણા દેશમાંથી ગયેલા હુન્નરોનાં ચિન્હો જોયાં છે. તે ગૃહસ્થ તે વિષે એક ગ્રંથ બહાર પાડનાર હતો.

ઘરઘરે ઘરઘરે ધરત્વ તેમ હિન્દુરાજ્યોમાં કુસંપ રૂપી સડો પેસવાથી પરરાજ્યોનો અમલ થયો અને તેઓ પરતંત્ર થયા. પોતાનું રાજ્ય ગુમાવી બેઠા અને હવે તો સાપ ગયાને લીસોટા રહ્યા. ફક્ત વાતોજ કરવાની રહી. કળા કૌશલ્યનો પછી વધારો થવાને બદલે ઘટાડો થવા લગ્યો. કુસંપની પ્રગતિ ઝડપથી થવા લાગી. તે એટલે લગણ કે દરેક જણમાં ઘેરેઘેર પ્રવેશ કર્યો, સાત વર્ષનાં બાળકમાં પણ તે દેખાવા લાગ્યો. રસ્તે ગાડીની પાછળ કોઇ છોકરો સંતાઈ ટીંગાઈ રહ્યો હોય તો તેને દેખી ન શકતાં રસ્તાનાં છોકરાઓ ઈર્ષાથી કોચમનને એકદમ બૂમ મારે છે ' ઘોડાવાળા ! ચાબૂક ' એ બૂમ સાંભળીને પેલો બાપડો તુર્ત ગભરાતો ઉતરી જાય છે, અને ઉતરતાં જો પડીજાયતો બધા બહુ ખુશી થાય છે. આટલે સૂધી કુસંપનાં બીજ રોપાઈ ગયાં તો હવે આશા શી રાખવી, તેમાં વળી કોઇ ઝાઝી ટેંટા કરે તો સત્તા આગળ શાણપણ તેની ચાલતી નથી. તેના કરતાં मौनं ही परमं भूषणम्, એ અખત્યાર કરીને સજજનો બેઠા છે. કળા કૌશલ્ય ઘટી જતાં ગરીબી વધવા માંડીછે. હવે એવી રંક સ્થિતિમાં પોતાનાં બચ્ચાં છોકરાંઓનું પોષણ કરે કે કળા કૌશલ્યમાં પોતાના ઉત્સાહનો વ્યય કરે ! કારણ મુદ્દીવગર તે બની શકતું નથી- તે તો ધનાઢ્ય વર્ગથીજ બનીશકે. એક ન્હાનો ગ્રંથ રચવો હોય તો કોઇને અર્પણ થાય તો છપામણીનો ખર્ચ નીકળે. એથી જો કોઈ સ્હાયકારી સખી નર એવા બાપડાને મળે નહીતો તેના ગ્રંથનું ગુંથણ છૂટી જાય.

જે ધનાઢ્યો છે તે જો પોતાની પુંજીનો કળા કૌશલ્યને ઉત્તેજન આપવામાં વ્યય કરે તો કેટલાક રંકલોકોને તેઓ પોષી શકે, જેથી તે રંકોના આશિર્વાદો તેમને ફળ્યા વગર રહે નહિ, અને તેવાજધનાઢ્યોને ધન્ય વાદ અર્પી શકાય. કલા કૌશલ્યને ઉત્તેજન આપવામાં તો વ્યાપારીબાદશાહ **શેઠ જમશેદજી નોશરવાનજી તાતાએ** ખરેખરી નામના મેળવી છે. તે પોતે અખૂટ ખજાનામાં આળોટતા છતાં તે ખજાનો ખરા કામમાં ખરચાતાં એવડો થયો છે. એમણે એકજ લાઈનમાં ઉત્તેજન આપ્યું નથી. **તાતા હાઇડ્રો ઈલેક્ટ્રીક સ્કીમ, તાતા રીસર્ચ ઈન્સ્ટીટ્યૂટ, તાતા આયર્ન સ્ટીલ વર્કસ, તાતા સીમેન્ટ વર્કશ** વગેરે અનેક તેનાં કાર્યો લક્ષ્મી અને સરસ્વતિને વધારનારાં છે.

જોતા જોતામાં ન્હાનકડો જ્પાનદેશ કળા કૌશલ્યમાં કેટલો આગળ વધી ગયો!!! તે મ્હોટા મ્હોટા રાજ્યોની સામે ટક્કર ઝીલે છે. હિન્દભૂમીમાં ઘણા કાચા પદાર્થ છે, તેને જમીન

માંથી મેળવી હુન્નરથી કેળવી વિદ્યાબળે ઉપયોગમાં આણવા જોઈએ. મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ કુશળ અને વિદ્વાન નરોને પોતાને ખર્ચે યુરપ અમેરિકા મોકલી પોતાના રાજ્યમાં નવો હુન્નર દાખલ કરવા નિરંતર પ્રયાસ કરે જાય છે તે ખરેખર સ્તુત્ય છે.

કળા કૌશલ્યમાં આપણો દેશ એટલો મંદ છે કે વિદેશી ચીજોનું અનુકરણ કરી તેના જેવી સસ્તી અને સારી ચીજો બનાવી શકતા નથી, તો પણ હમણાં હમણાં સ્હેજ પવન ફેલાયો છે તેથી સ્વદેશી ચીજો ઉપર લોકોનો ભાવ થયો છે અને સ્હેજ મોંઘી હોય તો પણ ઉત્તેજનાર્થે તેની ખરીદિ થાય છે. પણ તેને પૂર બહારમાં આવતાં ઘણો વિલંબ છે. હાલના શ્રીમંત શેઠીઆઓ મોજ મજાહને એશ આરામ શિવાય કશું સમજતા નથી. કોઇના મસ્તિષ્કમાં ધુન ભરાયું તો રાન વેરાનમાં પાંચ લક્ષનો ફક્ત રહેવાનોજ એક મહેલ બાંધે છે. તેમાં વળી શયનગૃહ ગણોજ શણગારે છે, અને વિષય વાસના પ્રદિપ્ત કરવાર્થે તેમાં બિન વસ્ત્રધારી પુતળાં પુતળીઓ તેના હાવભાવ સહ મૂકે છે. વળી કોઇ ધનિક જૂનમાં, કોઇ ઘોડ દોડમાં દોડનાં ઠોકર લાગી જાય છે ને પછી ઉદ્ધારજ પામતા નથી. હવે કહો જોઇએ કે આવા ફન્દમાં ગુમાવેલા દ્રવ્યને જોકોઈ હુન્નર ચલાવવામાં વાપર્યું હોય તો પોતાને, અને દેશને કેટલો બધો લાભ થાય, અને કેટલા નિરાધારોને તે આધાર ભૂતથઈ પડે !!

મેટ્રિકમાં પાસ થઈ વિદ્યાર્થિઓ વકીલની લાઈન લે છે, અગર ડાક્તર કે સિવિલ ઈંજીનેરની લાઈન લે છે. કોઇ વિલાયત જઈ બેરીસ્ટર થઈ આવે છે, એવા વિદ્વાનો પોતાની સ્થિતિના સંયોગને લીધે લોકોમાં કજીઆ લેવા, તેને કેવીરીતે લડાવવા તેના પ્રપંચમાં, અને દાવ પેચમાં પોતાનો 'કાળક્ષેપ કરે છે. એક બક્રમ ફુળ આવ્યું કે જાણે સોનચડી !!! સૂર્ય ઉગતાં ૭ ૭ સોનામોહોરનાં ઢીંગાં મૂકતીજાય. વળી દાક્તરો પોતાના દર્દીઓને ખારી મીઠી, તીખીને તમતમતી દવા આપી રબ્બરની માફક દર્દ લાંબુ ટુંકું કરતાં શીખ્યા, તેમ રોગ પણ વધી પડ્યા. વળી ઇન્જનેરો પણ ભવ્ય ઈમારતો બાંધતાં બીતરફીતો રામજી જાણે તેમ ઇમારતો સંપૂર્ણ થવા બાદ અલ્પ અરસામાંજ તેવી મજબૂત ઈમારતોમાં ફાટ પડતાં મ્યુનીસીપાલીટી અમલા ઉતરાવી પાડે, અને ઘર ધણી એ કેટલો ખર્ચ વ્યર્થ જાય. અસલના મીસ્ત્રીઓ જે ઘર બાંધતા તે હાલના ઈંજીનેરોનાં કામને પણ ટક્કર મારતાં. ગણેશ વાડીમાં મર્હુમ ભાટીઆ શેઠ લક્ષ્મીદાસ ખીમજી વાળું ઘર એવું મજબૂત છે કે તે અસલની સરસ બાંધણીનો એક નમુનો ગણાય. એક ક્ષ. વિઠ્ઠલ ખેતા નામના મિસ્ત્રીએ બાંધેલું છે.

અસલ ઈન્સાફ પ્રત્યેક જ્ઞાતીનું, પંચ કરતું એટલે કોરટની સોરટી કોઈ કરતું જ નહી, અને દરેક પંચના અગ્રેસરોનું પૂર ચલણ તેમ વલણ હતું. હાલમાં તેમ નથી કારણ કે અધુરી કેળવણી લેનાર વર્ગ ઘણો થતાં મ્હોટાઈ, આડંબર, શોખ તે હંપદ વધી ગયાં. અગ્રેસરોનું માન્ય રહેવા લાગ્યું નહીં, અને ફાટફુટ પડતાં ઉંચટ કોરટમાં જવાનો વખત આવવા લાગ્યો અને વકીલોના ઘરો ભરાવા લાગ્યાં. ન્યાતોનાં બંધારણો તુટીગયાં, એસર્વ જોતાં લોકોના મગજ બીજી લાઇનપર દોરવાઇ ગયાં.

તોપણું જેઓએ સરસ્વતિ મંદિર (યુનીવર્સીટી)ની મ્હોટામાં મ્હોટી પદ્દીઓ મેળવી અનેક શાસ્ત્રોમાં કેળવણી લઈ, વિદ્વતા પ્રાપ્ત કરી છે તેવા વિદ્વન્મણીઓને જોઈને મ્હોટા રાજ્યોમાં યુરપમાં ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ જર્મની ઑસ્ટ્રિયા, સ્વિટ્ઝર્લૅન્ડ અમેરિકા જાપાન વગેરે દેશોમાં મોકલાવી અનેક પ્રકારના હુન્નરોમાં પ્રવીણ કરાવી પોતાના દેશમાં હુન્નર શાળાઓ મ્હોટા પાયાપર કહાડે, તેમજ મુંબઈ અમદાવાદ વગેરેના ધનિકો જેમ મિલ ઉદ્યોગ પાછળ મંડી મીલોના થોકબંધ થોકબંધ